# પાયાનો ગુજરાતી શબ્દકોશ

ગુજરાતી ભાષામાં સામાન્ય રીતે નિત્યના વ્યવહારના
મૂળ શબ્દોનો સંગ્રહ

[ એના સાધિત જે શબ્દો વપરાશમાં છે તે બાજૂમાં બતાવ્યા છે. ]

લેખક :
કેશવરામ કા. શાસ્ત્રી (બાંભણિયા)

સરકારી છાપખાનું, વડોદરા
[illegible]૯૫૬

[ કિંમત : રૂ. ૧ આ. ૧૫ અથવા ૩ શિ. ૩ પે. ]

# અનુક્રમણિકા

પૃષ્ઠાંક

## કોશનો ઉપયોગ કરતાં પહેલાં શુદ્ધિપત્રક જુઓ

# શુદ્ધિપત્રક

યંત્ર ઉપર ચડ્યા પછી કેટલેક ઠેકાણે અનુસ્વાર-અનુનાસિક, કાનો, અજંજુઓ, વરડુંઓ, માત્રાઓ, હલ્‌ચિહ્ન, પૂર્ણવિરામ, અલ્પવિરામ, અર્ધવિરામ વગેરે ઊડી ગયાં છે; એવાં બધાં સ્થળ જાળવીને વાંચવા વિનંતિ છે. આમાં વધુ ધ્યાન રાખવા જેવાં સ્થળોનું શુદ્ધિપત્રક આ નીચે આપવામાં આવ્યું છે. કેટલીક રહી જવા પામેલી ભૂલો પણ આમાં સામેલ કરી છે:—

| પાનું | કટાર | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૩ | | ૨૯ | ૧૦૦૦ | આશરે |
| ,, | | ૩૦ | એક હજાર | બારસો |
| ૧૩ | | ૧૬ | જૂદાં | જુદાં |
| ૨૩ | ૧ | ૧૧ | આંણું | આણું |
| ,, | ૧ | ૨૯ | આથી | આથો |
| ૨૮ | ૨ | ૧૬ | એ | એમ |
| ,, | ,, | ૨૯ | વિના એમને | વિના |
| ,, | ,, | ૩૧ | લીધેલુ | લીધેલું |
| ૩૦ | ૨ | ૧૬ | અમ | એમ |
| ૩૧ | ૧ | ૨૮ | માથા | માથું |
| ૩૫ | ૧ | ૩ | છોડની | છોડને |
| ૩૬ | ૨ | ૨ | ધ્રુજારી | ધ્રુજારી |
| ૩૭ | ૨ | ૧૭ | કાટછાડ | કાટછાંટ |
| ,, | ,, | ૨૩ | કાબ | કાબૂ |
| ૪૦ | ૧ | ૩૩ | કૂદંકૂંદા | કૂદંકૂદા |

| પાનું | કટાર | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૪૧ | ૨ | ૧ | સાંધો | સાંધો |
| ૪૨ | ૧ | ૧૨ | કોળ | કોલ |
| ૪૪ | ૨ | ૨૩ | ખાણીપાણી | ખાણીપીણી |
| ૪૫ | ૧ | ૭ | એવી | એવો |
| ૪૬ | ૨ | ૭ | બનાવેલુ | બનાવેલો |
| ,, | ,, | ૧૫ | થયુ | થવું |
| ૪૭ | ૧ | ૧૭ | ગજુ | ગજું |
| ,, | ૨ | ૧૬ | –જ | –જું |
| ૪૯ | ૧ | ૧૬ | ઠતાવ | –ઠિયો તાવ |
| ,, | ૨ | ૨૦ | પહોડની | પહાડની |
| ૫૨ | ૧ | ૩ | ધી | ઘી |
| ૫૩ | ૧ | ૩૪ | કુદરડી | ફુદરડી |
| ,, | ૨ | ૧ | ઘસવુ | ઘૂસવું |
| ,, | ,, | ૧૫ | કરી | ફરી |
| ૫૪ | ૧ | ૪ | ઉપરની | ઉપરનો |
| ,, | ,, | ૭ | ઘ્રસી | ઘસી |
| ૫૬ | ૨ | ૨૧ | ચાબુક | ચાબૂક |
| ,, | ,, | ૨૮ | ચામડી | ચામડાં |
| ,, | ,, | ૩૩ | જાતનું; | જાતનું |
| ૫૮ | ૧ | ૨૭ | ચાપચીપીયું | ચાપચીપિયું |
| ૫૯ | ૧ | ૩૦ | સ્ત્રી. | ક્રિ. વિ. |
| ,, | ૨ | ૧૯ | લોઢાનો | લોઢાની |
| ,, | ,, | ૨૨ | એવો | એવું |

| પાનું | કટાર | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૫૪ | ૧ | ૭ | ઉધારવાનું | ઉધરાવવાનું |
| ,, | ૨ | ૧૩ | લૂગડાં, | લુગડાં |
| ,, | ,, | ૨૧ | છાંક | છીંક |
| ૫૫ | ૨ | ૨૧ | ફોડિયું | ફાડિયું |
| ૫૮ | ૨ | ૧૬ | –સાચિઠ્ઠી | જાસાચિઠ્ઠી |
| ૫૯ | ૧ | ૩ | જાંઘડ | જાંગડ |
| ૭૦ | ૨ | ૧૫ | ધૂંસરી | ધૂંસરી |
| ,, | ,, | ૧૮ | ધૂંસરે | ધૂંસરે |
| ૭૧ | ૨ | ૧ | ઝરડક | ઝરડકા |
| ,, | ,, | ૯ | –રો | ઝરો |
| ,, | ,, | ૧૩ | –ણ | ઝારણ |
| ૭૫ | ૧ | ૧૮ | ટાકો | ટાંકો |
| ૭૬ | ૨ | ૯ | –ળી | ટોળી |
| ૭૭ | ૨ | ૨૮ | ઢેસં–ઢેંસા | ઢેસં–ઢેસાં |
| ,, | ,, | ૩૨ | આંગળી; | આગળી; |
| ૭૯ | ૨ | ૧૨ | લૂંગડાનો | લૂગડાનો |
| ૮૫ | ૧ | ૧૭ | [આ.] | [આ.] અ. |
| ૯૨ | ૧ | ૧ | દ્વેટ | દ્વિવેટ |
| ૯૭ | ૨ | ૧૪ | વૃષ્ટ | ધૃષ્ટ |
| ૧૦૧ | ૨ | ૩૧ | ફણસૂ | ફણસું |
| ૧૦૨ | ૧ | ૧૭ | પોળો | પોલો |
| ૧૦૪ | ૧ | ૧ | નારિયેળે– | નારિયેળ– |
| ૧૦૮ | ૨ | ૩૩ | ૦ડંહી | ૦દંડી |

| પાનું | કટાર | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૧૨ | ૧ | ૩૧ | પરગજ | પરગજુ |
| ૧૧૭ | ૨ | ૧૮ | -તી | પાણુતી |
| ૧૩૦ | ૧ | ૧૭ | સ. ક્રી. | સ. ક્રિ. |
| ૧૩૭ | ૧ | ૧૦ | બંગિયો | બૂંગિયો |
| ,, | ,, | ૧૭ | બટરી | બેટરી |
| ૧૪૦ | ૧ | ૧ | પૂણી | પૂણું |
| ૧૪૩ | ૨ | ૧ | ભીલં | ભીલું |
| ૧૪૭ | ૨ | ૩૪ | ગાંઠાયો | ગાંઠિયો |
| ૧૬૪ | ૧ | ૧૯ | -જય | -જયુ |
| ૧૬૫ | ૧ | ૮ | ટિપ્ય | ટિપ્રૂય |
| ૧૭૧ | ૨ | ૧૮ | લહ | લહે |
| ૧૭૬ | ૧ | ૨૬ | પેઠ | પોઠ |
| ૧૮૨ | ૧ | ૭ | બાદલ | બદલા |
| ૧૮૩ | ૨ | ૨ | વણીક | વણિક |
| ૧૯૦ | ૧ | ૩૨ | વત | વેંત |
| ૧૯૫ | ૧ | ૨૧ | લિસોટી | લિસોટા |
| ૨૦૨ | ૨ | ૨૪ | ઝુંપું | ઝૂપું |
| ૨૦૪ | ૧ | ૩૦ | કો | ભૂકો |
| ,, | ૨ | ૧૪-૧૫ | કાણુમાં | કાણૂમાં |
| ૨૧૨ | ૧ | ૧૯ | સુનું | સૂનું |
| ,, | ,, | ૨૧ | -મન | -સૂનું |
| ૨૧૫ | ૨ | ૧૮ | સ. ક્રી. | સ. ક્રિ. |

| પાનું | કટાર | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૨૧૮ | ૧ | ૨૦ | ધણી-ધોરી | ધણી-ધોરી |
| ૨૧૯ | ૧ | ૭ | ભાલવણી | ભોળવણી |
| ૨૨૦ | ૧ | ૧૨ | સવાંગે | સર્વાંગે |
| ૨૨૫ | ,, | ૫ | શાસ્રી | શાસ્ત્રી |
| ૨૩૦ | ૨ | ૪ | કાંસકા | કાંસકી |
| ,, | ,, | ૨૧ | કડા, | કેડી, |
| ૨૩૧ | ૧ | ૯ | ખજૂરા, | ખજૂરી |
| ,, | ૨ | ૨૯ | ગામઠા, | ગામઠી |
| ૨૩૨ | ૨ | ૨૫ | ચાબુક | ચાબૂક |
| ૨૩૫ | ૧ | ૨૯ | ટેકસી | ટૅક્સી |
| ૨૪૨ | ૧ | ૨૩ | ભતિયું | ભૂતિયું |
| ,, | ,, | ૨૫ | ભૂલાવો | ભુલાવો |
| ,, | ૨ | ૨૭ | મહેર, મહેરુ | મહોર, મહોરું |
| ૨૪૭ | ૨ | ૩ | સાંભળણ | ... |
| ,, | ,, | ૨૮ | સૂ | સૂંઢવું |

આવા મહત્ત્વના કોશ-ગ્રંથમાં ભૂલો જ અક્ષમ્ય ગણાય-છતાં અનિવાર્ય સંયોગોમાં ભૂલો રહી છે અને થઈ છે-એની હૃદયપૂર્વક ક્ષમા જ માગવી રહી અને એ મળશે જ એવી હાર્દિક વિનંતિ.

—કે૦

# બે બોલ

## (૧)

"ઇન્ડિયન નૅશનલ કમિશને" સમાજ–શિક્ષણના ક્ષેત્રમાં કેટલીક ભલામણો હિંદી સરકારના કેળવણી ખાતાને કરેલી. "પાયાનો ગુજરાતી શબ્દકોશ" તૈયાર કરવાની ભલામણ એમાંની એક હતી. નવા શીખેલા પ્રૌઢોના હિત માટે, આવા શબ્દકોશ સાહિત્ય–પરિષદ અને ભાષા–સંશોધન–મંડળ પાસે તૈયાર કરાવવાની સૂચના ગુજરાત પ્રાદેશિક સમાજ શિક્ષણ સમિતિને ૧૯મી સપ્ટેંબર ૧૯૫૨ ના પત્રથી કરવામાં આવી છે એવી ખબર મુંબઈ સરકારના કેળવણી ખાતાએ ભારત સરકારને આપી ત્યારથી આ "શબ્દકોશ" તૈયાર કરાવવા સંબંધી પત્રવ્યવહાર ગુજરાત–સમાજ–શિક્ષણ–સમિતિ, મુંબઈ સરકારનું કેળવણી ખાતું અને ગુજરાતી સાહિત્ય પરિષદ વચ્ચે ચાલ્યો. ૧૯૫૨ના ડિસેમ્બરની આખરે નવસારીમાં મળેલી અઢારમી સાહિત્ય પરિષદના પ્રમુખ શ્રી. હરસિદ્ધભાઈ દિવેટિયાએ મારી વિનંતી ધ્યાનમાં લઈને નીચે પ્રમાણેનો ઠરાવ નં. ૫ એ પરિષદમાં પસાર કરાવ્યો: "ગુજરાતી સાહિત્ય પરિષદનું આ સંમેલન ઠરાવ કરે છે કે સામાજિક પ્રૌઢ શિક્ષણને વેગ આપવા માટે મુંબઇ રાજ્યે હાથ ધરેલી ગુજરાતી ભાષાના પાયાના શબ્દકોશ (બૅઝિક વૉકેબ્યુલરી) ની યોજનાને આ સંમેલન સત્કાર આપે છે અને પરિષદને ભલામણ કરે છે કે આ યોજનાને ફળીભૂત બનાવવા સક્રિય પગલાં સત્વર લેવાં."

આ પછી એ ઠરાવનો અમલ કરવાનું સાહિત્ય પરિષદની મધ્યસ્થ સમિતિ અને એના મંત્રી શ્રી. જયન્તકૃષ્ણ દવેએ ધ્યાનમાં લીધું; અને આ "શબ્દકોશ" તૈયાર કરવાનું કામ જાણીતા વિદ્વાન શ્રી. કેશવરામ કાશીરામ શાસ્ત્રીને સોંપાયું. એમણે કાળજીપૂર્વક બનતી ત્વરાથી આ શબ્દકોશ તૈયાર કર્યો અને એની ચકાસણીનું કામ બીજા જાણીતા ગુજરાતી ભાષાના લેખક અને વિદ્વાન શ્રી. જ્યોતીંદ્ર હ. દવેએ કર્યું. આમ આજે આ "શબ્દકોશ" ગુજરાતી સાહિત્ય પરિષદની દોરવણી નીચે તૈયાર થઈ શક્યો છે. મુંબઈ રાજ્યમાની પ્રાદેશિક ભાષાઓ પૈકી ગુજરાતી ભાષાનો આ "પાયાનો શબ્દકોશ" પહેલો પ્રગટ થાય છે, એ આનંદની વાત છે. એનો યશ ગુજરાતી સાહિત્ય પરિષદને અને શ્રી. શાસ્ત્રીને ફાળે જાય છે.

સંક્ષિપ્તમાં દિગ્દર્શન કરાવ્યું છે તેનાથી આ કોશની ઉપયોગિતામાં વધારો થયો છે. આ "પાયાનો શબ્દસંગ્રહ" પુસ્તકને અંતે છાપ્યો છે. નવા શીખેલા પ્રૌઢોને માટે જે સાહિત્ય તૈયાર કરવામાં આવે તેના લેખકો આ કોશમાં સંગ્રહેલા શબ્દોનો ઉપયોગ કરીને જ પોતાનાં પુસ્તકો લખશે એવી હું આશા રાખું છું કે જેથી નવા શીખેલા પ્રૌઢો એ પુસ્તકો સરળતાથી વાંચી અને સમજી શકે.

આ શબ્દકોશ તૈયાર કરાવી, પ્રગટ કરવા બદલ હું મુંબઈ સરકારના કેળવણી ખાતાને પણ અભિનંદન આપું છું.

દરિયામહેલ, સુરત<br>
તા. ૫–૧૧–'૫૪

કનૈયાલાલ નાનાભાઈ દેસાઈ<br>
અધ્યક્ષ<br>
પ્રાદેશિક ગુજરાત સમાજ શિક્ષણ સમિતિ

## (૨)

બન્ને સંગ્રહો હું ધ્યાનપૂર્વક જોઈ ગયો છું.

"પાયાનો શબ્દકોશ" માં લગભગ ૮૦૦ શબ્દ (૪૦૦૦ કરતાં) વધારે આવ્યા છે, પરંતુ મને લાગે છે કે બહુ બહુ તો એમાંથી ૧૫–૨૦ શબ્દ કમી કરી શકાય અને એટલા વધારે શબ્દો આપવાથી ગ્રંથના કદમાં કંઈ બહુ મોટો વધારો થઈ નહિ જાય.

શ્રી. કેશવરામ શાસ્ત્રીએ બહુ કાળજીપૂર્વક કોશની રચના કરી છે, અને મને લાગે છે કે એમાં કાંઈ ફેરફાર કરવાની જરૂર નથી. શરૂઆતમાં ગુજરાતી વ્યાકરણનું દિગ્દર્શન બહુ જ સંક્ષેપમાં કરાવ્યું છે તે આવા કોશગ્રંથોમાં ખાસ જરૂરનું તો નથી, પરંતુ શીખનારને ઉપયોગી થઈ પડે એવું છે. કોઈ કોઈ અંગ્રેજી કોશગ્રંથોમાં આ રીતે વ્યાકરણની રૂપરેખા આપવામાં આવી છે તે પરથી એમણે આમ કર્યું હશે એમ ધારું છું.

"પાયાનો શબ્દસંગ્રહ" મંગાવવામાં નથી આવ્યો, પણ એટલી વધારાની મહેનત લઈને એમણે વહેવારનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં જરૂરી થઈ પડે એવા શબ્દોનો સંગ્રહ પણ સાથે સાથે કર્યો છે. એમાં એક જ અર્થ દર્શાવનારા એકથી વધારે શબ્દ ન આવે એની ખાસ કાળજી એમણે લીધી છે, એટલું જ નહિ, પણ સરળમાં સરળ અને વધુમાં વધુ વપરાશમાં હોય તેવા જ શબ્દોને એમણે પ્રાધાન્ય આપ્યું છે. ગુજરાતી ભાષા માટે Basic Dictionary ની ગરજ સારે એવો એ કોશ બન્યો છે.

જ્યોતીન્દ્ર હ. દવે

# પાયાનો ગુજરાતી શબ્દકોશ

## નિવેદન

'બેઝિક' અંગ્રેજીની જેમ ગુજરાતી ભાષામાં પણ સર્વસામાન્ય ગુજરાતી વ્યાપક શબ્દોનો સંગ્રહ કરવાનો આ પ્રયત્ન છે. બની શકે તેટલી કરકસર કરી ગુજરાત ભરમાં જાણીતા એવા આશરે ૪૮૦૦ મૂળ શબ્દો અહીં તારવવામાં આવ્યા છે. આ ઉપરાંત, એ મૂળ શબ્દોમાંથી સાધવામાં આવેલા જે શબ્દો મોટા ભાગમાં જાણીતા છે તે, તે તે શબ્દના પેટામાં સમાવી લેવામાં આવ્યા છે. વાચકને એ જોતાં જ સ્પષ્ટતા થઈ જશે કે કયા મુખ્ય શબ્દમાંથી એનો વિસ્તાર થયો છે.

એ ખરું કે આ સંગ્રહમાં લગભગ સરખા અર્થના એકથી વધુ શબ્દ પણ વપરાયેલા મળશે. તદ્દન બાળકો માટેનો જ આ કોશ હોય તો અનેક પર્યાયોમાંથી સહેલો એક પર્યાય જ રાખી બાકીના જતા કરવામાં આવે: પણ આ કોશ સમગ્ર ગુજરાત–સૌરાષ્ટ્ર–કચ્છની પ્રજાને ઉપયોગી થાય એ દૃષ્ટિ પસંદગીમાં હોઈ થોડો પણ અર્થનો ( shade નો પણ ભેદ) હોય અને શબ્દ દેશમાં વ્યાપક હોય તો છોડી દેવામાં નથી આવ્યો. ગુજરાતી સાહિત્ય પરિષદની સૂચના ૪૦૦૦ મૂળ શબ્દો આપવાની હતી; મેં બની શકે તેટલી કરકસરથી પસંદગી કરતાં આશરે ૪૮૦૦ મૂળ શબ્દો લીધા છે. આ તફાવત એવો મોટો નથી. અને એક મહાભાષાને માટે એ વધુ નથી.

અંગ્રેજીમાં એક બેઝિક ડિક્શનેરી ( પ્રકાશક :—'ટાઈમ્સ ઑફ ઇન્ડિયા —મુંબઈ'ની) છે તેમાં બધા મળી ૨૦૦૦૦ વીસ હજાર સર્વસામાન્ય અંગ્રેજી શબ્દોનો સંગ્રહ છે, જેમાં અર્થ ૪૦૦૦૦ ચાળીસ હજાર છે. આ મારા કરેલા સંગ્રહમાં એ દૃષ્ટિએ દસેક હજાર શબ્દ થશે.

પણ આ ઉપરાંત એક વિશિષ્ટ પ્રયત્ન હું આ સાથે જુદો જ આપું છું; અને એ—

'ટાઈમ્સ ઑફ ઇન્ડિયા ( મુંબઈ ) તરફથી બેઝિક અંગ્રેજી માટે ૮૫૦ ઉપરાંત વૈજ્ઞાનિક ૧૦૦, પત્રવ્યવહારના ૫૦, મળી ૧૦૦૦ શબ્દો પસંદ કરવામાં આવ્યા છે, જ્યારે ન્યૂયૉર્ક ( અમેરિકા ) થી પ્રસિદ્ધ થયેલી બેઝિક વિવિધ ભાષાઓનાં પાઠ્ય પુસ્તકોમાં અંગ્રેજી વગેરે માટે નિત્યના વ્યાપકના વ્યવહારના ૬૦૦ શબ્દો આપવામાં આવ્યા છે. આ બંનેની સરણીએ ૧૦૦૦ એક હજાર શબ્દ તારવીને અકારાદિ ક્રમે રજૂ કરવામાં આવ્યા છે. આ

શબ્દો આપણી સર્વસામાન્ય જરૂરિયાત પૂરી પાડશે એવી મને શ્રદ્ધા છે. આ પસંદગી શબ્દો અઘરા ન પડી જાય અને સામાન્ય રીતે શહેર કે ગામડામાં પણ પરિચિત હોય એ રીતની કરવામાં આવી છે.

૧૨–૭–'૫૪ કેશવરામ કા. શાસ્ત્રી

તા. ક. સર્વસામાન્ય જનતાને ઉપયોગી થાય તેવું પાયાનું ટૂંકું વ્યાકરણ આ સાથે રાખ્યું છે.

## ટૂંકાક્ષરી

અ. અવ્યય
અ. ક્રિ. અકર્મક ક્રિયાપદ
અં. અંગ્રેજી
આ. આરબી
તુર્કી. તુર્કી
નપું. નપુંસકલિંગ–નાન્યતર જાતિ
નપું. બ. વ. નપુંસકલિંગ બહુવચન
પું. પુંલિંગ—નરજાતિ
પું. બ. વ. પુંલિંગ–બહુવચન
પોર્ચ્યુ. પોર્ચ્યુગીઝ
ફા. ફારસી
વિ. વિશેષણ
સ. ક્રિ. સકર્મક ક્રિયાપદ
સર્વ. સર્વનામ
સં. સંસ્કૃત
સ્ત્રી. સ્ત્રીલિંગ–નારીજાતિ

# પાયાનું વ્યાકરણ

## શબ્દના પ્રકાર

૧. નામ　　૨. સર્વનામ　　૩. વિશેષણ　　૪. ક્રિયાપદ
૫. અવ્યય

**૧. નામ—** કોઈ પણ પ્રાણી, પદાર્થ, સ્થાન, સમય, ક્રિયા વગેરેની ઓળખ માટે આપેલી સંજ્ઞા તે **નામ.**

પ્રાણી : ઘોડો, ગાય, ભેંસ, માખી, કૂતરું, મચ્છર, માણસ

પદાર્થ : ખુરસી, બાંકડો, બારી, બારણું, જમીન, ખેતર, વાર

સ્થાન : અમદાવાદ, મુંબઈ, રાણીબાગ, પુસ્તકાલય

સમય : કલાક, મિનિટ, સેકંડ, દિવસ, રાત, રવિવાર, સોમવાર, વરસ, મહિનો, કારતક, માગશર, જાનેવારી

ક્રિયા : ખાણી, પીણી, દોડ, રમત, ઊંઘ, ફટકો, માર

લાગણી : ભૂખ, તરસ, મરજી, ક્રોધ

**૨. સર્વનામ—** નામોને ઠેકાણે નામને બદલે બધાંને માટે વાપરી શકાય તેવા શબ્દો તે **સર્વનામ.**

પુરુષવાચક : હું, તું, તે, આપણે, આપ

દર્શક : આ, એ, પેલું

સંબંધી : જે, જેવું, જેટલું, જેવડું, તેવું, તેટલું, તેવડું

અનિશ્ચિત : કોઈ, કાંઈ, કંઈ, સૌ

પ્રશ્નાર્થ : કોણ, કયું, શું

૩. વિશેષણ— નામની સંખ્યા તેમજ ગુણલક્ષણ બતાવનારા શબ્દો તે વિશેષણ.

સંખ્યા : એક, બે, ત્રણ, ચાર, ચૌદ, ચોવીસ, સો, હજાર; પહેલું, બીજું, ત્રીજું, ચોથું, ચૌદમું; એકવડું, બેવડું, ત્રેવડું, ચોવડું, બમણું, ત્રમણું, ચોગણું

ગુણલક્ષણ : સારું, નરસું, ઊંચું, નીચું, નાનું, મોટું ગાંડું, ડાહ્યું, નબળું, જાડું, રાતું, પીળું, લીલું

૪. ક્રિયાપદ— વાક્યમાં ભૂત, વર્તમાન કે ભવિષ્ય કાળનો બોધ કરી વાક્યની ક્રિયા આપી વાક્યને પૂર્ણ કરે તે ક્રિયાપદ.

ભૂતકાળ : કર્યું, કહ્યું, થયું, હતું, નાઠું, બેઠું, દીધું, આપ્યું

વર્તમાનકાળ : કરે છે, કહે છે, થાય છે, હોય છે, નાસે છે, બેસે છે, દે છે, આપે છે

ભવિષ્યકાળ : કરશે, કહેશે, થશે, હશે, નાસશે, બેસશે, દેશે, આપશે

૫. અવ્યય— વાક્યમાં વપરાતાં જેમાં કોઈ કાળે ફેરફાર થતો નથી તે શબ્દો તે અવ્યય.

ક્રિયાવિશેષણ : ત્યારે, ક્યારે, હમણાં, હવે, હમેશાં, કદી, જરૂર, બેશક, નક્કી, ખરેખર, પહેલાં, ખડખડ, અહીં, જ્યારે, જ્યાં

નામયોગી : સાથે, માટે, સારુ, ઉપર, અંદર, બહાર, પાસે, નજીક, વિશે

ઉભયાન્વયી : અને, ને, તથા, તેમજ, અથવા, કે, પણ, પરંતુ, તોપણ, એટલે, માટે, કારણ કે

કેવળપ્રયોગી : અરે રે, અહો, હાય, હાશ, અધધધ

## વચન

આપણે હરકોઈ પ્રકારની વાત કરીએ છીએ ત્યારે કાં તો હરકોઈ એકની, અથવા એકથી વધારેની; એટલે કે કાં એકની, કાં બહુની. આને **વચન** કહે છે.

**વચન બે છે : એકવચન અને બહુવચન**

એકવચનથી બહુવચનનો ભેદ આપણને 'ઓ' પ્રત્યયથી મળે છે; જેમકે

માણુસ–માણુસો
ઊંટ–ઊંટો

**સૂચના :** જ્યાં સ્વરૂપ ઉપરથી કે આસપાસના સંબંધ ઉપરથી બહુવચનનો બોધ થતો હોય તો ત્યાં બહુવચનને 'ઓ' લગાડવાની જરૂર રહેતી નથી:

૧. અહીં દસ **માણુસ** બેઠાં છે.
૨. ગાડીમાં ચાર **ઘોડા** જોડયા છે,

વિશેષણો અને ક્રિયાપદોને 'ઓ' લગાડવામાં આવતો નથી; જેમ કે

૧. દસ માણુસ **આવ્યાં.**
૨. ગાડીમાં ચાર ઘોડા **જોડ્યા.**

## જાતિ

જાતિ ત્રણ છે : નર જાતિ, નારી જાતિ, નાન્યતર જાતિ

**નરજાતિ :** નર હોય કે નરના જેવો બોધ કરે તે :
પુરુષ, નર, છોકરો, ઘોડો, બળદ, પાડો, કાગડો, બાંકડો, પવન, કળશો

**નારીજાતિ :** નારી હોય કે નારીના જેવો બોધ કરે તે :
સ્ત્રી, નારી, છોકરી, ઘોડી, ગાય, ભેંસ, કાગડી, પાટલી, હવા, કળશલી

**નાન્યતરજાતિ :** જે નર કે નારી ન હોય કે નર નારી જેવો બોધ કરતાં ન હોય તે **નાન્યતર** ( બેમાંથી એકે નહિ ):
છોકરું, ઘોડું, વાછરડું, પાડું, કબૂતર, મેજ, વાવાઝોડું, માટલું

જાતિની સામાન્ય નિશાની :

નર જાતિમાં ઓ, નારી જાતિમાં ઈ, નાન્યતર જાતિમાં ઉં.

'ઓ' છેડાવાળાં નર જાતિનાં નામોને **આ** કરવાથી બહુવચન થાય : ઘોડા, છોકરા, બાવા, લોચા

'ઉં'–છેડાવાળાં નાન્યતર જાતિનાં નામોને **આં** કરવાથી બહુવચન થાય : ઘોડાં, છોકરાં, ગધેડાં, ડોલચાં

## નામનાં રૂપાખ્યાન

નામ અને સર્વનામો તેના તે રૂપમાં ભાષામાં વપરાતાં નથી. પણ એમાં થોડાઘણા વિશેષ થયા કરે છે. આ વિશેષને વિભક્તિઓ કહે છે. આવી સાત વિભક્તિઓ છે અને એ દરેકને પોતાની નિશાની મોટે ભાગે છે ; જેમકે

| વિભક્તિ | નિશાની ( પ્રત્યય, અનુગ ને નામયોગી ) |
|---|---|
| ૧ | ૦ |
| ૨ | ૦ |
| ૩ | એ ; વડે |
| ૪ | ને ; માટે, કાજે, વાસ્તે, સારુ |
| ૫ | થી, એથી, માંથી ; ઉપરથી, પાસેથી |
| ૬ | નું–નો–ની–નાં–ને |
| ૭ | એ, માં ; વિશે, અંદર, ઉપર |

ઘોડા શબ્દનાં રૂપાખ્યાન—નર જાતિ

| વિભક્તિ | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧ | ઘોડો | ઘોડા (ઓ) |
| ૨ | ઘોડો | ઘોડા (ઓ) |
| ૩ | ઘોડે, ઘોડાએ | ઘોડાઓએ |
| ૪ | ઘોડાને, ઘોડા માટે વ૦ | ઘોડાઓને, ઘોડાઓ માટે વ૦ |
| ૫ | ઘોડાથી, ઘોડેથી, ઘોડા-માંથી વ૦ | ઘોડાઓથી, ઘોડાઓ-માંથી વ૦ |
| ૬ | ઘોડાનું–નો–ની–નાં–ને | ઘોડાઓનું–નો–ની–નાં–ને |
| ૭ | ઘોડે, ઘોડામાં, ઘોડા વિશે વ૦ | ઘોડાઓમાં, ઘોડાઓ વિશે વ૦ |
| (સંબોધનમાં) | ઘોડા | ઘોડાઓ |

ઘોડું શબ્દનાં રૂપાખ્યાન : નાન્યતર જાતિ એકવચન નરજાતિ પ્રમાણે

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧–૨ | ઘોડું | ઘોડાં |
| ૩ | | ઘોડાંએ,–વડે |
| ૪ | | ઘોડાંને,–માટે |
| ૫ | [ એકવચનમાં બાકીનાં | ઘોડાંથી,–માંથી |
| ૬ | નરજાતિ પ્રમાણે ] | ઘોડાંનું |
| ૭ | | ઘોડાંમાં વગેરે |

નાન્યતર જાતિમાં બહુવચનના 'ઓ' ની ખાસ જરૂર નથી; 'ઓ' લગાડવાથી કૃત્રિમતા જ વધે છે.

'ઓ' અને 'ઉ' જેને છેડે નથી પણ બીજા સ્વર છે તેવાં નામોનાં રૂપાખ્યાન, પ્રત્યયો–અનુગો–નામયોગીઓથી સહેલાઈથી મળી રહે છે.

## સર્વનામનાં રૂપાખ્યાન

ભાષામાં સર્વનામોનો ઉપયોગ ખૂબ વ્યાપક છે; અને તેથી એનાં રૂપાખ્યાન ખાસ ધ્યાનમાં રાખવા જેવાં છે.

પહેલો પુરુષ સર્વનામ હું

| વિભક્તિ | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧ | હું | અમે, અમો |
| ૨ | હું, મને | અમે, અમો, અમને, અમોને |
| ૩ | મેં, મારે, | અમે, અમોએ, અમારે, |
| ૪ | મને, મારે, મારા માટે | અમને, અમારે અમારે માટે વગેરે |
| ૫ | મારાથી | અમારાથી, અમોથી |
| ૬ | મારું | અમારું |
| ૭ | મારામાં | અમારામાં, અમોમાં |

સાતમીનો 'એ' પ્રત્યય સર્વનામોમાં ખાસ વપરાતો નથી.

બીજો પુરુષ સર્વનામ તું

| વિભક્તિ | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧ | તું | તમે, તમો |
| ૨ | તું, તને | તમે, તમો, તમને, તમોને |
| ૩ | તેં, તારે | તમે, તમોએ, તમારે |
| ૪ | તને, તારે | તમને, તમોને, તમારે, તમારે માટે ૧૦ |
| ૫ | તારાથી | તમારાથી, તમોથી |
| ૬ | તારું | તમારું |
| ૭ | તારામાં | તમારામાં, તમોમાં વગેરે |

અમોથી–તમોથીને સ્થાને અમથી, તમથી; સાતમીમાં બહુવચનમાં અમમાં, તમમાં પણ વપરાય છે.

પહેલા–બીજા પુરુષનું બહુવચને આપણે

| વિભક્તિ | રૂપ |
|---|---|
| ૧ | આપણે |
| ૨ | આપણે, આપણને |
| ૩ | આપણે |
| ૪ | આપણને, આપણા માટે વગેરે |
| ૫ | આપણાથી |
| ૬ | આપણું |
| ૭ | આપણામાં |

બીજા પુરુષનું માનાર્થે આપ

| | |
|---|---|
| ૧ | આપ |
| ૨ | આપ, આપને |
| ૩ | આપે |
| ૪ | આપને, આપને માટે |
| ૫ | આપથી, આપનાથી |
| ૬ | આપનું |
| ૭ | આપમાં, આપનામાં |

### ત્રીજો પુરુષ સર્વનામ તે

| વિ. | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧ | તે | તે, તેઓ |
| ૨ | તે | તે, તેઓ |
| ૩ | તેણે | તેઓએ, તેમણે |
| ૪ | તેને | તેઓને, તેમને |
| ૫ | તેથી, તેનાથી | તેઓથી, તેઓનાથી, તેમનાથી |
| ૬ | તેનું-નો-ની-નાં | તેઓનું-નો-, ની-નાં. તેમનું-નો-ની-નાં |
| ૭ | તેમાં | તેઓમાં, તેઓનામાં, તેમનામાં |

આમાંનાં તેમણે, તેમને, તેમનાથી, તેમનું, તેમનામાં આવાં વચ્ચે ' મ- ' વાળાં રૂપ ખાસ કરી મનુષ્યોમાં—અને એમાં પણ કાંઇક આદર બતાવવાનો હોય ત્યાં જ સામાન્ય રીતે પ્રયોજાય છે. " રસ્તામાં ગધેડાં મળ્યાં; કુંભાર તેમને હાંકતો હતો; " આવો પ્રયોગ હાસ્યાસ્પદ અને તદ્દન અકુદરતી છે, 'જે' 'એ' 'આ' સર્વનામોમાં પણ આવો 'મ' વચ્ચે ઉમેરાયો હોય તેવાં રૂપ થાય છે—એના વિષયમાં પણ આ પ્રમાણે જ ખ્યાલ રાખવો.

**દર્શક સર્વનામો** " આ, એ " નાં રૂપ ઉપર પ્રમાણે થાય છે ' પેલું ' મોટે ભાગે વિશેષણની જેમ કોઈ નામ સાથે વપરાય છે. જ્યાં એકલું આવે ત્યાં એનાં રૂપ નરજાતિમાં 'ઘોડો' પ્રમાણે, નાન્યતર જાતિમાં 'ઘોડું ' પ્રમાણે અને નારી જાતિમાં 'ઈ' લાગી ચાલુ નામો પ્રમાણે રૂપ થાય છે.

**સંબંધી સર્વનામોમાં** 'જે'નાં રૂપ 'તે' પ્રમાણે થાય છે. જેવું જેટલું જેવડું—તેવું તેટલું તેવડું નાં રૂપ 'પેલું' જેમ થાય છે.

**અનિશ્ચિત સર્વનામોમાં** એકવચન—બહુવચને સરખાં રૂપ ચાલુ નામ રૂપો જેમ જ કરવાં; જો કોઈ નામ સાથે વપરાય તો વિશેષણ જેવી દશામાં રહે.

પ્રશ્નાર્થ સર્વનામ કોણ ( માત્ર માનવ પ્રાણી માટે )

| વિભક્તિ | એકવચન |
|---|---|
| ૧ | કોણ |
| ૨ | કોણ, કોને |
| ૩ | કોણે |
| ૪ | કોને, કોને માટે |
| ૫ | કોનાથી |
| ૬ | કોનું-નો-ની-નું-ને |
| ૭ | કોનામાં |

' ખરું જોતાં ' કોણ ' ૧ લી- ૨ જીનું જ જુદું રૂપ છે, અને બાકીનાં ' કયા 'ના વિસ્તારનાં જ પ્રયોજાય છે.

પ્રશ્નાર્થ સર્વનામ કયું

નર નારી નાન્યતર જાતિમાં એનાં ત્રણ સ્વરૂપ છે : નર —કયો, નારી —કઈ, નાન્ય. —કયું

' કયો ' ' કઈ ' ' કયું ' આવા સ્વરૂપમાં સાતે વિભક્તિનાં રૂપાખ્યાન નામો પ્રમાણે થાય છે—અને મોટે ભાગે વિશેષણ જેવો પ્રયોગ છે; જ્યારે સર્વનામ જેની દશા હોય ત્યારે એકવચન-બહુવચનમાં બીજી વિભક્તિથી કોને, કોણે, કોને—કોને માટે, કોનાથી, કોનું, કોનામાં ત્રણે જાતિમાં સરખી રીતે વપરાય છે. વળી કેને, કેણે, કેને-કેને માટે, કેનાથી, કેનું, કેનામાં પણ આ પ્રમાણે પ્રયોજાય છે.

'શું' ની સ્થિતિ પણ વિશેષણ જેવી છે; પણ બહુવચનમાં ' ઓ ' નથી લાગતો. એનાં સર્વનામ તરીકે ત્રણે જાતિમાં બીજી વિભક્તિથી ઉપર 'કોણ'-માં છે તેવાં :

શાને, શેણે, શેને—શેને માટે, શેનાથી, શેનું, શેનામાં આવાં રૂપ સામાન્ય છે.

## વિશેષણો

વિશેષણો સંખ્યાવાચક હોય કે ગુણલક્ષણવાચક હોય, એ નામની પહેલાં આવતાં હોઈ કોઇ રૂપાખ્યાન થાય નહિ. જેટલાં 'ઉ' છેડાવાળાં વિશેષણ છે તેને એકવચનમાં નર-નાન્યતરમાં 'આ' અને બહુવચનમાં નરજાતિમાં 'આ' પણ નાન્યતર જાતિમાં 'આં' થાય છે.

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| નર.— | સારા ઘોડાને | સારા ઘોડાઓને |
| નાન્ય.— | સારા ઘોડાને | સારાં ઘોડાંને |

વિશેષણો કોઈ વાર એકલાં વાપરવાનો પ્રસંગ આવે ત્યારે એનાં રૂપાખ્યાન નામ પ્રમાણે જ થાય છે.

## ક્રિયાપદ

ક્રિયાના જગતમાં ભૂતકાળ વર્તમાનકાળ અને ભવિષ્યકાળ એવા ત્રણ કાળ છે: આમાં—

**વર્તમાનકાળ**—અત્યારની કે આજના સમયની વાત બતાવે તે **વર્તમાનકાળ**; જેમકે છોકરો વાંચે છે.

**ભૂતકાળ**—જે થઈ ગયેલી ક્રિયા બતાવે તે. અત્યાર પહેલાંની હોય કે એનાથી કયાંય જૂના સમયમાં ચાલી જતી હોય તો એ **ભૂતકાળ**; જેમકે છોકરે ચોપડી વાંચી.

**ભવિષ્યકાળ**—અત્યાર પછીની કે પછીના કોઈ પણ દૂર સુધીના સમયના ગાળાની વાત હોય તે **ભવિષ્યકાળ**; જેમકે છોકરો વાચશે.

ગુજરાતીમાં ત્રણેનાં જૂદાં જરૂરી રૂપ ચાલુ છે. ક્રિયાપદોનાં ત્રણ પુરુષ અને બે વચન હોય છે.

વર્તમાનકાળ—'કર' નાં રૂપાખ્યાન

| પુરુષ | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧ | (હું) કરું છું | (અમે) કરીએ છીએ |
| ૨ | (તું) કરે છે | (તમે) કરો છો |
| ૩ | (તે) કરે છે | (તેઓ) કરે છે |

ભૂતકાળ—'જમ' નાં રૂપાખ્યાન

| પુરુષ | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧ | (હું) જમ્યો | (અમે) જમ્યા |
| ૨ | (તું) જમ્યો | (તમે) જમ્યા |
| ૩ | (તે) જમ્યો | (તેઓ) જમ્યા |

ભૂતકાળનાં ગુજરાતી રૂપ વિશેષણ જેવાં હોઈ જાતિ પ્રમાણે બદલે; તેથી નારી જાતિમાં "( હું-અમે-તું-તમે-તે-તેઓ ) જમી" આમ રૂપ થાય, જ્યારે નાન્યતર જાતિમાં—

| | | |
|---|---|---|
| ૧ | (હું) જમ્યું | (અમે) જમ્યાં |
| ૨ | (તું) જમ્યું | (તમે) જમ્યાં |
| ૩ | (તે) જમ્યું | (તેઓ) જમ્યા |

ભવિષ્યકાળ : 'જમ' નાં રૂપાખ્યાન

| | | |
|---|---|---|
| ૧ | (હું) જમીશ | (અમે) જમીશું, જમશું |
| ૨ | (તું) જમીશ, જમશે | (તમે) જમશો |
| ૩ | (તે) જમશે | (તેઓ) જમશે |

આ ત્રણ કાળ ઉપરાંત **આજ્ઞાર્થ** આપણે ત્યાં છે, જેનાં **વર્તમાન આજ્ઞાર્થ** અને **ભવિષ્ય આજ્ઞાર્થ** એવા બે ભેદ છે : માત્ર **બીજા પુરુષનાં** જ રૂપ પ્રચારમાં છે:

| | | એકવચન | બહુવચન |
|---|---|---|---|
| વર્ત. આજ્ઞાર્થ | ૨ | કર | કરો |
| ભવિષ્ય. આજ્ઞાર્થ | ૨ | કરજે | કરજો |

## પ્રયોગ

ક્રિયાપદના બે પ્રયોગ છે:—

જ્યારે ક્રિયાનો આધાર કર્તા ઉપર હોય ત્યારે **કર્તરિ પ્રયોગ** :

| | |
|---|---|
| હું કરું છું | છોકરો વાંચે છે |
| હું જમ્યો | છોકરો જમ્યો |
| હું જમીશ | છોકરો જમશે |

જ્યારે ક્રિયાનો આધાર કર્મ ઉપર હોય ત્યારે **કર્મણિ પ્રયોગ** :

| | |
|---|---|
| મારાથી કામ કરાય છે | છોકરાથી ચોપડી વંચાય છે |
| મેં કામ કર્યું | છોકરે ચોપડી વાંચી |
| અથવા | અથવા |
| મારાથી કામ કરાયું | છોકરાથી ચોપડી વંચાઈ |
| મારાથી કામ કરાશે | છોકરાથી ચોપડી વંચાશે |

કર્મ લેનારાં ક્રિયાપદો તે **સકર્મક ક્રિયાપદો.**
કર્મ નથી હોતાં તેવા ક્રિયાપદો તે **અકર્મક ક્રિયાપદો.**

અકર્મક ક્રિયાપદોનો કર્મણિ પ્રયોગ નથી થતો, પણ માત્ર ભાવે પ્રયોગ થાય :

| | |
|---|---|
| મારાથી જવાય છે. | છોકરાથી જવાય છે. |
| મારાથી જવાયું. | છોકરાથી જવાયું. |
| મારાથી જવાશે. | છોકરાથી જવાશે. |

કર્મણિ કે ભાવે પ્રયોગમાં કર્તાની પાંચમી વિભક્તિ થાય છે; અપભ્રંશ દ્વારા મળેલાં સંસ્કૃતોત્થ કર્મણિ ભૂતકૃદંતોમાં જ માત્ર ત્રીજી વિભકિત કર્તાની થાય છે : મેં કર્યું વગેરે.

કર્મણિ પ્રયોગમાં કર્મ પહેલી વિભક્તિમાં આવે છે.

## ક્રિયાપદનાં કૃદંત

ક્રિયામાં કાળનો અર્થ હોય ને છતાં સંપૂર્ણ ક્રિયાપદ ન હોય તેવાં રૂપ કૃદંત કહેવાય છે :

| | |
|---|---|
| પહેલું ભૂતકૃદંત | કર્યું |
| બીજું ભૂતકૃદંત | કરેલું |
| સામાન્ય કૃદંત | કરવું |
| સંબંધક કૃદંત | કરી, કરીને |
| કર્તૃવાચક કૃદંત | કરનાર, કરનારું |
| વર્તમાન કૃદંત | કરતું |

આ કૃદંતોમાંથી પહેલું—બીજું ભૂતકૃદંત ભૂતકાળ બનાવવાને પણ મુખ્ય ક્રિયાપદ તરીકે વપરાય છે; 'કર્યો' 'જન્મ્યો' વગેરેમાં એ સ્પષ્ટ છે. 'કરેલું' વધુ જૂની ક્રિયા બતાવે છે. વર્તમાન કૃદંતનો ઉપયોગ પણ બહુ જ જૂની નિયમિત ક્રિયા બતાવવા થાય છે : "હું કામ કરતો." 'નથી'ની સાથે તો એ વર્તમાનકાળમાં પણ વપરાય છે; જેમકે "હું કરતો નથી."

શુદ્ધ કાળો ઉપરાંત મિશ્રકાળોમાં ભૂત કૃદંત અને વર્તમાન કૃદંતનો ઉપયોગ થાય છે.

## અવ્યયો

અવ્યયોના ચાર પ્રકાર ઉપર આવ્યા છે. એમાં બહુ જ જરૂરી ખાસ જાણવા જેવું નથી.

## મૂળ શબ્દો ઉપરથી બનતા નવા શબ્દ

"પાયાનો શબ્દકોશ" જોવાથી માલૂમ પડશે કે પાયાનો શબ્દ મુખ્ય આપવામાં આવ્યો છે અને એના પછી એમાંથી થતા શબ્દ આપવામાં આવ્યા છે. આના મુખ્ય બે વિભાગ છે:—

૧. ક્રિયાવાચક રૂપોને લાગતા પ્રત્યય.,
૨. નામ, વિશેષણ, સર્વનામ અને કોઈક વાર અવ્યયોને પણ લાગતા પ્રત્યય

### ૧. ક્રિયાવાચક રૂપોને લાગતા પ્રત્યય

કર્તાના અર્થમાં :—

એયો (નર.) : ગવૈયો, ઘડવૈયો, ભવૈયો
અણું (વિશે.) : મારકણું, બોલકણું, કરડકણું

ક્રિયાવાચક :—

અક (નારી.) : આવક, જાવક, બેઠક
આઈ (નારી.) : ચડાઈ, લડાઈ, લંબાઈ, ચોડાઈ
આમણ (નારી.) : શિખામણ, મથામણ
,, (નાન્ય.) : ઘડામણ, શિવડામણ, દળામણ
આમણી (નારી.): ઘડામણી, પધરામણી, પહેરામણી
આવટ (નારી.) : સજાવટ, રુકાવટ, ફાવટ, બનાવટ
આટ (નર.) : ગભરાટ, મલકાટ, ચળકાટ
આણ (નાન્ય.) : વેચાણ, મંડાણ, લખાણ
ણૂક (નારી.) : નિમણૂક, વર્તણૂક
આવ (નર.) : દેખાવ, ઢોળાવ, ચડાવ
ત (નારી.) : રમત, ગમત
તર (નારી.નાન્ય): ભણતર, ગણતર, ઘડતર
તર (નારી.) : ગણતરી, ભરતરી
અણું (નાન્ય.): ભરણું, ગળણું, દળણું, દેણું, લેણું

આણી (નારી.): ચાળણી, કરણી, ઉતરણી, માગણી, લાગણી
બેસણી, રહેણી, વાવણી

અણ (નાન્ય.): ચલણ, વલણ, ધાવણ, લેણ, દેણ

આણ (નાન્ય.): ચડાણ, ઉતરાણ, ભેલાણ

આઉ (વિશે.): ચડાઉ

## ૨. નામ વગેરેને લાગતા પ્રત્યય

સ્વામીપણું (વિશે.) :–

મંત–વંત : બુદ્ધિમંત, શ્રીમંત, ભગવંત, ધનવંત

આળું : છોગાળું, રૂપાળું, લટકાળું

ઈલું : ઝેરાલું, ખારીલું, હોંશીલું, રંગીલું

આઉ : વગડાઉ, અડખાઉ, ગરજાઉ

ભાવવાચક (નામ):—

આઈ : મોટાઈ, લુચ્ચાઈ, ચતુરાઈ, ઊંચાઈ

આશ : ખારાશ, ખટાશ, કડવાશ, તૂરાશ, મીઠાશ,
તીખાશ, કાળાશ, રતાશ

આણ : લંબાણ, ઊંડાણ, નીચાણ, ઊંચાણ, ટૂંકાણ,
ફરસાણ

પ : મોટપ, ઊણપ, ભોંઠપ

પો : બુઢાપો, રંડાપો, અંધાપો

મ : નાનમ, મોટમ

પણ : શાણપણ, ડહાપણ, ઘડપણ

આ અર્થમાં બધાં જ વિશેષણોને 'પણ' લગાડી શકાય છે.

લઘુતાવાચક (નામ):—

ઓ : વામણો, રામણો

ઇયો : મોતિયો, ખડિયો, ઘડિયો

લું (જરૂર પ્રમાણે લો, લી): મૂગલું, બેડલું, પાટલો, ચોટલી,
ગાડલું, હાંડલું

વું (જરૂર પ્રમાણે વો) : ઝાડવું, છોડવો, લાડવો, ધાડવો
કું : પોટકું, લોટકો
ડું (જરૂર પ્રમાણે ડો, ડી) : છાંયડો, ભાગડો, બાઈડી

આપણે ત્યાં અરબી, ફારસી પ્રત્યયો પણ લાગી શબ્દરૂપ મળ્યાં છે:—

સ્વામીપણું (વિશે.):

યાર : હોશિયાર, મુખત્યાર
વાર : ઉમેદવાર, તકસીરવાર
દાર : દુકાનદાર, ફોજદાર, સૂબેદાર

ને લગતું (વિશે.):

ઈ : જંગલી, શહેરી, હિંદી, ફારસી, ઈશાઈ

ભાવવાચક (નામ):

ઈ : હોશિયારી, ચાલાકી, ખૂબી, દોસ્તી, કારીગરી,
બાદશાહી, ફકીરી

---

# પાયાનો ગુજરાતી શબ્દકોશ

## અ

અકબંધ વિ. આખું, વગર ખોલેલું કે તોડેલું
અકરાંતિયું વિ. ખૂબ ખૂબ ખાનારું
અકસીર વિ. સચોટ પરિણામ લાવે તેવું, રામબાણ
અકસ્માત પું. અણધાર્યો બનાવ
અકળાવું અ. ક્રિ. ગભરાઈ કંટાળી જવું
અકાળ [સં.] વિ. કવેળાનું
અક્કડ વિ. વળે નહિ તેવું
અક્કલ સ્ત્રી. બુદ્ધિ
અકેક(-કું) વિ. દરેક; એક પછી એક
અક્ષર [સં.] પું. વર્ણમાળાનો દરેક સંકેત કે બોલ
અખતરો પું. અજમાયેશ, પ્રયોગ
અખત્યાર પું. સત્તા; પસંદગી
અખબાર પું. છાપું
અખંડ [સં.] વિ. આખું
અખાજ નપું. ન ખાવા જેવી ચીજ; [લા.] માંસાહાર
અખાડો પું. કસરતશાળા; રામાનંદી નાગા બાવાઓનો મઠ
અગડ સ્ત્રી. કોઈપણ ચીજ ખાવા પીવા પહેરવાના સોગંદ લેવા એ
અગત્ય સ્ત્રી. જરૂરિયાત
અગાઉ અ. પૂર્વે, પહેલાં, જૂના સમયમાં
અગાડી અ. આગળથી; સામે; અગાઉ
અગાશી સ્ત્રી. ધાબા ઉપરની ખુલ્લી જગ્યા
અગોચર [સં.] વિ. પગ મૂકવામાં ભય લાગે તેવી જગ્યા
અઘરું વિ. મુશ્કેલીભરેલું
અચરજ(-ત) સ્ત્રી. નપું. નવાઈ, અચંબા
અચ્છેર વિ. અડધો શેર
અછૂત [હિં.] વિ. અડકતાં નાહવું પડે એમ મનાતું તેવી–હરિજન જાતિનું
અજબ [આ.] વિ. નવાઈ ઉપજાવે તેવું
અજમાવવું સ. ક્રિ. અખતરો કરી જોવો
અજવાળવું સ. ક્રિ. માંજવું; પ્રકાશ કરવો
અજવાળિયું નપું. ચંદ્રની કલા જેમાં વધે છે તે પખવાડિયું; સુદિ
અટક સ્ત્રી. અવટંક, કુલસંજ્ઞા
અટકવું અ. ક્રિ. થોભી જવું;
અટકણ(-ણિયું) નપું. ટેકો; ઠેસી;
અટકાયત સ્ત્રી. રુકાવટ; અટકાવ પું. રુકાવટ; અચાલો
અટકળ સ્ત્રી. કલ્પના, અનુમાન
અટામણ નપું. રોટલી વણવા માટે વપરાતો કોરો લોટ
અઠવાડિયું નપું. સાત વારનો ગાળો, સપ્તાહ

અઠંગ વિ. [લા.] પહોંચેલ, ઉસ્તાદ
અડકવું સ. ક્રિ. સ્પર્શ કરવો, અડવું
અડચણ સ્ત્રી. હરકત, આડચ
અડદાવો પું. છૂંદાયા-કચડાયાથી નરમ થઈ જવાપણું
અડપલું વિ. તોફાની; નપું. તોફાન, અટકચાળું
અડબાઉ વિ. જંગલી (વનસ્પતિ), એની મેળે ઊગેલું
અડસટ્ટો પું. અંદાજ, શુમાર
અડાબીડ વિ. [લા.] ખૂબ ખૂબ મોટું
અડાળી સ્ત્રી. ઢાંકેલું એકઢાળિયું
અડિયલ વિ. હાલતાં અટકી પડવાના સ્વભાવનું (ઢોર)
અડ્ડો પું. ભેળા મળી પડી રહેવાની જગ્યા
અઢળક વિ. ઘણું જ ઘણું, પુષ્કળ
અઢેલવું સ. ક્રિ. આધાર લઈ રહેવું
અણવર પું. લગ્નમાં વરરાજાનો સહાયક
અણસાર સ્ત્રી. (મનુષ્યની આકૃતિમાંનું મોઢા ઉપરનું) મળતાપણું
અણિ(-ણી) [સં.] સ્ત્રી. વસ્તુનો ટોચદાર છેડો
અણુ [સં.] પું. બારીકમાં બારીક કણ; ૦બૉંબ [+અં.] પું. અતિ ભયાનક પ્રકારનો વૈજ્ઞાનિક વિનાશક ગોળો
અતડું વિ. ન ભળે તેવા સ્વભાવનું
અત્તર નપું. સુગંધી અર્ક
અત્યારે અ. આ જ સમયે, હમણાં
અદબ [આ.] સ્ત્રી. વિનયપૂર્ણ મર્યાદા
અદાવત [આ.] સ્ત્રી. વેર, દુશ્મનાઈ
અદેખું વિ. બીજાની ચડતી ન સાંખી શકે તેવું, ઈર્ષ્યાખોર
અધમ [સં.] વિ. નીચ, હલકટ વૃત્તિનું
અધૂરું વિ. અપૂર્ણ, ઊણું; અધૂરિયું વિ. અધૂરે માસે જન્મેલું (બાળક)
અધેલી સ્ત્રી. (-લો) પું. અડધા રૂપિયાનો સિક્કો
અધ્ધર અ. હવામાં લટકતું હોય તેમ; ૦પધ્ધર અ. તદ્દન અધ્ધર
અનાડી વિ. ખૂબ ખૂબ તોફાની
અનાથ [સં.] વિ. આધાર-ઓથ વિનાનું
અનામત વિ. થાપણે મૂકેલું; સ્ત્રી. થાપણ
અનુભવ [સં.] પું. જાતમાહિતી-જાતવાપર વગેરે સ્થિતિ
અનુમાન [સં.] નપું. અટકળ, ધારણા
અનુવાદ [સં.] પું. તરજુમો, ભાષાંતર
અને અ. (ઉભયાન્વયી) તથા
અન્ન [સં.] નપું. અનાજ
અપચો પું. અજીર્ણ, બદહજમી
અપજશ(-સ) પું. બદનામી
અપમાન [સં.] નપું. અનાદર ભરેલું વર્તન
અપવાદ [સં.] પું. [લા.] આળ
અપશુકન નપું. ખરાબ શુકન
અપાસરો પું. જૈન સાધુઓને રહેવાનું સ્થાન, ઉપાશ્રય
અફવા [આ.] સ્ત્રી. મૂળમાથા વિનાની ઊડતી ખબર
અભાવો પું. અરુચિ; અણગમો

**અભિપ્રાય** [સં.] પું. મતલબ; મત
**અભિમાન** [સં.] પું. નપું. ગર્વ
**અભ્યાગત** [સં.] વિ. [ લા. ] માન્ય ભિખારી
**અભ્યાસ** [સં.] પું. મહાવરો; શિક્ષણ
**અમથું** વિ. કારણ વિનાનું; નકામું-નકામું
**અમર** [સં.] વિ. કદી ન મરે તેવું
**અમરાઈ** સ્ત્રી. આંબાવાડી
**અમલ** [આ.] પું. સત્તા, અધિકાર, નપું. અફીણ
**અમી** નપું. અમૃત; [લા.] રસકસ
**અરધું** વિ. અર્ધ, અડધું, આખાના બે ભાગમાંનું એક
**અર્થ** [સં.] પું. હેતુ; સમજૂતી; પૈસો
**અલગ** વિ. જુદું રહેલું-પડેલું; જુદું
**અવકૃપા** સ્ત્રી. ઇતરાજી
**અવતાર** [સં.] પું. દેહધારણ; જન્મારો
**અવધિ** [સં. પું.] સ્ત્રી. હદ
**અવસાન** [સં.] નપું. મોત
**અવસ્થા** [સં.] સ્ત્રી. દશા; ઉંમર
**અવળું** વિ. ઊંધું; ઊલટા સ્વભાવનું
**અવાચક** [સં.] વિ. વાણી બંધ થઈ ગઈ હોય તેવું; બેભાન
**અવાજ** પું. મોટો ધ્વનિ
**અવેજ** પું. સાટા જેટલી કિંમતનો માલ ; **અવેજી** સ્ત્રી. નોકરી વગેરેમાં એકને બદલે બીજાનું આવવું
**અસર** [આ.] સ્ત્રી. સારી માઠી લાગણી–પ્રભાવ-છાપ વગેરેની વૃત્તિ
**અસલ** વિ. મૂળ; ખૂબ જૂનું; **–લી** વિ. જૂના સમયનું
**અસીલ** [આ.] પું. જે માણસે વકીલ રાખ્યો હોય તે–એ વકીલના સંબંધમાં સંજ્ઞા પામેલો, કુળ
**અસ્ત્રો** પું. વાળ કાઢવાનું હથિયાર, સજિયો
**અહં** નપું. અહંકાર; **૦કાર** [સં.] પું. અભિમાન; **૦કારી** વિ. અભિમાની, ગર્વીલું
**અહીં (૦યાં)** અ. આ ઠેકાણે
**અળગું** વિ. અલગ રહેલું; દૂર રહેલું
**અળાઈ** સ્ત્રી. ઉનાળાની ગરમીમાં શરીરે થતી ચૂમકી–બારીક ફોલ્લી
**અંક** [સં.] પું. આંકડો, સંખ્યાનું ચિહ્ન
**અંકુર** [સં.] પું. કોંટો, ફણગો
**અંકુશ** [સં.] પું. કાબુ
**અંકોડો** પું. ધાતુનો બેઉ છેડે વળેલો સળિયો; મોટી કડી
**અંગ** [સં.] નપું. શરીરનો પ્રત્યેક અવયવ; ભાગ
**અંગાર** [સં.] (–રો) પું.; અગ્નિનો ટાંડો, સળગતો કોયલો
**અંગૂછો** પું. શરીર લૂંછવાનો લૂગડાનો ટુકડો, ટુવાલ
**અંગૂઠો** પું. હાથપગનું પહેલું મોટું આંગળું
**અંજલિ (-ળિ)** [સં. પું.] સ્ત્રી. ખોબો
**અંજળ** નપું. (**૦પાણી**) નપું. બ. વ. દાણોપાણી; [લા.] લેણાદેવી
**અંત** [સં.] પું. છેડો ; **અંતિયું** વિ. મોત આવી પડે ત્યાંસુધી ખાનારું કે કામ કરનારું, મરણિયું

અંતર નપું. કોઇ બે સ્થાન વચ્ચેના છેટાપણાનો ગાળો; મન; **અંતરિયાળ** અ. જ્યાં કોઇ ન હોય તેવા માર્ગમાં ક્યાંય અધવચ
**અંદર** [ફા.] અ. માંહે
**અંદાજ** [ફા.] શુમાર, અડસટ્ટો
**અંધારું** નપું. અંધકાર, પ્રકાશનો અભાવ
**અંધેર** નપું. કાયદો નથી રહ્યો તેવી અંધાધુંધીની સ્થિતિ
**અંબોડો** પું. માથા ઉપરના વાળની વેણી
**અંશ** [સં.] પું. ભાગ

## આ

**આ** સર્વ. સામે રહેલું
**આઈ** સ્ત્રી. આતાની પત્ની, પ્રપિતા-મહી; દેવી; [મરાઠી] મા
**આઉ** નપું. દૂધાળાં ઢોરનું થાન
**આક(૦ડો)** પું. એ નામની વનસ્પતિ
**આકરું** વિ. ખૂબ મુશ્કેલ; મોંઘું; સખત
**આકળું** વિ. ખૂબ આકુલ; અધીરું, ઉતાવળું
**આકાર** [સં.] પું. ઘાટ, આકૃતિ
**આકાશ** [સં.] પું. નપું. ગગન
**આખડવું** અ. ક્રિ. ઠોકર ખાવી; રખડવું; લડી પડવું
**આખડી** સ્ત્રી. અગડ, બાધા
**આખલો** પું. ખસી ન કરેલો જુવાન ખૂંટ–બળદ
**આખું** વિ. ન તૂટેલું; અકબંધ, અખંડ
**આગ** સ્ત્રી. અગ્નિ; લાય; –**ગિયો** પું. પ્રકાશ આપતું પતંગિયું; જુવારનો એક રોગ
**આગલું** વિ. મોખરામાં રહેલું; પહેલાંનું
**આગ(–ગુ)વું** વિ. અલાયદું, અનન્ય પ્રકારનું, વિશિષ્ટ
**આગળ** અ. આગલા ભાગમાં; અગાઉ; હવે પછી મોડે
**આગળો(–ળિયો)** પું. બારણાની નાની ભોગળ
**આગાહી** [ફા.] સ્ત્રી. ભવિષ્યના બનાવનું સૂચન
**આઘાત** [સં.] પું. ફટકો; [લા.] માનસિક દુઃખની લાગણી
**આઘું** વિ. દૂરનું–છેટાનું; ૦**પાછું** વિ. આમથી તેમ; [લા.] ખોટુંખરું
**આચાર** [સં.] પું. વર્તન, રીતભાત; વર્તણૂક; રૂઢિ, પારંપરિક નિયમ
**આછરવું** અ. ક્રિ. પ્રવાહીમાંના કસ્તરનું તળે બેસી જતાં પ્રવાહીનું સ્વચ્છ થવું
**આછું** વિ. પાંખું; પાતળું-ઝીણું
**આજ (–જે)** અ. આ ચાલુ દિવસે
**આજીજી** સ્ત્રી. કાલાવાલા, વિનંતિ
**આજ્ઞા** [સં.] સ્ત્રી. હુકમ, ફરમાન
**આટલું** સર્વ. નક્કી પ્રમાણના કદ-જથા-સમય જેટલું
**આડ** સ્ત્રી. કપાળમાંનું આડું તિલક; પિયળ
**આડ** પું. કપાસ ફેલવવાને માટે ઊભી કરેલી જગ્યા
**આડણી** સ્ત્રી. રોટલી વણવા માટેનો ચકલો

**આડ઼ત** સ્ત્રી. વેપારીના વતી કામ કરવું એ; એજન્સી; દલાલી; –તિયો પું. એવો કામ કરનાર, એજન્ટ

**આડું** વિ. વચ્ચે આવી રહેલું; સીધું નહિ તેવું; નપું. મોટી આઢી; **આડી** સ્ત્રી. છાપરામાં આધાર માટે નખાતા આડા વળા; **આડસર** નપું. છાપરાનો મોભ; **આડોડ્યું** નપું. કોઇના કામમાં સહાયક થવું એ

**આણ** સ્ત્રી. આજ્ઞા; પ્રતિજ્ઞા, સોગંદ

**આણવું** સ. ક્રિ. લઈ આવવું; **આણું** નપું. પિયરથી વહુને તેડી આવવાનો વિધિ

**આતુર** [સં.] વિ. અધીરું, ઉત્સુક

**આતો** પુ. દાદાનો બાપ, પ્રપિતામહ; દાદો

**આત્મા** [સં.] પું. જીવ

**આથડવું** અ. ક્રિ. ભટકાવું, અથડાવું; રખડવું

**આથમવું** અ. ક્રિ. સૂર્ય વગેરેનું દેખાતા બંધ થવું

**આથમણું** વિ. જે દિશામાં સૂર્ય-ચંદ્ર વગેરે આથમે છે તે દિશા તરફનું, પશ્ચિમ દિશાનું

**આથવું** સ. ક્રિ. મીઠું મરચું વગેરે ચડાવી આથણાં બનાવવાં; આથો આવે તેવી રીતે લોટ વગેરે પલાળવા; **આથણું** નપું. એ રીતે તૈયાર કરેલું સંધાણું; **આથી** પું. ખમીર ચડે તેવી રીતે લોટ આથવાની ક્રિયા

**આદમી** [અ.] પું. પુરુષ

**આદર** [સં.] પું. સંમાન

**આદર** પું. આરંભ, શરૂઆત ; ૦વું સ. ક્રિ. શરૂ કરવું.

**આદુ–દું** નપું. લીલી સૂંઠ

**આધાર** [સં.] પું. ટેકો

**આનંદ** [સં.] પું. હરખ

**આનાકાની** સ્ત્રી. હા, ના કરવાની ક્રિયા

**આનાવારી** સ્ત્રી. પાક કેટલી આની થયો છે એનો અડસટ્ટો

**આની** સ્ત્રી.–નો પું. રૂપિયાના સોળમા ભાગનો સિક્કો

**આપ** સર્વ. માનાર્થે 'તમે'; **આપે** અ. પોતાની મેળે; **આપઘાત** પું. આત્મહત્યા

**આપણ,–ણે** સર્વ.[ હું–અમે અને તું–તમે મળી બેઉ

**આપદ,–દા** સ્ત્રી. આફત

**આફરો** પું. ઘણું ખાવાથી ઢોરના પેટનું ફૂલી જવું

**આબરૂ** [ફા.] સ્ત્રી. કીર્તિ, નામના

**આબાદ** [ફા.] વિ. વસ્તી વાળું; સમૃદ્ધિ- –દી સ્ત્રી. સમૃદ્ધિ; ચડતી

**આબેહૂબ** વિ. અદલોઅદલ, અસલ મુજબ

**આભ** નપું. આકાશ

**આભડવું** અ. ક્રિ. અથડાવું; અભડાવું; ભ્રષ્ટ થવું; શબ પાછળ સ્મશાનમાં જવું;–છેટ સ્ત્રી. અભડાઇ જવાની માન્યતા

**આભાર** [સં.] પું. ઉપકાર, પાડ

**આભાસ** [સં.] પું. સરખાપણાનો ભ્રમ; ઝાંખો પ્રકાશ

**આમ** અ. આ બાજુ

**આમ** [અ.] વિ. પ્રજા વર્ગનું, સર્વસાધારણ લોકનું

**આમણ** સ્ત્રી. મોટા આંતરડાના છેડાનો ભાગ

**આર** સ્ત્રી. લોઢા વગેરેના સળિયાની અણી; પરોણી; મોચીની ટાંચણી

**આરતી** સ્ત્રી. દેવ-દેવી કે પૂજ્ય વ્યક્તિની સમક્ષ દીવો ઉતારવો એ

**આરપાર** અ. સોંસરવું

**આરસી** સ્ત્રી.,—**સો** પું. અરીસો, ચાટલું, આયનો

**આરંભ** [સં.] પું. શરૂઆત

**આરામ** [ફા.] પું. વિશ્રામ, આશાયેશ

**આરો** પું. કિનારો; છેડો; પૈડામાંનો નાઈ સાથેના ટેકણનો પ્રત્યેક સાળ-યો કે ટુકડો

**આરોગ્ય** [સં.] નપું. તંદુરસ્તી

**આરોપ** [સં.] પું. તહોમત

**આવખું** નપું. આયુષ

**આવડવું** અ. ક્રિ. ની જાણ કે ગત હોવી ; **આવડ,–ત** સ્ત્રી. આવડવું

**આવડું** સર્વ. સામેના માપનું

**આવરદા** સ્ત્રી. પું. આયુષ

**આવરો** પું. દૈનિક માસિક વગેરે આવક નોંધવાનો ચોપડો

**આવવું** અ. ક્રિ. દૂરથી નજીક સ્થિતિ કરવી ; **આવ** સ્ત્રી. આવવું એ; **આવક** સ્ત્રી. ઉત્પન્ન, પેદાશ ; **આવકાર** પું. સ્વાગત ; **આવજા** સ્ત્રી. અવરજવર

**આવું** સર્વ. આ પ્રકારનું—જાતનું

**આશરો** પું. આશ્રય, આધાર, શરણ

**આશરો** પું. અડસટ્ટો, અંદાજ

**આશા** [સં.] સ્ત્રી. ધારણા, ઉમેદ

**આશ્રમ** [સં.] પું. સાધુ આદિકનું વિસામાનું સ્થાન

**આસન** [સં.],–**નિયું** નપું. બેસવાની નાના સાદડી વગેરે સાધન

**આસપાસ** અ. ચારેબાજુ નજીકમાં

**આસામી** પું. સ્ત્રી. માણસ; પ્રતિષ્ઠિત –માલદાર માણસ

**આસ્તિક** [સં.] વિ. ઈશ્વર છે એવું માનનારું

**આસ્તે** અ. ધીમેથી

**આહાર** [સં.] પું. ખોરાક; ખાનપાન

**આળ** નપું. તહોમત

**આળવીતરું** વિ. અટકચાળું, તોફાની

**આળસ** નપું. સુસ્તી;—**સુ** વિ. સુસ્ત

**આળું** વિ. રૂઝ આવતી હોય તેવું તાજું

**આળોટવું** અ. ક્રિ. લોટવું, સૂતાં ગબડવું

**આંક** પું. આંકો; મૂલ્ય; બ. વ. સંખ્યા-ના ઘડિયા; –**કો** પું. નિશાની; છેક; **આંકવું** સ. ક્રિ. આંક કાઢવો, મૂલ્ય કરવું; લીટીઓ પાડવી; બળદ વગેરેને ડામનાં નિશાન કરવાં; **આંકડો** પું. માલ–ખરીદ વેચાણનું ભરતિયું; વાળેલા છેડાવાળો સળિયો; **આંકડી** સ્ત્રી. નાનો આંકડો; પેટની ચૂંક

**આંક,ડો** પું. આકડાનો છોડ; **આંકોલિયું** નપું. આકડાનું ફળ

**આંખ** સ્ત્રી. નેત્ર, નેણ; શેરડી બટાકા વગેરેમાં જ્યાંથી નવો છોડ ઊગે થાય છે તેવો ખચકો

**આંગડી** સ્ત્રી. જૂની ઢબનું પહેરણ-બંડી-ઝભલું વગેરે

**આંગણ,–ણું** નપું. ઘરના આગળના ભાગની ખુલ્લી જગ્યા, ફળિયામાં ઘરના મોખરા ઉપરની પગથિયાં સામેની જગ્યા

**આંગત** વિ. પોતીકું, પોતાનું

**આંગળ,-ળું** નપું.,**-ળી** સ્ત્રી. હાથ-પગના પંજાનું નીકળતું પ્રત્યેક અંગ

**આંચ** સ્ત્રી. ઝાળ, આગની છોળ

**આંચકવું** સ. ક્રિ. ઝૂંટવી લેવું; **આચકી** સ્ત્રી. તાણ; **-કો** પું. ઝોંટો

**આંચળ** નપું. દૂધાળાં પશુના થાનમાંનું પ્રત્યેક અંગ

**આંજવું** સ. ક્રિ. આંખમાં સુરમો વગેરે લગાડવો; **-ણ** નપું. કાજળ **-ણી** સ્ત્રી. આંખમાં પાંપણને છેડે થતી ફોલ્લી

**આંટ** સ્ત્રી. ગૂંચ ; **-ટી** સ્ત્રી. ગૂંચ; દોરીની ગડી, આંટલી; **-ટો** પું. ચકરાવો; ફેરો; વળ

**આંતરડું** નપું. પેટમાંનો નળના આકારનો અવયવ;**-ડી** સ્ત્રી. [લા.] અંતર

**આંતરવું** સ. ક્રિ. આવનારની આડા ફરવું ( લૂંટવા વગેરે માટે )

**આંધ(૦ર)ણ** નપું. આધણ, દાળ ચોખા વગેરે ઓર્યા પહેલાં ગરમ થવા મુકાતું પાણી

**આંધળું** વિ. આંખે ન દેખતું;**-ળિયાં** નપું. બ. વ. [લા.] લાંબો વિચાર કર્યા વિના કોઈ કામમાં ઝંપલાવવું; **આંધી** સ્ત્રી. આકાશમાં વધરાને લીધે થતો દિવા-અંધકાર; વાવાઝોડું

**આંબવું** સં. ક્રિ. ઊંચે કે દૂર રહેલાને પહોંચવું

**આંસુ** નપું. આંખમાંથી ઝરતું બિંદુ; રંગું

## ઈ

**ઇજારો** પું. ઠેકો, કોન્ટ્રેક્ટ

**ઇનકાર** [આ.] પું. નાકબૂલત, અસ્વીકાર; મનાઈ

**ઇનામ** [આ.] નપું. બક્ષિસ

**ઇન્સાફ** [આ.] પું. ન્યાયનો ચુકાદો

**ઇમારત** [આ.] સ્ત્રી. મોટું મકાન

**ઇરાદો** [આ.] પું. આશય, મનોભાવ

**ઇલકાબ** [આં.] પું. ખિતાબ, ઉપાધિ

**ઇલાજ** [આ.] પું. ઉપાય; ઉપચાર

**ઇશારો** [આ.] ઇશારત, ગુપ્ત સૂચના

**ઇસ્પિતાલ** સ્ત્રી. જ્યાં દર્દીઓને રાખી ઉપચાર કરવામાં આવે છે તેવું દવાખાનું, હોસ્પિટલ

**ઇંદ્રિય** [સં. નપું.] સ્ત્રી. સમજવાનું તેમજ કામ કરવાનું શરીરનું જુદું જુદું કારક અંગ; જનનેંદ્રિય, ઇંદ્રી

**ઈજા** [આ.] સ્ત્રી. પીડા

**ઈશ્વર** [સં.] પું. પરમાત્મા, ભગવાન

**ઈસ** સ્ત્રી. ખાટલાની બેઉ બાજુના દાંડામાંનો પ્રત્યેક

**ઈસ્વી** [આ.] ઈસુ ખ્રિસ્તને લગતું

**ઈંટ** સ્ત્રી. ઘર વગેરે ચણવામાં વપરાતું માટીનું કાચું યા પાકું ચોસલું ;**-ટાળો** પું. ઈંટનો ભાંગેલો ટુકડો;**-ટેરી** વિ. ઈંટથી બાંધેલું

**ઈંડું** નપું. પક્ષીનું બેદું; મંદિરના શિખર પરનો કળશ; **-ડાળ** સ્ત્રી. ઇંડાં લઈ જનારી કીડીઓની હાર

**ઈંઢાણી** સ્ત્રી. ભાર ઉઠાવવા સ્ત્રીઓ માથે મૂકે છે તે ઘાસની સાદી કે ચીંદિયાં ભરેલા ફીંટણી

**ઈંધણ,-ણું** નપું. સરપણ, બળતણ

## ઉ

ઉકરડો પું. છાણ-પૂંજા વગેરેનો ઢગલો
ઉગમ પું. મૂળ, આરંભ ; ૦ણું વિ. પૂર્વ દિશાનું
ઉગામવું સ. ક્રિ. મારવા હથિયાર ઊંચું ઉપાડવું
ઉચાટ પું. ચિંતા, ફિકર
ઉચાળો પું. ઘરવખરી (ખાસ કરી ખાલી કરતી વખતે)
ઉચ્ચાર [સં.] પું. મોંમાંથી બોલ કાઢવો; ૦વું સ. ક્રિ. ઉચરવું
ઉછાંછળું વિ. ઉદ્ધત, અવિચારી
ઉછીતું (-નું,-કું.) વિ. થોડા દિવસમાં પાછું આપવાની શરતે લીધેલું
ઉજાગરો પું. જાગરણ
ઉજાડવું સ. ક્રિ. ઉજ્જડ કરવું
ઉજાશ પું. અજવાળું;-ળવું સ. ક્રિ. પ્રકાશિત કરવું
ઉજ્જડ વિ. વેરાન
ઉઝરડો પું. શરીરે કાંટા વગેરેનો લોહીના ટસિયા બાઝે એમ ઘસારો
ઉટાંટિયું નપું.,-યો પું. મોટી ઉધરસનો રોગ
ઉતાવળ સ્ત્રી. ઝડપ ;-ળું,-ળિયું વિ. ઝડપ કરનારું
ઉત્તમ [સં.] વિ. શ્રેષ્ઠ, સૌથી સારું.
ઉત્તર [સં. નપું.] પું. જવાબ; સ્ત્રી ધ્રુવ તરફની દિશા
ઉત્તેજક [સં.] વિ. ઉત્તેજન આપનાર; ઉશ્કેરનાર; –ન [સં.] નપું. ઉત્સાહ –વું સ. ક્રિ. ઉત્સાહ આપવો
ઉત્તેજિત [સં. ભૂ. કૃ.] વિ. ઉત્સાહ પામેલું; ઉશ્કેરાયેલું
ઉત્પન્ન [સં. ભૂ. કૃ.] વિ. પેદા થયેલું.; નપું. પેદાશ
ઉત્સાહ [સં.] પું. ઉમંગ
ઉદય [સં.] પું. ઊગવું એ; ચડતી
ઉદાર [સં.] વિ. સખી દિલનું
ઉદાસ વિ. ઉદાસીન; ગમગીન; તટસ્થ
ઉદાહરણ [સં.] નપું. દૃષ્ટાંત, દાખલો
ઉદ્‌ઘાટન [સં.] નપું. ખોલવું એ; ખુલ્લું જાહેર કરવું એ (કોઈ મકાન વગેરેનું)
ઉદ્દેશ [સં.] પું. ધારણા; આશય
ઉદ્યોગ [સં] પું. ધંધો રોજગાર; મહેનત
ઉધાન નપું. દરિયામાં આવતી મોટી ભરતી
ઉધી,-ધઈ,-ધાઈ,-ધેઈ સ્ત્રી. લાકડાને ફોલી ખાતી સફેદ પ્રકારની કીડી-જિવાત
ઉન્મત્ત [સં. ભૂ. કૃ.] વિ. મદ ભરેલું; ગાંડું; છાકટું
ઉપકાર [સં.] પું. કલ્યાણ; પાડ
ઉપદ્રવ [સં] પું. પજવણી; આપદા, સંકટ
ઉપનામ [સં.] નપું. મૂળ નામ ઉપરાંત હુલામણા વગેરેથી પડાતું નામ
ઉપપ્રમુખ [સં.] પું. સહાયક પ્રમુખ
ઉપભોગ [સં.] પું. ભોગવટો
ઉપયોગ [સં.] પું. ખપ, જરૂરિયાત
ઉપર અ. ઉપલી બાજુએ, માથે; ૦વાસ અ. પાણીના વહેણની વિરુદ્ધ દિશાએ
ઉપરાણું નપું. તરફદારી
ઉપરાંત અ. વિશેષમાં, વળી બીજું
ઉપરી વિ. ઉપલો અધિકારી

ઉપલુ વિ. ઉપરની બાજુનું, ઊંચેનું; -લક વિ. ઉપર ઉપરનું; (ચોપડામાં) નોંધ્યા વગરનું

ઉપાધિ [સં. પું] સ્ત્રી. બહારથી આવી પડેલી આપદા; પદવી, ડિગ્રી

ઉપાસના [સં.] સ્ત્રી. આરાધના, માનસિક પૂજા

ઉફાણો પું. ઊભરો

ઉમદા [આ.] વિ. ઉત્તમ પ્રકારનું; ખાનદાન

ઉમર, ઉંમર સ્ત્રી. વય

ઉમળકો પું. વહાલ-હેત-ઉત્સાહનો ઊભરો

ઉમંગ પું. ઉત્સાહ, હોંશ

ઉમેદ [ફા.] સ્ત્રી. અભિલાષા; આશા

ઉમેરવું સ. ક્રિ. દાખલ કરવું, નાખવું; -ણ નપું.;-ણી સ્ત્રી; ઉમેરો પું. દાખલ કરવું-વધારવું એ

ઉલ્લાસ [સં.] પું. આનંદ

ઉલ્લુ [હિં.] વિ. મૂર્ખ

ઉશ્કેરવું સ. ક્રિ. આવેશમાં આવે એમ કરવું; ભંભેરવું; -ણી સ્ત્રી; ઉશ્કેરાટ પું. ચડામણી, ભંભેરણી

ઉંદર, ૦ડો. પું. એક ધરાળુ પ્રાણી, કોળ; -૦ડી સ્ત્રી. નાનો ઉંદર; નાની જાતનો ઉંદર;-રિયું નપું. કોળવાઈ, ઉંદર પકડવાનું પિંજરું

ઉંબર,-રો પું. બારસાખનો નીચેનો પાટડો

ઊકલવું અ. ક્રિ. ગૂંચ કે ગાંઠનું સરળ બનવું-છૂટવું; અક્ષરો વગેરે વાંચવામાં સૂઝ પડવી; આટોપાવું; ઉકેલવું સ. ક્રિ. (પ્રેરક) ઊકળે એમ કરવું; ઉકેલ પું. નિકાલ, નિવેડો

ઊકળવું અ. ક્રિ. ખદખદ થાય એમ ગરમ થવું; ઉકળાટ,-ટો પું. ધામ, બફારો; ઉકાળવું સં. ક્રિ. (પ્રેરક) ઊકળે એમ કરવું; ઉકાળો પું. કવાથ, કાઢો

ઊખડવું અ. ક્રિ. વળગેલું-ચોંટેલું -જડેલું છૂટું પડવું; ઉખા (-ખે)-ડવું સ. ક્રિ. (પ્રેરક) ઊખડે એમ કરવું

ઊખળ,-ળી સ્ત્રી.-ળુ નપું.-ળો, પું. -ળિયો પું. ખાંડણિયો.

ઊખળવું અ. ક્રિ. વળવું ઊકલવું; ઉખા(-ખે)ળવું સ. ક્રિ. (પ્રેરક) ઊખળે એમ કરવું

ઊગરવું અ. ક્રિ. બચી જવું; બાકી રહેવું ; ઉગારવું સ. ક્રિ. (પ્રેરક) ઊગરે એમ કરવું, બચાવવું ; ઉગાર,-રો પું. બચાવ

ઊગવું અ. ક્રિ. (સૂર્ય વગેરેનો) ઉદય થવો; બીજમાંથી અંકુર ફૂટવો; ઉગાડવું. સ. ક્રિ. (પ્રેરક) ઊગે એમ કરવું

ઊઘડવું અ. ક્રિ. ખૂલવું, ચોખ્ખું થવું; ઉઘા(-ઘે)ડવું સ. ક્રિ. (પ્રેરક) ઊઘડે એમ કરવું; ઉઘાડ પું. ચોમાસામાંના વરસાદ પછી આકાશનું ખુલ્લું થવું; ઉઘાડું વિ. ખુલ્લું

ઊ(-ઊં)ચકવું સ. ક્રિ. ઊંચું કરવું; [લા.] ઉપાડવું; ઊચક અ. હિસાબ કર્યા વિના, ઊધડું

**ઊચડવું** અ. ક્રિ. ચોંટેલું ઊખડવું; **ઉચેડવું** સ. ક્રિ. (પ્રેરક) ઊચડે એમ કરવું

**ઊચરવું** સ. ક્રિ. ઉચ્ચાર કરવો, બોલવું; **ઉચા(-ચે)રવું** સ. ક્રિ. બોલવું

**ઊછરવું** અ. ક્રિ. પાલન-પોષણ પામી મોટા થવું; **ઉછેરવું** સ. ક્રિ. (પ્રેરક) ઊછરે એમ કરવું; **ઉછેર** પું. પાલન-પોષણ

**ઊછળવું** અ. ક્રિ. ઊંચે ફેંકાવું; **ઉછાળવું** સ. ક્રિ. (પ્રેરક) ઊછળે એમ કરવું; **ઉછાળો** પું. ઊંચે ફેંકાવું-ઊભરાવું એ,

**ઊજમ** પું. ઉમંગ, ઉત્સાહ, હોંશ; **-માવું** અ. ક્રિ. ઉમંગ થવો

**ઊજ(-ઝ)રવું** અ. ક્રિ. ઊછરી આવવું; **ઉજે(-ઝે)રવું** સ. ક્રિ. (પ્રેરક) ઊજરે એમ કરવું

**ઊજવવું** સ. ક્રિ. વ્રત-ઉત્સવ-જયંતી વગેરેનો વિધિ કરવો; **-ણી** સ્ત્રી, **-ણું** નપું. ઊજવવું એ

**ઊજળું** વિ. ચકચકિત, પ્રકાશિત; ધોળું; **ઉજળિયાત** વિ. ઊંચ કોમનું

**ઊટ(-ડ)કવું** સ. ક્રિ. માંજવું, અજવાળવું

**ઊઠવું** અ. ક્રિ. ઊભું થવું; **ઉઠાડવું** સ. ક્રિ. (પ્રેરક) ઊભું કરવું; **ઉઠાવવું** સ. ક્રિ (પ્રેરક) ઊંચકવું; **ઉઠાવ** પું. ચિત્રની ભાતવગેરેનો ઊપસતો દેખાવ; ઉપાડ; **ઉઠાઉ, ૦ગીર** વિ. ચોર, ધુતારો; **ઉઠાવો** પું. માલના વેચાણનો ઉપાડ; **ઉઠમ(-વ)ણું** નપું. મરી ગયેલાં પાછળ બેસણાંની ક્રિયા પૂરી કરવાનો વિધિ; **ઉઠાંતરી** સ્ત્રી. ચાલ્યા જવું એ

**ઊડવું** અ. ક્રિ. હવામાં અધ્ધર હરવું-ફરવું; આછું પડવું; **ઊડાઊડ (-ડી)** સ્ત્રી. ઉપરાછાપરી ઊડવું એ; **ઉડાડવું**, **ઉરાડવું** સ. ક્રિ. (પ્રેરક) ઊડે એમ કરવું; **ઉડાવવું** સ. ક્રિ. (પ્રેરક) ઊડે એમ કરવું; (લા.) મશ્કરીમાં બનાવવું;

**ઉડાઉ** વિ. (લા.) ખરચાળ;

**ઉડામણી** સ્ત્રી. (લા.) મશ્કરીમાં બનાવવું એ

**ઊણું** વિ. (વાસણમાં વસ્તુનું) અધૂરું; **-ણપ (-મ)** સ્ત્રી. અધૂરાપણું; ખોટ

**ઊતરવું** અ. ક્રિ. ઉપરથી નીચે આવવું; **ઉતારવું** સ. ક્રિ. (પ્રેરક) ઊતરે એ કરવું; **ઉતાર** પું. ઉતરણ; (લા.) હલકો-ઊતરી પડેલો માણસ; **ઉતારું** નપું. વાહનમાં મુસાફરી કરતું ચડિયું; **ઉતારો** પું. નિવાસ માટે ઊતરવાનું સ્થાન; વળગાડ વગેરે દૂર કરવા માથા ઉપરથી ઉતારી ચકલે મૂકવામાં આવતાં ઘડો કંકુ ફૂલ વગેરે

**ઊથલવું** અ. ક્રિ. ઊલટું થઈ જવું; **ઊથલ-પાથલ** વિ. ઊથલી પડે એવું થયેલું; **ઊથલો** પું. વલણ, પાછું આવી પડવું એ.

**ઊધડ** વિ. કિંમત કર્યા વિના અમને આપવા-લેવામાં આવેલું; **-ડું** વિ. ઊધડ લીધેલું; (લા.) અધ્ધર

**ઊધરવું** અ. ક્રિ. ઊછરવું; ઊગરવું; ચોપડામાં ઉધાર બાજુ લખવું; **ઉધારવું** સ. ક્રિ. (પ્રેરક) ચોપડામાં ઊધરે એમ કરવું; **ઉધાર** વિ.

ચોપડામાં ખાતે બાજુ નોંધી-પૈસા લીધા વિના અપાયેલું; **ઉધારો** પું. વાયદો; ઉગારો; સાંસો; **ઉધેરવું** સ. ક્રિ. (પ્રેરક) ઘંટીમાંથી લોટ બહાર લવો.

**ઊધળવું** અ. ક્રિ. (યાર સાથે) નાસી જવું

**ઊન** સ્ત્રી. ન. ઘેટાંના વાળ; **ઊનું** વિ. ગરમ, તપાટવાળું; ઉષ્ણ પ્રકૃતિનું; **ઊન-વા** પું. મૂત્રાશયનો એક રોગ, ઉપદંશ; **ઉનાવું-ઊનવાવું** અ. ક્રિ. ઊનાઊના શ્વાસ નાખવા; મનમાં ને મનમાં કોચવાવું; **ઉનાળો** પું. ગરમીની ઋતુ, ફાગણ-જેઠ વચ્ચેની ઋતુ; **ઉનાળુ** વિ. ઉનાળામાં થતું (પાક વગેરે); **ઉનામણિયું** નપું. -યો પું. નાહવા માટે પાણી ગરમ મૂકવાનું વાસણ

**ઊપજવું** અ. ક્રિ. ઉત્પન્ન થવું; **ઊપજ** સ્ત્રી. ઉત્પન્ન, પેદાશ; **ઉપજાવવું** (પ્રેરક) સ. ક્રિ. ઉત્પન્ન કરવું

**ઊપટવું** અ. ક્રિ. (રંગનું) ઝાંખું પડી જવું

**ઊપડવું** અ. ક્રિ. ઊંચું લેવાવું, ઊંચકાવું; ચાલવા મંડવું; **ઉપાડવું** સ. ક્રિ. (પ્રેરક) ઊંચકવું; **ઉપાડ** પું. (નાણાં) ઉપાડવાં એ; **ઉપાડો** પું. ઉત્પાત

**ઊપણવું** સ. ક્રિ. (અનાજને) પવન નાખી ચોખ્ખું કરવું

**ઊપસ(-સા)વું** અ. ક્રિ. ઊંચેની બાજુએ ફૂલી આવવું

**ઊપળું** નપું. ખાટલાના ઉપર-નીચેનાં આડાંમાંનું દરેક

**ઊભરાવું** અ. ક્રિ. ઊભરો આવવો; **ઊભરો** પું. ઉભરાવું એ, ઉફાણો.

**ઊભું** વિ. બેઠેલું નહિ તેવું; સીધું ટટાર; સ્થિર થયેલું; **ઊભડ** પું. પગારદાર દહાડિયો ખેતીનો મજૂર; **ઉભડ(-ડુ)ક** વિ. અરધું ઊભું; **ઉભાડયો** પું. ઊભડ (મજૂર) **ઊભડું** વિ. ઉભડક; **ઊભણી** સ્ત્રી. ઘરમાં પડથારથી મેડા સુધીની ઊંચાઈ; ઘરની બેસણી, પ્લિન્થ

**ઊલ** સ્ત્રી. જીભની છારી, ઓળ;**-લિયું** નપું. ઊલ ઉતારવાનું સાધન

**ઊલટ** વિ. અવળું, ઊંધું; સ્ત્રી. ઉમંગ, ઉત્સાહ; **ઊલટવું** અ. ક્રિ, ચત્તું થવું; **ઉલટાવવું** સ. ક્રિ. (પ્રેરક) અવળું કરવું, ચત્તું કરવું; **ઊલટી** સ્ત્રી. બકારી; **ઊલટું** વિ. ઊંધું, અવળું

**ઊલળવું** અ. ક્રિ. ઊંચે જઈ નમી પડવું; **ઉલાળવું** સ. ક્રિ. ઊલળે એમ કરવું; **ઉલાળો** પું. ઊલળવું એ; બારણા-માંની ઊલળતી આગળી; **ઉલાળિયો** પું. ઉલાળો; (લા.) નામુક્કર જવું

**ઊંગ(-જ)વું** સ. ક્રિ. પૈડાં વગેરેમાં તેલી પદાર્થ રેડવો યા પોતાં મૂકવાં

**ઊંઘ** સ્ત્રી. નિંદ્રા; ૦વું અ. ક્રિ. ઊંઘ કરવી; **ઊંઘાડવું** સ. ક્રિ. (પ્રેરક) ઊંઘે એમ કરવું; **ઊંઘાળ-૦વું** વિ. ઊંઘણશી

**ઊંચ** વિ. ચડિયાતું; ઉમદા; **ઊંચું** વિ. ઉપરની બાજુએ રહેલું; **ઊંચે** અ. ઉપરની બાજુએ; **ઊંચાઈ** સ્ત્રી. ઊંચાપણું; **ઊંચાણ** નપું. ઊંચી જમીનનો ભાગ; **ઊંચકવું** જુઓ

ઊચકવું; ઊંચકામણ નપું.,-ણી સ્ત્રી. ઊંચું કરવાની મજૂરી-મહેનતાણું

ઊંટ નપું., પું. એક ઊંચું પશુ,સાંઢિયો; ૦ણી સ્ત્રી. સાંઢ; ઊંટિયો પું. ઊંટ; ઊંટડો પું. ગાડા વગેરેનો ધોંસરી નીચેના ટેકાનો ભાગ

ઊંડું વિ. સપાટીથી નીચે રહેલું; ધાડું; ઊંડાઈ સ્ત્રી.,-ણ નપું. ઊંડાપણું

ઊંધિયું નપું. વિવિધ શાકને એકઠાં કરી તેલમાં બાફેલી વાની

ઊંધું વિ. ઊલટ થયેલું; ૦ચ (-છ)તું વિ. ઊંધું ને ચત્તું

ઊંબાડિયું નપું. જેના ઉપરના છેડે કોાડયું કે સળગતું હોય તેવું મલોખું

## ઋ

ઋણ [સં.] નપું. કરજ; (લા.) આભારનો ભાર

ઋતુ [સં. પું.] સ્ત્રી. શિયાળો-ઉનાળો-ચોમાસું એ મોસમ

ઋદ્ધિ [સં] સ્ત્રી. રિદ્ધિ, સમૃદ્ધિ

ઋષિ [સં] પું. નવું દર્શન પામનાર પુરુષ, મુનિ

## એ

એ સર્વ. પેલું, સામે રહેલું

એકઠું વિ. એકત્રિત કરેલું, ભેળું, ભેગું

એકડો પું. નાતનો પેટાસમૂહ કે ગોળ

એકમ પું. ગણતરી વગેરે માટેનો એક આખો સમૂહ; એકીનો આંક

એકલ વિ. એકલું; પું. નર-સૂતર;–લિયું નપું. એક જણ સૂઈ શકે તેવું ગાદલું; –લું વિ. સાવ છૂટું, અલગ

એકાએક અ. અચાનક

એકાદ,-દું વિ. ભાગ્યેજ પૂરું એક

એકાંત [સં.] પું. જ્યાં કોઈની અવરજવર ન હોય તેવું (સ્થાન)

એકાંતર-રું વિ. વચ્ચે એકનો ખાંચો પડે તેવું

એકી વિ. જેને બેથી ન ભાગી શકાય તેવું

એટલું સર્વ. એના જેટલું; –લે અ. અર્થાત્; તેથી

એઠું વિ. અજીઠું; એઠવાડ સ્ત્રી., –ડો પું. ખાવા પીવાથી વધેલા પદાર્થોનો ગંદવાડ

એદી વિ. આળસથી સુસ્ત પડી રહેનારું

એબ [અા.] સ્ત્રી. ખોડ, ખામી

એમ અ. એ પ્રમાણે

એલચી [તુર્કી] પું. એક રાષ્ટ્રમાંથી બીજા રાષ્ટ્રમાં મુકાયેલો રાજકીય પ્રતિનિધિ

એલળવું અ. ક્રિ. ઓગળ્યા જેવું થવું, પાણી છૂટવું

એવું સર્વ. એના જેવું

એળે અ. ફોગટ

એંધાણ નપું.-ણી સ્ત્રી. નિશાની

## ઓ

ઓકવું સ. ક્રિ. ઊલટી કરવી; ઓકારી સ્ત્રી. ઊલટી, બકારી

ઓકળી સ્ત્રી. લીંપણમાં પાડવામાં આવતી ભાત

ઓખણવું સ. ક્રિ. દાણામાંથી ફોતરી જુદી કાઢવી

ઓખર નપું. વિષ્ઠાનો ગંદવાડ

ઓગણા પું. બ. વ. ધાણીમાં રહેલ ન ફૂલેલા દાણા

**ઓગળવું** અ. ક્રિ. પીગળવું; **ઓગાળવું** સ. ક્રિ. ઢોરનું ઓગાળ કરવું

**ઓગ(-ગા)ટ(-ઠ)** સ્ત્રી. પશુઓએ ખાતા વધેલો ચારો

**ઓઘો** પું. ખેતરમાંથી વાઢેલા સાંઠા વગેરેનો દાણાસહિત ગંજ; જૈન સાધુનું રજોહરણ

**ઓચિંતું** વિ. અચાનક, અણચિંતવ્યું

**ઓચ્છવ** પું. ઉત્સવ, તહેવાર

**ઓછાડ** પું. ગાદલા વગેરે પર છાવરવાનું વસ્ત્ર

**ઓછાયો** પું. પડછાયો

**ઓછું** વિ. સંખ્યા કદ પ્રમાણ વગેરેમાં ઘટ ધરાવતું; અધૂરું

**ઓજાર** નપું. કારીગરનાં હથિયારોમાનું દરેક

**ઓટ** સ્ત્રી. સમુદ્રની ભરતીનું ઓછા થતા જવું

**ઓટવું** સ. ક્રિ. સિલાઇની ડોઢ વાળીને બખિયા દેવા; -ણ નપું.,-ણી સ્ત્રી. ઓટવું એ; **ઓટામણ** નપું.,-મણી સ્ત્રી. ઓટવાનું મહેનતાણું

**ઓટલી** સ્ત્રી. નાનો ઓટલો; -લો પું. મોટી ઓટલી; **ઓટો** પું. ઓટલો

**ઓઢવું** સ. ક્રિ. માથા ઉપર ઢંકાય એમ કરવું;-ણી સ્ત્રી.-ણું નપું. છોકરી કે સ્ત્રીનું માથા ઢાંકવાનું વસ્ત્ર; **ઓઢો** પું. ઢાંકણ; **ઓઢાડવું** સ. ક્રિ. (પ્રેરક) ઓઢે એમ કરવું

**ઓણ** અ. આ ચાલુ વર્ષે

**ઓપવું** અ. ક્રિ. શોભવું; **ઓપ** પું. ઢોળ, ચળકાટ (ધાતુ ઉપરનો)

**ઓર** સ્ત્રી. ગર્ભની આસપાસ વીંટાયેલા પાતળા સ્નાયુનો સમૂહ

**ઓર,-રિયો** પું. નદીકાંઠે કે જમીનમાં કાચો ગાળેલો કૂવો

**ઓરડી** સ્ત્રી. નાનો ઓરડો; **ઓરડો** પું. મકાનનો ઠીક ઠીક માપનો ખંડ

**ઓરવું** સ. ક્રિ. અનાજ પકવવા ચૂલા ઉપર પાણીમા નાખવું; ઘંટી કે વાવણી ના સાધનમા દાણા નાખવા; -ણી સ્ત્રી. વાવવાની ક્રિયા

**ઓરમાઈ,-ન,-યું** વિ. સાવકું

**ઓરસું** નપું. લાપસી

**ઓરાશ(-સિ)યો** પું. સુખડ વગેરે ઘસવાનો પથ્થર

**ઓલાવું** અ. ક્રિ. અગ્નિનું બુઝાઇ જવું; **ઓલવવું** સ. ક્રિ. (પ્રેરક) અગ્નિ બુઝાય એમ કરવું; **ઓલાણ** નપું. ઓલાઈ જવું એ

**ઓલિયું** વિ. ભક્ત હૃદયનું

**ઓલો** પું. ચૂલાની સાથે જોડેલો પાછળનો ચૂલો

**ઓવારવું** સ. ક્રિ. વારણા લેવાં; -ણું નપું. વારણું, દુખણું; **ઓવારો** પું. નદી કે તળાવનો ઊતરાય તેવો આરો

**ઓશ(-સ)રી** સ્ત્રી. ઘર આગળની ઢાંકેલી ખુલ્લી પરસાળ

**ઓશિયાળ** સ્ત્રી. ઉપકાર કે ગરજ નીચેની, પરાધીનતા; -ળું વિ. એવી રીતે દબાયેલું

**ઓશી(-સી)કું** નપું. ઓસીસું

**ઓસ** પું. સ્ત્રી. ઝાકળથી બાઝતું પાણી, ઠાર

**ઓસડ,-ડિયું** નપું. ઔષધ, વનસ્પતિજન્ય દવા

**ઓસરવું** અ. ક્રિ. દૂબળા પડવું

ઓસવાવું અ. ક્રિ. શોષાઈ ઓછું થવું; ઓસ(-સા)વવું સ. ક્રિ. (પ્રેરક) દાણો ચડી જતાં વધારાનું પાણી કાઢી નાખવું; ઓસામણ નપું. દાળનું એ રીતે કાઢેલું અને વધારેલું પાણી; ઓસાણ નપું. આછી યાદ

ઓળખવું સ. ક્રિ. જાણવું, પિછાણવું; ઓળખ સ્ત્રી. પિછાણ

ઓળવું સ. ક્રિ. માથાના વાળ સરખા કરવા

ઓળવવું સ. ક્રિ. બીજાનું લઈ પચાવી પાડવું

ઓળંગવું સ. ક્રિ. વટાવવું, પાર જવું

ઓળો પું. પડછાયો; ચણા રીંગણાં વગેરે ને લીલાં ને લીલાં ભૂંજી બનાવેલું ખાદ્ય; ભડથું

## ક

કચ સ્ત્રી. રમતમાં દાવને માટે થતી તકરાર; -ચિયું વિ. કચ કરનાર; કચકચ સ્ત્રી. નકામી વાચિક માથાકૂટ; કચકચાટ પું. કચકચ; કચકચિયું વિ. કચકચ કરનારું

કચકડું નપું., -ડો પું. કાચબાની પીઠનું પડ; એના જેવો પદાર્થ (જેની અનેક ચીજો બને છે)

કચડવું સ. ક્રિ. દબાય એમ છૂંદવું

કચરવું સ. ક્રિ. દબાવવું; પીસવું; કચારિયું નપું. કોબીજ વગેરેની કચુંબર

કચરો પું. મેલો પદાર્થ, પૂંજો; -રાપટ્ટી સ્ત્રી. ગંદકી

કચવાટ પું. મનદુઃખ, અસંતોષ

કચુંબર સ્ત્રી. કરચ પડે તેવો ભૂકો; કચરિયું ( કોબીજ વગેરેનું )

કચેરી સ્ત્રી. કાર્યાલય; અદાલત

કચોરી સ્ત્રી. નાની તળેલી પૂરી

કજિયો પું. ટંટો, કંકાસ; -યાળું, -યાખોર વિ. ટંટાખોર, કંકાસિયું

કટકવું અ. ક્રિ. કટક દઈ તટવું, બટકવું; -ણું વિ. તૂટી જાય તેવું, બટકણું

કટોકટી સ્ત્રી. અણીનો પ્રસંગ, ગૂંચનો પ્રસંગ

કઠણ વિ. જેમાં આંગળી ન પેસે તેવું સખત; અઘરું; -ણાઈ સ્ત્રી. કઠણપણું.

કઠવું અ. ક્રિ. કઠણ લાગવું (જોડા વગેરેનું) નડવું

કઠિયારો પું. જંગલમાંથી લાકડાં તોડી લાવી વેચનારો; -રી,-રણ સ્ત્રી. એવી સ્ત્રી, -રું નપું. કઠિયારાનો ધંધો

કઠેડો,-રો, કઠોડો પું. બારી અગાસી દાદરા વગેરેની હાંસ

કઠોળ પું. દાળ પડે તેવું બે દળવાળું ધાન્ય (અડદ મગ વગેરે)

કડછી સ્ત્રી. પીરસવામાં ઉપયોગી છેડે વાટકાવાળું ધાતુનું સાધન; -છો પું. મોટી કડછી

કડદો પું. (લા.) લેણદેણના સમાધાન વખતે નાણાંની લેમૂક

કટાર સ્ત્રી. નાની તલવાર; છાપાની કોલમ; -રી સ્ત્રી. કટાર

**કડવું** વિ. કારેલાના સ્વાદ જેવું; **-છું** વિ. થોડી કડવાશવાળું; **-વાણું** નપું. કડવો પદાર્થ; **-વાશ** સ્ત્રી. કડવાપણું

**કડા(-હા)** સ્ત્રી. તળવાની પેણી; ૦યું નપું. મોટી કડા

**કડિયો** પું. પથ્થર કામ કરનારો કારીગર, સલાટ

**કડી** સ્ત્રી. ગોળ વાળેલો તાર કે સળી; આંકડી; હાથ-બેડી; કવિતાનો આખો શ્લોક કે પદ (જેમાં બે કે ચાર પદનો એકમ હોય); **-ડું** નપું. ગોળ વાળેલો સળિયો; કાંડાનું કે બાવડાનું સોના-ચાંદીનું એક ઘરેણું; **-ડિયાળી** સ્ત્રી. છેડે કડીઓ ચડાવેલી લાકડી કે ડાંગ

**કઢવું** સ. ક્રિ. ઘટ્ટ થવા જેવું ઉકાળવું; **કઢાપો** પું. ધામ, ઉકળાટ; માથામાં થતો દુખાવો; **કઢિયલ** વિ. કઢેલું (દૂધ); **કઢી** સ્ત્રી. ખટાશવાળી એક કઢેલી વાની; **કઢો** પું. ઉકાળો; માથામાં થતો કઢાપો

**કણ** [સં.] પું. ઘણો નાનો ભાગ; દાણો; **-ણિકા** [સં.] સ્ત્રી., **-ણી** સ્ત્રી. **-ણું** નપું. બારીક રજકરણ (આંખમાં પડે છે તે); **કણો** પું. સાપનું તરત જન્મેલું બચ્ચું; **કણક** સ્ત્રી. લોટ; **કણકી** સ્ત્રી. ચોખા વગેરેના ટુકડા, ઝીણા કણ; **કણિયો** પું. દાણાનો વેપારી; **કણસલું** નપું. તરણું

**કણછવું** અ. ક્રિ. દુઃખને લીધે આછાં ડૂસકાં ખાવાં; **કણછાટ** પું. કણછવું એ

**કણબી** વિ. ખેતીના ધંધાવાળી જ્ઞાતિનું

**કતલ** સ્ત્રી. કાપી નાખી સરજાવેલો સંહાર; ગળું કાપી નાખવું એ; **૦ખાનું** નપું. ઢોરને કાપવાની જગ્યા

**કતાર** સ્ત્રી. હાર

**કથરોટ** સ્ત્રી. લોટ વગેરે મસળવાનો મોટો ઊંચો ઢાળ પડતી કિનારવાળો થાળ (ધાતુનો કે લાકડાનો પણ), કાથરોટ

**કથળવું** અ. ક્રિ. સ્થાનભ્રષ્ટ થવું; વણસવું

**કથા** [સં.] સ્ત્રી. કહાણી, વારતા; ધાર્મિક કથાનક

**કદ** નપું. પ્રમાણ, માપ; **-દાવર** વિ. મોટા કદવાળું

**કદડો** પું. મેલો કાદવ; ડોળાયેલી ગંદકી

**કદર** સ્ત્રી. આંકણી, બૂઝ

**કદી** અ. કોઈવાર; ૦ક ભાગ્યેજ કોઈવાર

**કન્યા** [સં.] સ્ત્રી. છોકરી; કુંવારી છોકરી

**કપટ** [સં.] નપું. છળ, કૂડ; **-ટી** [સં.] વિ. દગાખોર

**કપડું** નપું. સીવેલું વસ્ત્ર; **કપડછાણ** વિ. કપડાથી ચાળેલું; **કપડમટ્ટી** સ્ત્રી. હવા ન પેસે માટે કપડાને માટીથી કરવામાં આવતો લેપ

**કપાળ** [સં.] નપું. લલાટ, ભાલ

**કપાસ** પું. રૂનો છોડ; **-શિ(-સિ)યો** પું. કપાસનું બી; **-શી (-સી)** સ્ત્રી. પગતળીમાં કાંટો ખૂંચી જતાં જામી થતી ગાંઠ

**કફ** [સં.] પું. બળખો, ગળફો

**કફન** [આ.] ન. મુડદાને ઓઢાડવાનું વસ્ત્ર; **-ની** સ્ત્રી. ફકીરનો ઝબ્ભો; ટૂંકી બાંયનું લાંબું પહેરણ

**કબજો** પું. હવાલો; ભોગવટો; બાંય વિનાની ચોલી; જાકીટ

**કબર** સ્ત્રી. ઘોર; એ ઉપરની ચણતર; **૦સ્તાન** નપું. ઘોરવાડો (મુસલમાન, ખ્રિસ્તી વગેરેને દાટવાનું સ્મશાન)
**કબાટ** નપું. દીવાલનું યા છૂટું મોટું હાટિયું
**કબૂલ** [આ.] વિ. સ્વીકારેલું, મંજૂર; **–લત, –લાત** સ્ત્રી. સ્વીકાર, મંજૂરી
**કમ** [ફા.] વિ. ઓછું; **૦તી** વિ. ઓછું; **કમી** વિ. ઓછું; (નોકરામાંથી નિવૃત્ત) બાદ
**કમખો** પું. વાંસે ખૂલ્લી રહેતી ટૂંકી ચોલી, કાપડું
**કમઠાણ** નપું. ( 'મોટું કાર્યાલય' ઉપરથી લા.) મોટો રસાલો; ઢંગધડા વિનાની મોટી રચના
**કમાડ** નપું. મોટું બારણું
**કમાન** [ફા.] સ્ત્રી. કામઠું; કામઠાના આકારની કોઈપણ રચના (ઇમારતની તેમજ ઘડિયાળ વગેરેમાંની)
**કર** [સં.] પું. વેરો, ટેકસ; **૦કસર** સ્ત્રી. જરૂર પૂરતો જ ખર્ચ; એવી રીતે થતો બચાવ; **૦જ** [સં.] નપું. દેવું, ઋણ
**કરચ** સ્ત્રી. નાનું છોડું, પતલી પતરી; **૦લી, ૦ળી, –ચોલી(–ચોળી)** સ્ત્રી. સળ, સંકોચ વાથી થતી રેખા
**કરડવું** સ. ક્રિ. બચકું ભરવું; ડંખવું; **–કણું** વિ. કરડવાના સ્વભાવનું **કરડ** સ્ત્રી. પું. કરડવાનું નિશાન; ડંખ
**કરડું** વિ. આકરું, સખત; **સહેજ** કડવું, કડછું; **–ડાશ(–ગી)** સ્ત્રી. વાણીની સખ્તાઈ
**કરડી** સ્ત્રી. હાથપગની નાની વીંટી; **–ડો** પું. મોટી કરડી, વેઢ
**કરમ, –મિયું** નપું. પેટમાં થતો એક જીવ, કૃમિ
**કરમાવું** અ. ક્રિ. ચિમોળાવું; ઝાંખું પડવું
**કરમોડવું** સ. ક્રિ. મરડવું, મચડવું, લચકાવવું; **કરમોડ** સ્ત્રી. લચક, મરડ
**કરવત** સ્ત્રી. નપું. લાકડાં વહેરવાનું દાંતાવાળું હેથિયાર; **–તી** સ્ત્રી. નાની કરવત
**કરવું** સ. ક્રિ. આચરવું, ઉપજાવવું; **–ણી** સ્ત્રી. આચરણ; **–તુ,–તૂક** નપું. આચરણ, કૃત્ય, કામ; **–વૈયું** વિ. કરી જાણનારું
**કરંડિયો** પું. ફળ ફૂલ વગેરે રાખવાનો વાંસનાં છાતાં વગેરેનો ઊભો ઢાંકેલો સૂંડલો
**કરો** પું. આકાશમાંથી પડતો કુદરતી બરફ; ઘરની બંને બાજુની દીવાલ
**કરાડ** સ્ત્રી. ખડક કે ખાડાની ઊભી ભેખડ
**કરામત** [આ.] સ્ત્રી. કારીગરી; કળા કસબ; યુક્તિ
**કરાર** [આ.] પું. સલાહ ભરેલી કબૂલત; દુઃખમાંથી આરામ
**કરુણ** [સં.] વિ. દયા ઉપજાવનારું; **–ણા** [સં.] સ્ત્રી. દયા, અનુકંપા
**કરોડ** સ્ત્રી. બરડાના મણકાનો ઊભો ડાંડો
**કર્મ** [સં.] નપું. કામ; નસીબ; ધંધો; **–ર્મી** વિ. નસીબદાર

**કલમ** [આ.] સ્ત્રી. લેખણ; ચિત્રકારની પીંછી; કલમની પેઠે ત્રાંસી છોલી એક છોડની બીજા છોડ કે ઝાડ સાથે બાંધી ઉપજાવેલો છોડ;–**મી** વિ. એવી રીતે તૈયાર થયેલો છોડ ફળ વગેરે

**કલા,–ળા** [સં.] સ્ત્રી. અંશ. ભાગ; (લા.) યુક્તિ. હિકમત; **૦કાર** [સં.] વિ. કલાયુક્ત રચના કરનાર ( કવિ, ચિત્રકાર વગેરે ); **૦વંત** વિ. કલાનું જાણકાર; **૦વંતી** સ્ત્રી. નૃત્ય વગેરે કલા જાણનારી; વેશ્યા

**કલાક** પું. ૬૦ મિનિટનો સમય

**કલ્યાણ** [સં.] નપું. શ્રેય, કુશળ; આબાદી

**કલ્લી** સ્ત્રી. નાનું કલ્લું; –**લ્લું** નપું. પગનું ઘરેણું, કડલું

**કવાયત** સ્ત્રી. લશ્કરી તાલીમ

**કવિ** [સં.] વિ., પું. કવિતા રચનાર

**કશ (–સ)** સ્ત્રી., **૦ણ** નપું. બંડી અંગરખા વગેરેનાં ડોરણાંની દોરી

**કસ** પું. કસોટીના પથ્થર ઉપર સોના રૂપાનો કાઢવામાં આવતો આંક

**કસણવું** સ. ક્રિ. ચોળી મસળી એક કરવું, ગૂંદવું

**કસબ** પું. હુન્નર, કારીગરી; સોના રૂપાનો બારીક તાર

**કસર** સ્ત્રી. ઘટ; કચાશ; ખામી

**કસરત** સ્ત્રી. વ્યાયામ, શારીરિક તાલીમ

**કસવું** સ. ક્રિ. ખેંચીને બાંધવું; કસોટી કરવી; ઓછું આપવાનો પ્રયત્ન કરવો; **કસાઈ** પું. ખાટકી; **કસાકસ, –સી** સ્ત્રી. રસાકસી; **કસાણું** વિ. કાટના સ્વાદવાળું; **કસોટી** સ્ત્રી. આકરી પરીક્ષા

**કસું(–સૂં)બો** પું. એક વનસ્પતિ; કસૂંબાનાં ફૂળના રંગની સાડી; પાણીમાં ઘોળી તૈયાર કરેલું અફીણ; **–બી, –બલ** વિ. કસૂંબાનાં ફૂલના રંગનું

**કસૂર** [આ.] સ્ત્રી. ભૂલ

**કહીં** ક્રિ. વિ. કયાં ( પ્રશ્નાર્થક )

**કહેવું** સ. ક્રિ. કથન કરવું, બોલી જણાવવું;–**ણ** નપું. કથન; સંદેશો; **૦ણી, કહેવત** સ્ત્રી. લોકોક્તિ, દષ્ટાંત;

**કહેવડા(રા–)મણ** નપું. કહેવાપણું; બદનામી; **કહ્યાગરું** વિ. કહ્યા પ્રમાણે કરનારું

**કળ** સ્ત્રી. યાંત્રિક ચાવી; યુક્તિ; (લા.) અચાનક લાગવાથી અંગમાં ઊભું થતું દુઃખ

**કળવું** અ. ક્રિ. કળતર થવી; **–તર** સ્ત્રી. અંગમાં તાવ શરદી વગેરેથી થતી ગૂટ

**કળશ** [સં.] પું. કળશિયો, લોટો; મંદિર ઉપરનું ઈંડું

**કળી** [સં.] સ્ત્રી. ફૂલનો અણખીલેલો ડોડો; ઝૂડું મોતીચૂર; કપડામાં સીવીને પાળેલી કરચોલી

**કંઈ** સર્વ. કાંઈ (અનિશ્ચિત અર્થે), કશુંક; કેટલાક

**[illegible]સ** પું. કલેશ, કજિયો

**કંકુ** નપું. કુંકુમ ( હળદર ને ચૂનાની એક સુગંધી બનાવટ —ચાંદલા વગેરે કરવા વપરાતું ); **—કાવટી** સ્ત્રી. કૂંકાવટી, કંકુ રાખવાનું સાધન; **—કોતરી** સ્ત્રી. કુંકુમપતરી, માંગલિક વિધિમાં ભાગ લેવા લખવામાં આવતી પત્રિકા

**કંજૂસ** વિ. કૃપણ, ખૂબ લોભિયું; **—સાઈ** સ્ત્રી. કંજૂસપણું

**કંટાળવું** અ. ક્રિ. થાક વગેરેથી અણગમો થવો; **કંટાળો** પું. કંટાળવું એ

**કંટાળો** પું. કાંટાવાળો થુવેર, થોરિયું; **—ટોલું** નપું. કંકોડું ( શાકફળ ), **કંટી** સ્ત્રી. ડૂંડામાંનો નાનો કણ,

**કંટીવાળો, કંટેવાળો** પું. તપેલું વગેરે ન દાઝી જાય માટે બહારની બાજુએ કરવામાં આવતી માટી વગેરેની થાપ

**કંઠ** [સં.] પું. ગળું, ગરદન, ડોક; (લા.) સૂર; **—ઠાળ(—ર)** સ્ત્રી. દરિયાકાંઠાનો પ્રદેશ; **—ઠી** [સં.] સ્ત્રી. ડોકનું ઘરેણું; ગુરુએ બંધાવેલી તુલસીના પારા વગેરેની માળા

**કંતાન** નપું. શણનું કાપડ

**કંથ** પું. પતિ, ધણી

**કંદ** [સં.] પું. કોઈપણ છોડની જમીનમાં જામતી ગાંઠ; **૦મૂલ (—ળ)** [સં.] નપું. કંદ અને મૂળિયું ( ખવાય તેવાં )

**કંદોઈ** પું. મીઠાઈ બનાવનાર, સુખડિયો

**કંદોરો** પું. કેડ ઉપરનું ઘરેણું; એ આકારનો દીવાલનો બાંધો ; ઘોરો

**કંપ** [સં.] પું. ધ્રુજારો; **૦વું** અ. ક્રિ. ધ્રુજવું; **—પારી** સ્ત્રી. ધ્રુજારી

**કંસારો** પું. ધાતુનાં વાસણ ઘડવાનું કામ તેમ—ધંધો કરનાર પુરુષ; **—રી, —રણ** સ્ત્રી. કંસારાની સ્ત્રી

**કાકો** પું. બાપનો ભાઈ; **—કી** સ્ત્રી. કાકાની પત્ની

**કાખ** સ્ત્રી. બગલ; **—ખી** સ્ત્રી. કપડાંની બગલની કરાખી

**કાગ,૦ડો** પું. કાળા રંગનું જાણીતું પક્ષી; **૦ડી** સ્ત્રી. કાગડાની માદા

**કાગદી** [ ફા. ] પું. કાગળનો વેપારી; વિ. પતલી છાલનું ગોળ ઘાટનું (લીંબુ)

**કાગળ** પું. ઘાસપાલા વગેરેમાંથી બનાવવામાં આવતો લખાણ વગેરે માટેનો પત્રાકાર ઘાટ; ટપાલનો પત્ર

**કાચ** [સં.] પું. રેતી અને ખારવાળી માટીનો ઓગાળેલો પદાર્થ; આરસી

**કાચ** પું. લૂગડાનું ડોરણું ભરાવવા કરવામાં આવતો સીવેલો ખાંચો

**કાચબો** પુ. કચ્છપ, ઢાલવાળું એ જલચર—સ્થલચર; ઢાળો પાડવાની ઓઠી;**—બી** સ્ત્રી. કાચબાની માદા

**કાચલી** સ્ત્રી. નાળિયેરનું ભાંગેલું કોટલું

**કાચું** ત્રિ. પાકેલું નહિ તેવું; (લા.) સંસ્કારહીન; **કચાશ** સ્ત્રી. કાચાપણું

**કાછડી** સ્ત્રી. કચ્છાની રીતેધોતિયાની વાળેલી લાંગ; નાની ધોતલી; **—ડો** પું. ધોતિયું કે સાડી લાંગ વાળીને પહેર્યાં હોય તેવો બંધ

**કાછિયો** પું. શાક વેચનારો વેપારી, એ નાતનો પુરુષ; **-યણ** સ્ત્રી. કાછિયાની સ્ત્રી

**કાજ** નપું. કામ; કારજ; **-જે** અ. માટે, વાસ્તે, સારુ

**કાજળ** નપું. આંજવાની મેશ, આંજણ **-ળી** સ્ત્રી. બળતા મડદા ઉપરની મેશનું પડ

**કાટ** પું. ધાતુ કટાવાથી બાઝતી પોપડી કે મેલ; (લા.) નડતર; **-ટોડો** પું. કાટ

**કાટ** પું. ઇમારતી લાકડું; **૦કૂટ** સ્ત્રી. તૂટેલો ફૂટેલો સામાન; **૦પીટિયો** પું. ઇમારતી લાકડાનો વેપારી; **૦માલ** પું. જૂનું ઘર પરથી ઉતારેલું ઇમારતી લાકડું વગેરે

**કાટખૂણ** પું. નેવુ અંશનો ખૂણો પાડતો આકાર; **-ણો** પું. નેવુ અંશનો ખૂણો; **-ણિયો** પું. નેવુ અંશનો ખૂણો પાડતું કારીગરનું હથિયાર

**કાટલું** નપું. નક્કી વજનનું તોલું; સુવાવડમાં સ્ત્રીઓને ખાવાને અપાતું ગૂંદર વગેરે વસાણું

**કાઢવું** સ. ક્રિ. બહાર મૂકવું; (લા.) આકાર આપવો

**કાણ** સ્ત્રી. મરણ પાછળ રોવું કકળવું એ; **-ણિયું** વિ. કાણે જનારું

**કાણું** નપું. છિદ્ર; વિ. છિદ્રવાળું, એક આંખ ફૂટેલી કે ન હોય તેવું; **-ણિયું** વિ. આંખે કાણું

**કાતર** સ્ત્રી. કાતરવાનું હથિયાર; **૦વું** સ. ક્રિ. કાતરથી કાપવું; ઊભો ચીરો પડે એમ કાપવું; **-રિયું** નપું. ચોરનું એક હથિયાર; છાપરા નીચેનો મેડો

**કાતરી(-ળી)** સ્ત્રી. પાતળી ચપટી ફળાદિની ચીપ; શેરડી વગેરેનો ટુકડો; **-રો** પું. આમલી વગેરેનું ચપટા ઘાટના ફળ જેવું; ઊગતા અનાજમાં પડતી એક જિવાત

**કાથી** સ્ત્રી. નાળિયેરનાં છોલાંની સીંદડી; **-થો** પું. કાથીના રંગનો પાનમાં ખાવાનો ખેરની બનાવટનો પદાર્થ

**કાદવ** પું. કીચડ, ગારો

**કાન** પું. સાંભળવાની ઇંદ્રિય; તોપ બંદૂક વગેરેમાં જ્યાં ટોટી પિસાય છે કે દારૂ ભરી સળગાવાય છે તે છિદ્ર; **-નો** પું. 'આ' સ્વરનો બારાખડીમાં સંકેત

**કાપડ** નપું. કોરું કપડું; **-ડિયો** પું. કાપડનો વેપારી; **-ડી** પું. એક જાતનો બાવો; **-ડું** નપું. કમખો

**કાપવું** સ. ક્રિ. વાઢવું; **કાપ** પું. કાપવું એ; કાપો, વાઢ, આંકો; સ્ત્રીઓના કાનનું એક ઘરેણું; **કાપકૂપ** સ્ત્રી. ઘટાડો, કાટછાડ; **કાપણી** સ્ત્રી. કાપવાની રીત; કાપવાનું હથિયાર; તૈયાર થયેલા ડૂંડાવાળો મોલ વાઢવો એ, લણણી; **કાપલી** સ્ત્રી.; **-લો** પું. કાગળ કપડું કે પાંદડાનો પતલો ટુકડો; **કાપાકાપી** સ્ત્રી. કતલ ખૂનરેજી

**કાબ** [તુર્કી] પું. કાબુ, અધિકાર, સત્તા; કબજો

**કામ** નપું. કાર્ય, કર્મ (લા.) ખપ, ઉપયોગ; મુકદ્દમો; **૦ઢું** વિ. કામમાં રચ્યુંપચ્યું; **૦ણ** નપું. વશીકરણ; **૦વું**, **કમાવું** સ. ક્રિ. કમાણી કરવી; **કમાણી** સ્ત્રી. કમાવું એ; **૦દાર** વિ. પું. કામ કરનાર, મજૂર અમલદાર, કામોરો

**કામઠી** સ્ત્રી; **-ઠું** નપું. ધનુષ; **-ઠિયો** પું. તીર મારનારો પુરુષ

**કામળ,–ળી** સ્ત્રી. કાંબળી, ધાબળી; **–ળો** પું. મોટી કામળ, ધાબળો

**કાયદો** [અા.] પું. નિયમ, ધારો, કાનૂન

**કાયમ** [અા.] અ. હંમેશાં, નિરંતર; **–મી** વિ. નિરંતરનું, સ્થાયી

**કાયર** વિ. હિંમત વિનાનું; બાયલું

**કાયા** સ્ત્રી. શરીર, ગર્ભાશય; **કાયિક** [સં.] વિ. શરીરને લગતું

**કારજ** નપું. કામ; વરો, મરણ પાછળની ભોજન વગેરે ક્રિયા, દહાડો

**કારણ** [સં.] નપું. હેતુ, સબબ

**કારભાર** પું. વહીવટ; **–રી** વિ. પું. વહીવટદાર; દીવાન

**કારી** વિ. કાતીલ

**કારીગર** [ફા.] વિ. પું. કલાયુક્ત કામ કરનારો કામદાર; **–રી** સ્ત્રી. કલાયુક્ત કોતરકામ ઘડાઈ વગેરે

**કાલું** વિ. બોલવાની ઇંદ્રિય કામ નથી કરતી તેવું, બોબડું

**કાલું** નપું. કપાસનું જીંડવું

**કાલ** સ્ત્રી. આવતો કે ગયો દિવસ; **–લે** અ. આવતે કે ગયે દિવસે

**કાવડ** સ્ત્રી. ત્રાજવા ઘાટની ખભે ઉપાડવાની માંડણી; **–ડિયો** પું. કાવડ ઊંચકનાર; **–ડિયું** નપું. (અંગ્રેજી રાજ્યના આરંભમાં પૈસામાં એક બાજુ કાંટો ત્રાજવું હતું તેથી પડેલું નામ) પૈસાનો સિક્કો

**કાવતરું** નપું. છળ ભરેલી યોજના

**કાવું** નપું. છાપરામાંની નળિયાંની પ્રત્યેક ઓળ; ખાટલાની પાટીનો પ્રત્યેક આંટો

**કાવું** અ. ક્રિ. થાકી જવું, કંટાળી જવું

**કાવો** પું, ખુંદદાણાને સેકી વાટી કરેલો ઉકાળો; **–વાદાની** સ્ત્રી. કાવો કરવાની ચંબૂડી, કીટલી

**કાવ્ય** [સં.] નપું. કવિતા

**કાશ(–સ)** સ્ત્રી. નડતર; **કાસળ** નપું. કાશ, નડતર

**કાળ** [સં.] પું. સમય, મૃત્યુ, દુકાળ; **–ળોતરો** પું. કાળો નાગ; **–ળોતરી** સ્ત્રી. (લા.) મોત જણાવનારી ચિઠ્ઠી, કાળાખરી

**કાળજું** નપું. કલેજું; **કાળજી** સ્ત્રી. (લા.) હૃદયપૂર્વકની ચીવટ

**કાળું** વિ. મેશના રંગનું; [લા.] નઠારું; વસમું

**કાં** અ. કેમ, કેવી રીતે, શા માટે

**કાંઇ, ૦ક** સર્વ. કંઈક

**કાંકરી** સ્ત્રી. પથ્થરનો નાનો નાનો કણ; **–રો** પું. મોટી કાંકરી

**કાંજી** [સં.] સ્ત્રી. એક પ્રકારનું સુપાચ્ય ધાન્ય; લાહી, ખેળ

**કાંટો** પું. શૂળના આકારનો વનસ્પતિનો અંકુર; એ ઘાટનો ચમચો; ત્રાજવું; ઘડિયાળના કલાક-મિનિટ-સેકંડ બતાવનારી સળી; ડંખ; ઉમંગ; **કાંટ** સ્ત્રી, કાંટાળાં વૃક્ષોની ઘીચ ઝાડી; **કાંટારખું** નપું. પગરખું, જોડો; **કાંટાળું** વિ. કાંટાવાળું; **કાંટી** સ્ત્રી. નાનો પતલો કાંટો

**કાંઠો** પું. વાસણના મોંનો ભાગ (ઘડા વગેરેનો); કિનારો, છેડો; **કાંઠલી** સ્ત્રી. સોના-ચાંદીનું ગળાનું એક ઘરેણું; **કાંઠલો** પું. ગળાને બેસતો આવતો કપડાનો કાપ, પોપટના ગળાની નિશાની; સોના-ચાંદીનું ગળાનું એક ઘરેણું

**કાંડી** સ્ત્રી. દીવાસળી

**કાંડું** નપું. જ્યાં હાથનો પંજો જોડાયેલો છે તે સાંધો

**કાંતવું** સ. ક્રિ. (રૂનો) વળ દઈને તાર કાઢવો; **-ણ** નપું. કાંતવું એ

**કાંદો** પું. કંદ; ડુંગળી, પ્યાજ

**કાંધ** સ્ત્રી. ખાંધ, બેઉ ખભા વચ્ચેનો પાછલો ભાગ

**કાંપ** પું. કાળો ચીકણો ઠરેલો કાદવ; **૦વું** અ. ક્રિ. કંપવું, ધ્રૂજવું; **-પો** પું. ઊંડળમાં ભરાય તેટલો જથો (ઘાસ વગેરેનો)

**કાંબળી** સ્ત્રી. કામળી; **-ળો** પું. મોટી કામળી, ધાબળો

**કિનાર** [ફા.] **-રી** સ્ત્રી. વસ્ત્ર વગેરેની કોર; **-રો** પું. નદી સમુદ્ર વગેરેનો કાંઠો

**કિરણ** [સં. પું.] નપું. સૂર્ય વગેરેના તેજની રેખા

**કિલ્લો** પું. કોટ; કોટની દીવાલ

**કીચ, ૦ડ** પું. કાદવ

**કીટ** પું. મેલ, કાટ, કચરો; **ટી** સ્ત્રી. રૂમાંનો કચરો; **-ટું** નપું. ઘીને તાવ્યા પછી નીચે બાઝતો મેલ; **-ટો-ટોડો** પું. બળી-પીગળી ઠરી ગયેલો મેલ

**કીડ** સ્ત્રી. જિવાત; **-ડિયારું** નપું. કીડીનું દર; **-ડિયું** નપું. કાચનો નાનો મણકો, ચીડિયું; **-ડી** સ્ત્રી. એક નાની ઝીણી જિવાત; **-ડો** પું. પેટે ચાલનારો નાનો જીવ

**કીમત** [અ.] સ્ત્રી. કિંમત, મૂલ્ય; **-તી** વિ. ભારે મૂલ્યવાન

**કીર્તિ** [સં.] સ્ત્રી. ખ્યાતિ, આબરૂ, નામના

**કુટુંબ** [સં.] નપું. એક બાપનો પરિવાર; કબીલો, બૈરાં છોકરાંનો સમૂહ

**કુદરત** [અ.] સ્ત્રી. ઈશ્વરી શક્તિ, નિસર્ગ; **-તી** વિ. નૈસર્ગિક, સ્વાભાવિક

**કુમાર** [સં.] પું. પાંચથી દસ વર્ષ સુધીનો બાળક; **-રી** [સં.] સ્ત્રી. પાંચથી દસ વર્ષ સુધીની બાળકી; કુંવારી બાળકી

**કુશકા** પું. બ. વ. ડાંગર વગેરેનાં છોડાં; **-કી** સ્ત્રી. ખાંડેલા ચોખાની ફોતરી

**કુશળ** [સં.] વિ. સલામત; હોશિયાર; નપું. કુશળતા, સલામતી

**કુહાડી** સ્ત્રી. નાનો કુહાડો, ફરસી; **-ડો** પું. લાકડાં કાપવાનું હથિયાર

**કુળ** [સં.] નપું. વંશ, ખાનદાન; અસીલ ( વકીલનો )

**કુંડ** [સં.] પું. યજ્ઞયાગ માટેની ખોદી બાંધેલી વેદી; ચારે બાજુ પગથિયાં- વાળો કુદરતી પાણીવાળો હોજ; કુંડના આકારનું વૈશ્વદેવ કરવાનું પાત્ર; **કૂંડી** સ્ત્રી. પથ્થર વગેરેનો નાનો કુંડ જેવો આકાર (પાણી વગેરે ભરી રાખવા); **કુંડલી (-ળી)** સ્ત્રી. જન્માક્ષર વગેરેમા મુકાતી ગ્રહોના સ્થાનાની માંડણી; **કૂંડાળું** નપું. ગોળ આકૃતિ

**કુંદો** પું. બંદૂકનો હાથો.

**કુંભાર** પું. માટીનાં વાસણ બનાવનારો પુરુષ; એ જાતનો પુરુષ; **-રણ** સ્ત્રી. કુંભારની સ્ત્રી

**કુંવર** પું. રાજકુમાર; લાડકો પુત્ર; **-રી** સ્ત્રી. રાજકુમારી; **કુંવારકા** સ્ત્રી. જેનું સગપણ નથી થયું તેવી કન્યા; **કુંવારું** વિ. જેનું સગપણ નથી થયું તેવું

**કૂખ** સ્ત્રી. ગોદ; ગર્ભાશય

**કૂટવું** સ. ક્રિ. માથા છાતી વગેરે ઉપર હથેળીથી ઠોકવું; **-ણું** નપું. મરેલાં પાછળ થતી છાતી કૂટવાની ક્રિયા; **કૂટી** સ્ત્રી. સોગઠી

**કૂડ** નપું. કપટ, દગો; **-ડું** વિ. કપટી; બૂરું

**કૂતરું** નપું. શ્વાન; **-રી** સ્ત્રી. શ્વાનની માદા; **-રો** પું. નર શ્વાન

**કૂથલી** સ્ત્રી. નિંદા; **કૂથલો, કૂથો** પું. ગૂંચવાડો

**કૂદવું** અ. ક્રિ. ઠેકડો મારવો; **-કો** પું. ઠેકડો, છલંગ; **કૂદંકૂંદા (-દી), કૂદાકૂદ (-દી)** સ્ત્રી. વારંવાર કૂદકૂદ કરવું એ

**કૂણો** પું. એક વનસ્પતિ; ઘુંમટવાળું ઘાસનું ગોળ ઝૂંપડું; કાંક્રેટ ટીપવાનું ઓજાર

**કૂવો** પું. પગથિયા વિનાની સાંકડી ગોળ કે ચોરસ વાવડી; **કૂઈ** સ્ત્રી. નાનોકૂવો; બહોરવાની જરૂર નહિ તેવું જાજરૂ

**કૂંચી** સ્ત્રી. ચાવી

**કે** અ. (ઉભયાન્વયી) જે; (પ્રશ્નાર્થે) ને

**કે** અ. (ઉભયાન્વયી) અથવા

**કેટલું** સર્વ. માપ સંખ્યા કે કદમાં કેવું

**કેડ** સ્ત્રી. શરીરનો મધ્યભાગ, કમર; **-ડિયું** નપું. કેડ ઉપરના શરીર ઉપર પહેરાતી બંડી; **-ડી** સ્ત્રી. પગવાટ; **-ડે** અ. પાછળ, પછી; **-ડો** પું. માર્ગ; (લા.) પીછો

**કેદ** [અ.] સ્ત્રી. જેલમાં રહેવાની સ્થિતિ; વિ. બંધન યુક્ત; **-૦ખાનું** નપું. જેલ, કારાગાર; **-દી** વિ. કેદમાં નખાયેલું

**કેફ** [ફા.] પું. નશો; ઘેન; **-ફિયત** સ્ત્રી. અધિકારી સમક્ષ રજૂ કરાતું નિવેદન

**કેમ** અ. કેવી રીતે; શા માટે

**કેર** પું. જુલમ

**કેરી** સ્ત્રી. આંબાનું ફળ; કપાસનું લીલું જીંડવું

**કેવડું** સર્વ. માપ કે કદમાં કેટલું ?

**કેળવવું** સ. ક્રિ. તાલીમ આપવી, શાખવવું; **-ણી** સ્ત્રી. તાલીમ

**કેંદ્ર** [સં.] નપું. મધ્યબિંદુ; મુખ્ય સ્થાન

**કોઈ** સર્વ. અનિશ્ચિત (ગમે તે) એક; **૦ક** સર્વ. એકાદ

**કોકડી** સ્ત્રી. સૂતર વગેરેનું નાનું કોકડું; સૂકવેલી શણ; –ડું નપું. શંકુ આકારનો દોરાનો દડો

**કોગળો** પું. મોઢું ભરાય એટલું પાણી, –ળિયું નપું. કોલેરા

**કોટ** પું. કિલ્લાની દીવાલ; ૦ડી સ્ત્રી. નાની દીવાલ; ઓરડી; ૦ડું નપું. નાની દીવાલવાળો કિલ્લો; ૦લું નપું. કઠણ છોડું

**કોઠી** સ્ત્રી. માટીનો કે ધાતુનો ઊભો નળો; વખાર; વેપારીની પેઢી; એક દારૂખાનું; –ઠલી સ્ત્રી. નાના કોઠી; –ઠલો પું. નાની ઊભી સાંકડી મોટી કોઠી; –ઠાર પું. અનાજ ભરવાનો ઓરડો; –ઠું નપું. પક્ષીનો માળો; (લા.) સમજૂતી, પ્રપંચ; –ઠો પું. કોષ્ઠક, ખાનું; પેટ; કિલ્લાનો બુરજ; (લા.) એવા સ્થાનમા બેસતી સુધરાઈ વગેરેની કચેરી

**કોડ** પું. અંતરની ઉમેદ; –ડામણું વિ. કોડવાળું; રળિયામણું; –ડીલું વિ. કોડવાળું; હોંશીલું

**કોડિયું** નપું. માટીનું નાનું શકોરું

**કોડી** સ્ત્રી. એક જાતના દરિયાઈ જીવડાનું કોચલું; –ડું નપું. કોડી કરતાં જરા મોટું કોચલું; –ડો પું. એવું મોટું કોચલું; (લા.) બુદ્ધિહીન

**કોઢ** પું. ચામડીનો એક રોગ; –ઢિયું વિ. કોઢના રોગવાળું

**કોઢ** (–ડ) સ્ત્રી. ઢોરને બાંધવાની જગ્યા, ગમાણ; સુતાર લુહારનું કારખાનું

**કોણ** સર્વ. (માણસ માટે જ વપરાતું-પ્રશ્નાર્થ સર્વનામ)

**કોણી** સ્ત્રી. ભુજાનો વચલો સાંધો; એ સાંધાનું અણીદાર હાડકું

**કોતર** નપું. જમીન પર્વત કે ઝાડમાં પડેલાં મોટા પોલા ઊંડા ખાંચા, બખોલ; ૦વું સ. ક્રિ. ખાચો કોરવો, આછું ખોદવું; ૦ણી સ્ત્રી. કોતરકામ; કોતરવાની ઢબ; નકશી; કોતરવાનું હથિયાર, ખોતરણી

**કોથળી** સ્ત્રી. શણ વગેરેની થેલી; –ળો પું. શણ વગેરેનો થેલો

**કોદાળી** સ્ત્રી. જમીન ખોદવાનું એક હથિયાર; –ળો પું. મોટી કોદાળી

**કોયલ** સ્ત્રી. મધુર સ્વરનું કાળા રંગનું એક પક્ષી; –લો પું. નર કોયલ; લાકડાનો કોલસો; –લી સ્ત્રી. ગળાનો એક રોગ

**કોર** સ્ત્રી. ધાર, કિનારી; વસ્ત્રની કિનારી ઉપર મુકાતી પટ્ટી

**કોરડા** પું. ગૂંથેલો ચાબૂક

**કોરવું** સ. ક્રિ. કોતરવું; અ. ક્રિ. અંકુર ફૂટવો; કોર પું. ફૂટ, અંકુર ફૂટવા; ૦ણી સ્ત્રી. કોતરવાની ક્રિયા; ફૂટ, અંકુર ફૂટવા

**કોરું** વિ. ભીનું નહિ એવું, સૂકું; વાપર્યા વિનાનું; લખ્યા વિનાનું

**કોલ** [આ.] પું. વચન, કબૂલત

**કોલસો** પું. ખનિજ પ્રકારનું બળતણ; –સી સ્ત્રી. બળેલા કોલસાની રાખ

**કોશ** પું. ગાઉ, બે કે દોઢ માઈલ

**કોશ** સ્ત્રી. ખોદવાનું ઓજાર, કસી

**કોશ** [સં.] પું. ભંડાર; મ્યાન; કૂવા-માંથી પાણી કાઢવાનું ચામડાનું કે લોઢાનું સાધન, કોસ; પેશી; **–શિયો** પું. કૂવામાંથી કોશ વતી પાણી કાઢ-નારો; એક પંખી
**કોહવું** અ. ક્રિ. પાણીમાં સડવું; **કોહ, ૦વારો** પું. કોહવાણ, સડો; **કોહવ(–વા)ણ** નપું., **કોહવાટ(–રો)** પું. સડો
**કોળિયો** પું. મોઢામાં માય તેવડો ખોરાકનો ગ્રાસ
**કોળી** વિ. આદિવાસી મૂળ કોળ જાતિનું; **–ળણ** સ્ત્રી. કોળીની સ્ત્રી
**કોંટો** પું. ફણગો, અંકુર
**ક્યારી** સ્ત્રી. નાનો ક્યારો; ડાંગર ઉત્પન્ન થાય તેવું તૈયાર કરેલું ખેતર; **–રો** પું. ઝાડ કે છોડની આસપાસ કરવામાં આવતું ખામણું
**ક્યારે** અ. કયે સમયે ?; **૦ક** અ. કોઈક વાર
**ક્યાં** અ. કયે સ્થળે ? **૦ક** અ. કોઈક સ્થળે
**ક્રોધ** [સં.] પું. ગુસ્સો, કોપ; **–ધી** [સં.] વિ. ગુસ્સો કરનારું
**ક્ષણ** [સં. નપું.] સ્ત્રી. પળ, સેકંડનો ⅘ ભાગ; થોડો સમય
**ક્ષમા** [સં.] સ્ત્રી. માફી

## ખ

**ખચકાવું** અ. ક્રિ. અચકાવું, અટકવું; **ખચકો** પું. સપાટા પર પડેલો ખાંચો
**ખટકવું** અ. ક્રિ. ભોંકાવું, ખૂંચવું, સાલવું; **ખટકો** પું. ખટકવું એ; નડતર
**ખટપટ** સ્ત્રી. પ્રપંચ; **–ટિયું** વિ. પ્રપંચી
**ખડ** નપું. ઘાસચારો
**ખડકવું** સ. ક્રિ. ઉપરાઉપરી ગોઠવવું; **ખડક** પું. જમીન કે પાણી ઉપરનો જમીનનો ટેકરો; **ખડકી** સ્ત્રી. ઘર કે ફળિયા આગળની દરવાજાવાળી માંડણી; **ખડકલો, ખડૂલકો** પું. ઢગલો
**ખડતલ** વિ. દુઃખ હાડમારી વગેરે ખમી શકે તેવું, મજબૂત બાંધાનું
**ખડવું** અ. ક્રિ. ચણિયારા સાંધા વગેરે ઉપરથી ખસી જવું
**ખડી** સ્ત્રી. એક જાતની સફેદ માટી
**ખડિયો** પું. દવાત, ખોટો; દીવો કરવાનો નાનો ડબો ( કાચનો કે ધાતુનો )
**ખણવું** સ. ક્રિ. કોચવું, ખોદવું; **–ખોજ(–દ)** સ્ત્રી. બારીક તપાસ
**ખણસ (–જ)** સ્ત્રી. હાજત; ટેવ
**ખત** [આ.] નપું. દસ્તાવેજ, લખત
**ખપ** પું. ઉપયોગ; જરૂર **૦વું** અ. ક્રિ. વપરાવું; વેચાણ થવું; જોઈતું હોવું
**ખપાટ** સ્ત્રી., **–ટિયું** નપું. વાંસની ચીપ(છાજ માટેની); **ખપેડો** વાંસની ટટ્ટી; **ખપેડી** સ્ત્રી. પોપડી; એક જિવાત;
**ખબર** [આ.] સ્ત્રી.; પું.- બ. વ. સમાચાર; **૦દાર** અ. સાવધાન; **૦દારી** સ્ત્રી. સાવધાની, સાવચેતી
**ખભો** પું. ભુજાનો ધડ સાથેનો સાંધો છે તે અંગ

**ખમણવું** સ. ક્રિ. ખમણી ઉપર છીણવું; **ખમણ** નપું. ખમણી ઉપરનો છીણ; **ખમણી** સ્ત્રી. ખમણવાનું ખાંચાખાંચાવાળું સાધન
**ખમવું** અ. ક્રિ. શોભવું; સ. ક્રિ. સહન કરવું; માફી માગવી; **ખમા, ખમ્મા** સ્ત્રી. ખમાવવાનો કે રાજા મહારાજા ગુરુ વગેરેને વધાવવાનો એ જાતનો બોલ; **ખમાવવું** સ. ક્રિ. (પ્રેરક) ક્ષમા માગવી
**ખરચ** પું. ખર્ચ, લાગત; વાપર; **૦વું** સ. ક્રિ. ખર્ચ કરવો, વાપરવું; **ખરચો** પું. ખર્ચ
**ખરજ(-સ)વું** નપું. જેમાં ખરજ આવ્યા કરે છે તેવો ચામડીનો રોગ; **ખરજ** સ્ત્રી. ખંજવાળ
**ખરડવું** સ. ક્રિ. લેપ કરવો; **ખરડ** પું. જાડા રગડાનો લેપ
**ખરવું** અ. ક્રિ. સુકાઇને પડવું, રજ રજ થઇ પડવું; **ખેરવું,(-વવું)** સ. ક્રિ (પ્રેરક) ખરે એમ કરવું
**ખરાબ** [આ.] વિ. નઠારું; બગડેલું; **-બી** સ્ત્રી. બગાડ; **-બો** પું. દરિયામાં પાણી નીચે ઢંકાયેલો ખડક; ખેડવા લાયક ન હોય તેવી જમીન
**ખરી** સ્ત્રી. ચોપગાં પશુઓના પગનો બે ફાટવાળો યા આખો નખ, દાબડો
**ખરીદવું** સ. ક્રિ. વેચાણ લેવું; **ખરીદ** (ફા.), **-દી** સ્ત્રી. વેચાણ લેવું એ
**ખરીફ** [આ.] સ્ત્રી. પું. ચોમાસુ પાક
**ખરું** વિ. જેવું હોય તેવું, સાચું; શેકીને કડક કરેલું; નપું. ગજવેલ, પોલાદ; **-રાઈ** સ્ત્રી. માંદગી વખતે ઢીલા ન પડતાં સહન કર્યે જવું એ

**ખરેંટું** નપું. તાજી વિયાયેલી ગાય-ભેંસનું દૂધ, ખીરું;**-ટો** પું. રેલાનો ડાઘ, ઓઘરાળો; દાઝી ગયેલો અનાજનો પોપડો; ઘાની રૂઝનો પોપડો
**ખવાસ** [આ.] વિ. રજવાડામાં સેવા ચાકરીનો ધંધો કરનારી જાતનું; પું. હજૂરિયો; ખાસિયત, સ્વભાવ; **૦ણ; ૦ણી** સ્ત્રી. ખવાસ બાઈ
**ખસ** સ્ત્રી. ખૂજલીનો ચામડીનો એક રોગ; **૦લું** નપું. ઝીણું ઘાસ
**ખસવું** અ. ક્રિ. જગ્યા ઉપરથી દૂર હટવું, સરકવું
**ખંખેરવું** સ. ક્રિ. ઝટકી કાઢવું, ખેરવી નાખવું
**ખં(-ખ)જવાળ, ખંજોળ** સ્ત્રી. ખૂજલી આવવી તે, વલૂર; **ખં-(-ખ)જવાળવું** સ. ક્રિ. વલરવું
**ખંડિયેર, ખંડેર** નપું. ભાંગીતૂટી ઇમારત
**ખંત** સ્ત્રી. ચીવટ; **-તીલું** વિ. ચીવટવાળું
**ખંધું** વિ. ખુલાસો ન કરતાં મનમાં સાચવી રાખે તેવું લુચ્ચું, ધૂર્ત; **-ધાઈ** સ્ત્રી. ખંધાપણું; **૦ધોલું** નપું. **-ધોલો** પું. ખાંધ
**ખાખ** સ્ત્રી. રાખ; **-ખી** વિ. રાખોડી રંગનું; ડિલે રાખ ચોળનાર પ્રકારનો સાધુબાવો
**ખાટ** સ્ત્રી. ખાટલો; **૦લી** સ્ત્રી. નાની ખાટ; **૦લો** પું. મોટી ખાટ
**ખાટું** વિ. આમલી વગેરેના સ્વાદનું; **ખટાશ** સ્ત્રી. ખાટાપણું; **ખટમધુરું** વિ. ખટાશવાળું મીઠા સ્વાદનું

**ખાડ** સ્ત્રી. પહોળો ખાડો, ખાઇ; –ડી સ્ત્રી. દરિયાનું પાણી ભરાઈ રહે તેવો જમીનમાં પડી ગયેલો નદીના મુખનો કે સામાન્ય ખાડાખાડા વાળો ભાગ;-ડો પું. નાની સાંકડી ખાડ; ધોળો

**ખાણ** સ્ત્રી. ખનિજ પદાર્થો–પથ્થર વગેરે ખોદવાને માટે કરવામાં આવતી ખાડ; –**ણિયો** પું. ખાણ ખોદનારો મજૂર

**ખાણ** ( જુઓ 'ખાવું') નપું. ઢોરને નીરવાનો ખોરાક; –**ણિયું** નપું. છૂટક ધાડવા વેચનારા જ્યાં આવી ઘી વેચી જાય તેવી જગ્યા

**ખાતર** નપું. ખેતરમાં નાખવામાં આવતો કચરો પૂંજો; એવો તૈયાર કરેલો રાસાયણિક પદાર્થ; ભીતમાં પાડેલું ચોરી કરવા માટેનું બાકું; ચોરી; **૦ણી** સ્ત્રી. ખાતર ભરવાને ગાડા ઉપર નાખવામાં આવતી ઘાસપાલા કે વાંસની હાંસ; –**રિયું** નપું. ચોરી કરવામાં વપરાતું એક ઓજાર; –**રિયો** પું. મેલી વિદ્યામાં પ્રવીણ માણસ

**ખાતર** સ્ત્રી. બરદાસ્ત, સરભરા; –**રી** સ્ત્રી. નિ:શંકપણું, સ્પષ્ટતા; ભરોસો; સાબિતી

**ખાતું** નપું. આવકજાવકના ચોપડામાં આસામીવાર કે જાતવાર જમે ઉધારનો હિસાબ, એવા હિસાબની તપસીલ; કામકાજની ફાળવણીના કચેરી–કાર્યાલય; **ખતવવું** સ. ક્રિ. ચોપડા ઉપરથી આસામીવાર કે જાતવાર ખાતાવહીમાં નોંધ કરવી; **ખતવણી** સ્ત્રી. ખતવવું એ

**ખાદી** સ્ત્રી. હાથે કાંતેલા સૂતર કે રેશમ વગેરેનું કાપડ

**ખાનગી** વિ. ગુપ્ત, અંગત

**ખાનું** [ફા.] નપું. ઘરનો ભાગ, ખંડ; ઘરું, કોઠામાંનો ખચકો

**ખામણું** નપું. છીછરો કયારો, પાણિયારા વગેરેમાં કરવામાં આવતી હાંડો વગેરે મૂકવાની બેસણી

**ખામી** [ફા.] સ્ત્રી. ખોડખાંપણ; ભૂલ, દોષ

**ખાર** પું. ક્ષાર, ઓસ, (લા.) અદેખાઈ; **૦વો** પું. ખલાસીનો ધંધો કરનારી જાતિનો પુરુષ; **૦વી**, **૦વણ** સ્ત્રી. ખારવાની સ્ત્રી. **ખારું** વિ. દરિયાના પાણીના સ્વાદનું; (લા.) ખારીલું; **ખારિયું** નપું. મીઠું ચડાવેલો ચીભડાં વગેરેનો ટુકડો; **ખારાશ** સ્ત્રી. ખારાપણું; **ખારી** સ્ત્રી. ખારવાળી નદી, એક ભાજી; **ખારીલું** વિ. (લા.) અદેખું

**ખાલી** વિ. ઠાલું, ભર્યા વગરનું

**ખાવું** સ. ક્રિ. જમવું; **ખાણ** નપું. ઢોરનો ખોરાક; **ખાણીપાણી** સ્ત્રી. ખાવાનું અને પીવાનું છે તેવી મિજબાની; ખાવુંપીવું

**ખાસ** [આ.] વિ. અંગત, પોતીકું; અ. ચોકકસ રીતે; –**સિયત** સ્ત્રી. સ્વભાવ, પ્રકૃતિ; –**સું**, –**સ્સું** વિ. રૂડું, મજાનું

**ખાંચ** સ્ત્રી. નાના નાના ખાડા, ખાંચો; –ચો પું. ખાંડ; રસ્તાનો પડતો ખૂણો

**ખાંડવું** સ. ક્રિ. ખાંડણી કે ઉખળિયામાં નાખી પદાર્થના ટુકડા કરવા; **ખાંડ** સ્ત્રી. નાના નાના ખાંચા; સાકરનો ભૂકો, મોરસ, બૂરું; **ખાંડણી** સ્ત્રી. લોખંડનો કે એવી ખાંડવાનો નાનો ખાંડણિયો, ઊખળી; **ખાંડણિયો** પું. જમીનમાં બેસાડવામાં આવતો ઉખળિયો; **ખાંડું** વિ. ખંડ ખંડ પડેલું, ધારફોર ભાંગેલું

**ખાંડું** નપું. તલવાર; (લા.) રજપૂત વગેરે જાતિમાં વરને બદલે ખાંડું લઈ જતી જાન

**ખાંધ** સ્ત્રી. બંને ખભા વચ્ચેનો ભાગ, કાંધ; બળદ વગેરેને કાંધ પર પડતું આટણ; –ધિયું વિ. (લા.) ખુશામતખોર; –યો પું. મુડદું ઉઠાવનારો ડાઘુ

**ખાંભી** સ્ત્રી. નાનો ખાંભો, નાનો અક્ષર વિનાનો પાળિયો; –ભો પું. ખંભ; સીમાડાની હદનો ખોડેલો પથ્થર; પાળિયો

**ખીચડી** સ્ત્રી. ચોખા અને મગ કે કઠોળની દાળ ભેળવી કરેલી વાની; –ડો પું. ખાસ કરી મકરસંક્રાંતિ ઉપર ઘઉંને પલાળી ફોતરી કાઢી ખારો કે મીઠો કરવામાં આવતો ખાદ્ય પ્રકાર; (લા.) ગંદી ભેળસેળ

**ખીર** સ્ત્રી. દૂધભાતની એક વાની; –રું નપું. તાજી વિયાયેલી ગાય–ભેંસનું દૂધ; ખમીર ચડાવેલો આથો

**ખીલ** પું. જુવાનીમાં મોં ઉપર થતી ફોલ્લી; ઘંટીનો ખીલડો; ૦વું અ. ક્રિ. વિકસવું, સ. ક્રિ. બે ફાળને ભેળા કરી સીવવા; ૦વવું સ. ક્રિ. (પ્રેરક) ખીલે એમ કરવું, ઉત્તેજિત કરવું; **ખીલી** સ્ત્રી. નાનો ખીલો; **ખીલો** પું. મોટો ખીલડો

**ખીસું**, **ખિસ્સું** નપું. ગજવું, ગૂંજું

**ખીંટી** સ્ત્રી. નાનો ખીંટો; –ટો પું. ભીંતમાં કપડાં મૂકવા ખોસેલો ખીલો

**ખુમારી** [અા.] સ્ત્રી. આંખમાં દેખાતો મસ્તીનો નશો; ગર્વ

**ખુરશી** (–સી) સ્ત્રી. પાછળ કે ત્રણ બાજુ હાંસવાળું ચાર પાયાનું લાકડા કે લોઢા વગેરેનું આસન

**ખુલાસો** [અા.] પું. સ્પષ્ટીકરણ, ચોખવટ

**ખુલ્લું** વિ. ઉઘાડું; સ્પષ્ટ; વણ ઢાંકેલું

**ખુશ** [ફા.] આનંદિત, પ્રસન્ન; –શી સ્ત્રી. આનંદ, હર્ષ, પ્રસન્નતા; –શામત સ્ત્રી. હદ બહારનાં વખાણ, પળશી; –શાલી સ્ત્રી. આનંદ બતાવવો એ

**ખૂટવું** અ. ક્રિ. ઘટી પડવું; (લા.) દગો દેવો

**ખૂણો** પું. જ્યાં બે દિશાઓ કે લીટીઓ મળતી હોય તે ખાંચો

**ખૂતવું** અ. ક્રિ. કાદવ વગેરેમાં ખૂંચવું; **ખોડવું** સ. ક્રિ. (પ્રેરક) ખૂતે એમ કરવું

**ખૂન** [ફા.] નપું. લોહી; હત્યા; ૦સ સ્ત્રી; નપું. વેરની સખત લાગણી

**ખૂબ** [ફા.] વિ. ઘણું વધારે; **–બી** સ્ત્રી. ખાસ ગુણ, વિશેષતા

**ખૂંચવું** અ. ક્રિ. અણીદાર વસ્તુ ભોંકાવી; **ખૂંચ** સ્ત્રી. ભૂલ, દોષ

**ખૂંટ** પું. આખલો, સાંઢ; **–ટિયો** પું. નાથેલો આખલો; ઊંટ; **–ટી** સ્ત્રી. ખીંટી; **–ટો** પું. ખીલો

**ખૂંદવું** સ. ક્રિ. પગ વડે ગદડવું, કચડવું

**ખૂંધ** સ્ત્રી. પશુના વાંસા ઉપરનો ઢેકો; **–ધિયું** વિ. વાંસે ખૂંધ નીકળી હોય તેવું માણસ;**–ધું** દ્વિ. ખૂંધિયું (લા.) ખૂંધું, લુચ્ચું

**ખેડવું** સ. ક્રિ. જમીન હળ વડે ઢીલી કરવી, ખેતી કરવી; **ખેડ** સ્ત્રી. ખેતી; **ખેડાણ** વિ. ખેડેલું; નપું. ખેડેલી જમીનનું તળ; ખેતી; **ખેડુ, ખેડૂત** પું. ખેતીનો ધંધો કરનાર પુરુષ

**ખેતી** સ્ત્રી. ખેડ

**ખેદ** [સં.] પું. ખિન્નતા, દિલગીરી; થાક; **–દો** પું. અદેખાઇ

**ખેપ** સ્ત્રી. ભાર લઇને દૂરની જગ્યાએ જવું–આવવું એ; લાંબી મુસાફરી; (લા.) એવા ફેરાનું મહેનતાણું;**–પાની** વિ. યુક્તિબાજ; તોફાની;**–પિયો** પું. ખેપ કરનારો કાસદ

**ખેરી** સ્ત્રી. દાતમાં બાઝતી પોપડી

**ખેલ** [સં.] પું. તમાસો, નાટક; **૦વું** સ. ક્રિ. રમવું; **–લાડી** વિ. ખેલ કરવામાં બાહોશ; (લા.) ચતુર

**ખેવના** સ્ત્રી. કાળજી; ગરજ

**ખેસ** પું. ખભે નાખવાની પિછોડી, પછેડી

**ખેંચવું** સ. ક્રિ. તાણવું; **ખેંચ** સ્ત્રી. તાણ, તંગી

**ખોખરું** વિ. ખોદા અવાજવાળું; અડધું ભાગેલું

**ખોખું** નપું. અંદરથી સાર વિનાનું; હલકા લાકડાનું એવું પોલું બનાવેલું સાધન; ઓઠી તરીકે બનાવેલું પાઘડીનો આકાર; કલેવર; **–ખલું** વિ. ખોખા જેવું, ખખળી ગયેલું

**ખોટ** સ્ત્રી. ઘટ; તોટો; ખામી, એબ, ખોડ; **૦ક(–કા)વું** અ. ક્રિ. અટકી પડવું, **–કો** પું. ઘટ; ખોટકાઇ જવું એ; **–ટાળું** વિ. અંગની ખોટવાળું; **ખોટી** અ. વિલંબ–ઢીલ થાય એ રીતે **ખોટીપો** પું. ખોટી થયું એ રોકાણ; **ખોટું** વિ. સાચાથી ઊલટું; જૂઠું

**ખોડ** સ્ત્રી. ખોટખાંપણ;ખરાબ આદત; **–ડીલું** વિ. ખોડવાળું; **ખોડું** વિ. લંગડું (ઢોર); સ્. વિનાનો (વ્યંજન)

**ખોતરવું** સ. ક્રિ. આછું આછું કોરવું; **–ણી** સ્ત્રી. દાંત–કાન ખોતરવાની સળી; કોતરવાનું ટાંકણું

**ખોદવું** સ. ક્રિ. જમીન ખણવી; પડ ખણવું; **૦ણી** સ્ત્રી. ખોદવું એ; (લા.) ગિલ્લા કરવી; **ખોદાઈ, ખોદામણી** સ્ત્રી., **ખોદામણ** નપું. ખોદવાનું મહેનતાણું; **ખોદાણ** નપું. ખોદવાની ક્રિયા; ખોદવાની સ્થિતિ

**ખોબો** પું. ખુલ્લી અંજલિ, પોશ

**ખોરાક** પું. ખાવાનો પદાર્થ;**–કી** ગુજરાનની વસ્તુ; એનું ખરચ

**ખોરું** વિ. જૂનું થવાથી બેસ્વાદ બનેલું

**ખોલ** સ્ત્રી. કરચલી, પોલાણ; **૦વું** સ. ક્રિ. ખુલ્લું કરવું, ઉઘાડવું; **ખોલી** સ્ત્રી. ઓરડી

**ખોવું** સ. ક્રિ. ગુમાવવું

**ખોળ** સ્ત્રી. ગાદલા વગેરેનું ખોળિયું; **ખોળિયું** નપું. ખોળ; શરીર; **ખોળી** સ્ત્રી. ઘોડિયાની ઝોળી

**ખોળવું** સ. ક્રિ. શોધવું; **ખોળ** સ્ત્રી. શોધ

**ખોળો** પું. પલાંઠી વાળી બેસતાં પેટ અને પગ વચ્ચે પડતો ખોલો; એ ભાગ ઉપરનું લૂગડું

**ખોંખારવું** અ. ક્રિ. ખોંખારો ખાવો; **ખોંખારો** પું. ખોંખોં એવો ગૌરવ ભરેલો અવાજ

## ગ

**ગજુ** નપું. ગુંજાશ, શક્તિ

**ગઠ્ઠો** પું. બાઝી ગયેલો ગાંગડો, ગચ્ચિયું

**ગડ** પું. ગૂમડાનો ગઠ્ઠો; **૦દ્દો** પું. ફેંકેલો પથ્થર, ઢીંકો, ધક્કો

**ગઢ** પું. કિલ્લો

**ગણવું** સ. ક્રિ. સંખ્યા કાઢવી, ગણિતના દાખલાનો ખુલાસો કરવો; (લા.) લક્ષમાં લેવું; **–કારવું** સ. ક્રિ. લક્ષમાં લેવું, માનવું; **ગણતર, –રી** સ્ત્રી. ગણવું એ; ગણી કાઢી આપેલી સંખ્યા; **ગણિત** [સં.] નપું. સંખ્યાના હિસાબ કરવાની વિદ્યા

**ગત** સ્ત્રી. ગતિ, વાદ્ય બજાવવાની રીત; રમતનો દાવ; **–તાગમ** સ્ત્રી. સમજ

**ગધેડું** નપું. ભારવાહી એક ચોપગું પશુ (ઘોડાના વર્ગનું)

**ગપ** સ્ત્રી. ઊડતી વાત, અફવા; **–પ્પું, –પોડું** નપું. ગપ; **–પ્પિયું, –પ્પી** વિ. ગપ ચલાવનાર

**ગભરાવું** અ. ક્રિ. ગાભરું બનવું; **–ટ** પું., **–રામણ, –ણી** સ્ત્રી. ગભરાવું એ; **ગભરુ** વિ. નિર્દોષ, ભોળું; **ગાભરું** વિ. નિર્દોષ, ભોળું

**ગમ** સ્ત્રી. સૂઝ, ગતિ; અ. બાજુ, તરફ; **૦ત, ગમ્મત** સ્ત્રી. વિનોદ, મઝા; **૦વું** અ. ક્રિ. પસંદ પડવું; **ગમો** પું. પસંદગી

**ગમ** [આ.] સ્ત્રી. ભોંકા પડી રહેવાનું વલણ; શોક, દુઃખ; **૦ગીની** સ્ત્રી. શોકની લાગણી

**ગરજ** [આ.] ખપ, જરૂર; સ્વાર્થ; **–જાઉ, –જુ** વિ. ગરજવાળું

**ગરમ** વિ. ઊનું; **–માગરમ** વિ. ખૂબખૂબ ગરમ, ધગધગતું, તાતું; **–મી** સ્ત્રી. ઉષ્ણતા; ઘામ; **–માવો** પું. ગરમીની લાગણી–અસર

**ગરાસ** પું. ગુજરાન માટે મળેલી જમીન; **–સિયો** પું. ગરાસની જમીન મળેલી છે તેવો જાગીરદાર

**ગરીબ** [આ.] વિ. નિર્ધન; **–બી** સ્ત્રી. ગરીબપણું, દીનદશા

**ગર્ભ** [સં.] પું. સ્ત્રી કે માદાના પેટમાં રહેલો હમેલ; અંદરનો ગર: કોઈપણ વસ્તુનો અંદરનો ભાગ

**ગલી** સ્ત્રી. સાંકડી વાટ

**ગલીપચી** સ્ત્રી. ગલગલિયાં

**ગલુ, –લૂડિયું** નપું. કૂતરાનું બચ્ચું, ભટોળિયું

**ગળવું** અ. ક્રિ. ટપકવું; પાકી જવું; સ. ક્રિ. ગાળવું શુદ્ધ કરવું; **ગળણી** સ્ત્રી. ગાળવાનું સાધન; **ગળણું** નપું. ગાળવાનું કપડું; **ગાળવું** સ. ક્રિ. (પ્રેરક) ગળે એમ કરવું; **ગળામણ** નપું. ગાળવાનું મહેનતાણું; ગાળતાં નીકળેલો કચરો; **ગાળ** પું. ગાળવાથી નીકળેલો કચરો; **ગળ્યું** વિ. સાકરના સ્વાદનું, **ગરિષ્ઠ** વિ. ખૂબ ગળ્યું

**ગળી** સ્ત્રી. એક વનસ્પતિ; એનાં પાંદડાંમાંથી નીકળેલો વાદળી રંગ

**ગળું** નપું. ગરદન, કંઠ, ડોક

**ગંજ** [સં. ફા.] પું. ઢગલો; **–જી** સ્ત્રી. ઘાસની વ્યવસ્થિત ગોઠવેલી ખૂબ મોટી થપ્પીઓની થપ્પીઓ

**ગંદું** વિ. મેલું; **–દકી, –દવાડ** સ્ત્રી. બદબો મારતો કચરો પૂંજો કે મળ-મૂત્ર વગેરે

**ગંધ** [સં. પું.] પું. સુગંધ; સ્ત્રી. બદબો; **–ધાવું** અ. ક્રિ. બદબો મારવી

**ગંભીર** [સ.] વિ. મોટા દિલનું, પ્રૌઢ; ઊંડું

**ગાઉ** પું. બે માઈલ કે દોઢ માઇલનું અંતર, કોશ

**ગાગર** સ્ત્રી. ધાતુનો સાંકડા મોંનો ઘડો (બેડામાં હાંડા ઉપર મુકાતો)

**ગાડર, –રું** નપું. ઘેટું; **–રિયું** વિ. (લા.) ગાડરની માફક આંધળી ગતિએ જનારું

**ગાડી** સ્ત્રી. પૈડાંથી ચાલતું વાહન; **–ડું** નપું. (ખાસ કરી) બળદથી ચાલતું બે પૈડાનું વાહન

**ગાદી** સ્ત્રી. નાનું ગાદલું; રાજાનું સિંહાસન; **–દલું** નપું. રૂ ભરેલ સૂવાનું જાડું ગોદડું, તળાઈ

**ગાભ** પું. ગર્ભ; **૦ણ, –ણી** સ્ત્રી. ગર્ભવતી પશુ માદા; **–ભો** પું. જેનાથી વસ્તુની અંદરનું પોલાણ પૂરવામાં આવે તેવો ડૂચો; કડાં વગેરે-મા પૂરવામાં આવતો સળિયો; રદ્દી ડૂચો

**ગામ** નપું. ખેતીના રોજગારવાળા ખેડૂતોના વસવાટનું સ્થાન; **૦ઠી** વિ. ગામડાગામનું, ગામડિયું; **૦ડિયું** વિ. ગામડાનું; **૦ડિયણ** સ્ત્રી. ગામ-ડાની સ્ત્રી; **૦ડું** નપું. નાનું ગામ; **૦(–મો) તરું** નપું. બીજે ગામ જવું એ; **–મેતી** પું. ગામનો મુખી; **–મોટ** પું. ગામની વૃત્તિ ખાઈ ગોરપદું કરતો બ્રાહ્મણ; **–મોટું** નપું. ગામોટનું કામ

**ગાય** સ્ત્રી. દૂધ દેતું ચોપગું પશુ, ગાવડી, ધેનુ

**ગાયક** [સં.] પું. ગાનારો, ગવૈયો; **–ન** [સં.] નપું. ગાણું; **–કી** સ્ત્રી. ગાવાની રીત

**ગાર** સ્ત્રી. લીંપવા માટેનો છાણ–માટી –લાદનો પીંડો એનો લેપ; **–રો** પું. કાદવ; ચણતરમાં વાપરવા કરેલું ચના વગેરેનું કે માટીનું મિશ્રણ

**ગાવું** સ. ક્રિ. ગાન કરવું, ગીત લલકારવું; **–ણું** નપું. ગાન; **ગવૈયો** પું. ગાનારો; ગાવાનો ધંધાદારી

**ગાળ** સ્ત્રી. અપશબ્દ, ભૂંડાં વેણ

**ગાળિયું** નપું. ઢોરને બાંધવાનું ગાળાવાળું દોરડું; **ગાળો** પું. ગાળિયું; ફાંસો

**ગાળો** પું. અમુક સમય; બે સ્થળ વચ્ચેનું અંતર; પનો, પહોળાઇ; દળણું ઓળવાનું ઘંટીનું મોં; ચૂડીનો વ્યાસ

**ગાંગડી** સ્ત્રી. નાનો ટુકડો; **–ડો** પું. મોટો ઘટ્ટ ટુકડો

**ગાંઠ** સ્ત્રી. આંટીવાળો બંધ, ગ્રંથિ; ઝાડમાંથી ડાળી ફૂટે છે તે ભાગ; સૂકા લાકડાનો એવો ભાગ; **૦વું** સ. ક્રિ. ગાંઠ પાડી ગૂંથવું; (લા.) તાબે રહેવું; **–ઠિયો** પું. સૂકી હળદરનો ટૂકડ; તળીને તૈયાર કરેલી ચણાના લોટની વાની; **૦તાવ** પું. મરકી, પ્લેગ; **–ઠો** પું. મોટી ગાંઠ

**ગાંડું** વિ. મગજનું ચસકેલું, ઘેલું; **–ડિયું** વિ. ગંડવું, ગાંડા જેવું

**ગાંધી** વિ. કરિયાણું વગેરે વેચવાનો ધંધો કરનાર વેપારી; **ગંધિયાણું** નપું. કરિયાણું

**ગિરદી** [ફા.] સ્ત્રી. ભીડ, ગડદી

**ગિરો, ગીરો, ગિરવી, ગીરવી** [ફા.] વિ. ઘરાણે મૂકવામાં આવે એમ

**ગીત** [સં.] નપું. ગાયન; અવસર ઉપર ગવાતું ગાણું

**ગુજરવું** અ. ક્રિ. વીતવું; વહી જવું; મરી જવું; **ગુજારવું** સ. ક્રિ. (પ્રેરક) વિતાડવું; **ગુજરાન** [ફા.] નપું. ભરણપોષણ; **ગુજારો** પું. નિર્વાહ, ગુજરાન

**ગુજર** વિ. ગુર્જર જાતિનું; **–રી** સ્ત્રી. ગુજરની સ્ત્રી, મહિયારણ; અઠવાડિયામાં શહેરના ખાસ સ્થળે ભરાતું બજાર; સ્ત્રીના હાથનું એક ઘરેણું;

**ગુજરાત** સ્ત્રી., પું. ગુજરો જ્યાં આવી વસેલા તે પ્રદેશ–હાલનો આબુથી દમણગંગા સુધીનો વિંધ્યની પશ્ચિમનો પ્રદેશ; **ગુજરાતણ** સ્ત્રી. ગુજરાતની સ્ત્રી; **–તી** વિ. ગુજરાતને લગતું; સ્ત્રી. ગુજરાતની ભાષા

**ગુણ** [સં.] પું. જાતિ સ્વભાવ, ધર્મ; સુલક્ષણ; **૦વું** સ. ક્રિ. ગુણાકાર કરવો–એક સંખ્યાને બીજી સંખ્યા જેટલી વાર કરવી; **–ણી** [સં.] વિ. ગુણવાળું

**ગુપ્ત** [સં.] વિ. છાનું, છુપાયેલું; **–પ્તી** સ્ત્રી. પોલી લાકડી કે જેમાં અણીદાર સીળયો છુપાવેલો હોય છે

**ગુફા** સ્ત્રી. પહાડની બખોલ

**ગુમ** [ફા.] વિ. ગૂમ, ખોવાયેલું

**ગુમાસ્તો** પું. કારકુન, મહેતો; **–સ્તાગીરી** સ્ત્રી. કારકુની

**ગુરુ** [સં.] વિ. મોટું; પું. આચાર્ય; પુરોહિત; ગોર; સાત વારમાંનો પાંચમો વાર

**ગુર્જર** [સં.] જુઓ 'ગુજર'

**ગુલાબ** [ફા.] નપું. એક સુગંધી ફૂલ ને એનું ઝાડ, સ્થળકમળ

**ગુલામ** [અ.] પું. ખરીદ કરેલો નોકર; **૦ડી** સ્ત્રી. સ્ત્રી ગુલામ; **–મી** સ્ત્રી. ગુલામગીરી

**ગુસ્સો** [અ.] પું. ક્રોધ

**ગુંડો** [હિં.] જબરદસ્તીથી કામ સાધનારો; દાંડ

**ગુંદ,૦ર** પું. ઝાડમાંથી નીકળતો ચીકણો રસ; **૦રિયું** નપું. પલાળેલો ગુંદર રાખવાનું ઠામ; વિ. (લા.) કંટાળો આવે તોય ખસે નહિ તેવું- ચોટણવૃત્તિનું; **ગુંદિયું** નપું. ગુંદરિયું

**ગૂડો** પું. પગનો નળો

**ગૂમડું** નપું. શરીરની ચામડીમાં ઊઠતો ભરેલો ગઠ્ઠો

**ગૂંગું** વિ. ગૂંગણું; નપું. નાકનો મેલ; **–ગણું** વિ. નાકમાંથી બોલવાની ટેવવાળું

**ગૂંચ** સ્ત્રી. દોરા વગેરેની ગાંઠ પડી જવી એ; (લા.) આંટીઘૂંટી; **–ચાવું**, **–ચવાવું** અ. ક્રિ. ગૂંચવણમાં પડી જવું; **૦વણ**, **૦વણી** સ્ત્રી. ગૂંચ; મૂંઝવણ

**ગૂંથવું** સ. ક્રિ. દોરા વગેરેને આંટી પાડી સાંકળવું; **–ણ** નપું., **–ણી** સ્ત્રી. ગૂંથવું એ; **ગૂંથામણ** નપું. ગૂંથવાનું મહેનતાણું

**ગોખ** પું. ઝરૂખો; **૦લો** પું. દીવાલમાં કરેલું નાનું ખુલ્લું હાટિયું; **–ખો** પું. પક્ષીનો માળો

**ગોખવું** સ. ક્રિ. યાદ રહે તેમ મોઢે બોલવું

**ગોઝારું** વિ. (ગાયની હત્યા કરનારું ઉપરથી –લા.) હત્યારું, પાપી

**ગોટ(–ઠ)લી** સ્ત્રી. ફળના અંદરનું નાનું કોટલું; **–લો** પું. મોટું કોટલું

**ગોટી** સ્ત્રી. ગોળી; છાણા–કોલસીનો સૂકવેલો પીંડો; **–ટો** પું. દડો; પાંડો; ફૂલનો તોરો; ફળની અંદરનો ગોળ પદાર્થ; (લા.) છબરડો; **–ટાળો** પું. (લા.) છબરડો; **ગોટી(–ઠી)-મડું** નપું. ગુલાંટ; **ગોટાવું** અ. ક્રિ. ગોળ ગોળ ગોટા વળવા; **ગોટવવું** સ. ક્રિ (પ્રેરક) ગોળા વાળવા; (લા.) મૂંઝવવું

**ગોઠ** સ્ત્રી. ગુપ્ત વાતચીત;(લા.) મિજબાની, ઉજાણી; (હોળીના દિવસોમાં પરણેલાં તરફથી ગેરૈયાઓને અપાતી) ભેટ; **૦ડી** સ્ત્રી. વાતચીત; **૦વું** અ. ક્રિ. અનુકૂળ આવવું, ફાવવું; **૦વવું** સ. ક્રિ. (પ્રેરક) વ્યવસ્થાપૂર્વક મૂકવું; **–ઠિયો** પું., **–ઠિયણ** સ્ત્રી. મિત્ર, **–ઠી** પું. જૈન દેરાસરનો પૂજારી; **–ઠો** પું. રૂઝ; **–ઠણ** પું. ઘૂંટણ, ઢીંચણ; **–ઠણિયો** પું. જમતી વેળા ઢીંચણ નીચે મુકાતું ટેકણ, ઢીંચણિયો ઘૂંટણિયો

**ગોથું** નપું. ગુલાંટ, ગોથીકલું

**ગોદ** સ્ત્રી. ખોળો; **૦વું** સ. ક્રિ. (લા.) ખોદવું; **૦ડી** સ્ત્રી. રૂ કે ફાટેલા ગાભાનું બનાવવામા આવતું ઓઢવા પાથરવાનું; ગાયના ગળા નીચેની ઝૂલતી ચામડી; **૦ડું** નપું. મોટી ગોદડી; **૦ડિયો** પું. ગોદડી ઓઢી ફરનારો બાવો; **–દો** પું. ભોકાય એમ ખૂંચવવું; **–દાવવું** સ. ક્રિ. ગોદા મારવા: (લા.) જાગ્રત કરવું, ચેતવવું; **–દી** સ્ત્રી. અંદર પાણી ભરાય–કઢાય તેવા પ્રકારનું વહાણો વગેરેને નાંગરવાનું બારું

**ગોધો, ગોધલો** પું. જુવાન બળદ
**ગોયણી** સ્ત્રી. વ્રત નિમિત્તે જમવા નિમંત્રેલી સૌભાગ્યવતી સ્ત્રી, ગોરણી
**ગોર** પું. છાણાનો ભૂકો
**ગોર** પું. ગુરુ, પુરોહિત; ૦જી પું. જૈન સાધુ; **–રાણી** સ્ત્રી. ગોરની પત્ની; **ગોરણી** સ્ત્રી. જૈન સાધ્વી; ગોયણી; **ગોર–પદું** નપું. ગોરનું કામ, યજમાનવૃત્તિ
**ગોરસ** [સં. પું.] નપું. દૂધ દહીં છાશ માખણ ને ઘી; **–સી** સ્ત્રી. ગોરસ રાખવાનું વાસણ, દોણી
**ગોરું** વિ. ગૌર–ઊજળા રંગનું; **–રો** પું. (ગોરી ચામડીનો) યુરોપિયન
**ગોવાળ, –ળિયો, –ળો** પું. ગાયોનો રખેવાળ; **–ળી** સ્ત્રી., **–ળું** નપું. ગોવાળનો ધંધો; (લા.) રક્ષણ; **–લણ, –લણી, –ળણ, –ળણી** સ્ત્રી. ગોવાળની સ્ત્રી
**ગોળ** [સં.] વિ. દડાના આકારનું; પું. નાતમાંનો દરેક પેટાસમૂહ, એકડો; **–ળી** સ્ત્રી. ગુટિકા; પાણી ભરવાની કે છાશની મોટી માટલી; **–ળો** પું. ગોળ પદાર્થ, પીંડો; પાણી ભરવાની મોટી ગોળી; પેટનો વાયુનો એક રોગ; ફાનસ કે વીજળી દીવાનો કાચનો પોટો
**ગોંદરું** નપું., **–રો** પું. ગામના પાધરમાં જ્યાં ગાયો વિસામો લેતી હોય તેવી ઝાડોની ઘટાનો ભાગ
**ગોંધવું** અ. ક્રિ. બંધિયેર જગ્યામાં પૂરી રાખવું
**ગ્રહ** [સં.] પું. સૂર્યના આસપાસ ફરતા આકાશી પદાર્થ–સૂર્ય વગેરે નવ ગ્રહ; ઉપરાંત નવા શોધાયેલા એવા ગ્રહ; ૦ણ [સં.] નપું. સૂર્ય ચંદ્ર પૃથ્વી તેમજ શુક્ર વગેરે ગ્રહોનું આકાશમાં ફરતાં એકબીજા આડે આવી જવું એ
**ગ્રંથ** [સં.] પું. પુસ્તક, ચોપડી, જિલ્દ; **–થિ** [સં.] સ્ત્રી. ગાંઠ

## ઘ

**ઘચરકું** નપું., **–કો** પું. પેટમાંથી અનાજના અંશનું મોઢામાં પાછું આવવું એ
**ઘટવું** અ. ક્રિ. યોગ્ય હોવું; **ઘટાવવું** સ. ક્રિ. (પ્રેરક) બંધબેસતું કરવું
**ઘટ** સ્ત્રી. ઓછા થવું એ, ખૂટ; ૦વું અ. ક્રિ. ઓછું થવું, ખૂટવું; **–ટાળો** પું. ઓછા થવાપણું, ઘટ; **–ટાડવું** સ. ક્રિ. (પ્રેરક) ઓછું કરવું
**ઘડવું** સ. ક્રિ. ઘાટ–આકાર આપવો; રચના કરવી; ટીપી ઘાટ આપવો; મુસદ્દો કરવો; **–તર** સ્ત્રી. ઘડવાની બનાવટ; ઘડામણ; કેળવણી; **–ભાંગ** (–જ) સ્ત્રી. વિચારોનું અસ્થિરપણું; **–મથલ** સ્ત્રી. વિચારોને સ્થિર કરવાનો પ્રયત્ન, **ઘડાઈ, ઘડામણી** સ્ત્રી., **ઘડામણ** નપું. ઘડાવવાનું મહેનતાણું; **ઘડાયેલું** વિ. (ભૂ. કૃ.) (લા.) અનુભવથી પાકું થયેલું
**ઘડિયાળ** સ્ત્રી. નપું. સમય જણાવનારું યંત્ર; કાંસાની ઝાલર (સમયે સમયે જેના ઉપર સમયના ટકોરા કરવામાં આવે છે)

**ઘડો** પું. માટી કે ધાતુનું સાંકડા મોઢાનું પાણી ભરવાનું સાધન; **ઘાડવો** પું. ઘી વગેરે ભરવાનો ઘડો, પાળિયું

**ઘણ** પું. મોટો ભારે હથોડો; **–ણું** વિ. ખૂબ; પુષ્કળ

**ઘમસાણ** નપું. ભારે પ્રકારનું ઘર્ષણ; ભયંકર યુદ્ધ

**ઘર** નપું. મકાન; ખાતું, ઘરું; ખાનદાન, કુળ;**—રું** નપું. નાનું ઘર; ચશ્માં વગેરેનું ઘર; ખાતું; **૦ડું** વિ. ઉમરે પહોંચેલું, વૃદ્ધ; **–ડાપો** પું. ઘડપણ; **ઘડપણ** નપું. ઘરડાપણું; **–રાક** પું. ખરીદનાર; **–રાકી** સ્ત્રી. ખરીદનારનો આવરો; ખપત; **–રાણું** નપું. ગાયકો વગેરેનું શિષ્યપરંપરાથી ચાલતું આવતું કુળ; **–રેણું** નપું. અલંકાર, દાગીનો; **–રેપું** નપું., **–રોપો,–રોબો** પું. ઘરવટ; **૦વટ** સ્ત્રી. ઘરનાં જ હોય તેવું વર્તન

**ઘસવું** સ. ક્રિ. ઘર્ષણ કરવું; મસળવું; માંજવું; **ઘસાર,(–રો)** પું. ઘસીને ઉતારેલો રગડ કે રજ; **ઘસિયું** નપું. દળેલું (મીઠું); **ઘસિયો** પું. લોટને શેકીને કરાતી એક વાની; **ઘાસણી** સ્ત્રી. ક્ષય રોગ

**ઘંટ** [સં.] પું. ઊંધા પ્યાલાના આકારની કાંસાની વચ્ચે લોલકવાળી વગાડવાની વસ્તુ; બળદ વગેરેથી ચાલતું અનાજ દળવાનું યંત્ર; **–ટી** સ્ત્રી. નાની ટકોરી; દળવાનું યંત્ર; **–ટો** પું. નાનો ઘંટ

**ઘા** પું. ઝટકો, પ્રહાર; ઝટકાનું નિશાન, વ્રણ; ચોવીસ કાગળની ઝૂડી; (લા.) દુઃખની ઊંડી અસર; ભારે મોટી ચોરી કે ઉચાપત; **૦યલ** વિ જખમી **૦રું** નપું. વ્રણ, નારું; **૦વડી** વિ. (લા.) લાગ જોઈ લાભ ઉઠાવનાર

**ઘાઘરી** સ્ત્રી. નાનો ઘાઘરો–ચરણિયો; **–રો** પું. સ્ત્રીઓનું કેડ નીચેનું વેષ્ટન, ચરણિયો; મકાનની બેસણી આસપાસનો બાંધો

**ઘાટ** [સં.] પું. આકાર; સ્ત્રીઓની એક પ્રકારની સાડી; (લા.) યુક્તિ પ્રયુક્તિ, યોજના; **–ટીલું** વિ. ઘાટવાળું; રૂપાળું; **૦ડી** સ્ત્રી. ચૂંદડી (ખાસ કરી રાતા રંગની )

**ઘાટ** પું પાણીનો બાંધેલો આરો, ઓવારો; પહાડમાં થઈ આવતો રસ્તો, પહાડી નેળ; **–ટી** સ્ત્રી. પહાડની નિબિડ ઝાડી, ઘાંટી; **–ટી** પું. સહ્યાદ્રિના પ્રદેશમાં રહેનારો મરાઠો; **–ટણ** સ્ત્રી. ઘાટીની સ્ત્રી; **–ટું** વિ. ઘટ્ટ, રગડવાળું

**ઘાણ** પું. એકી સમયે રંધાય તળાય કે કચરાય તેટલા જથ્થો; (લા.) સંહાર; **–ણી** સ્ત્રી. તેલી બી પીળવાનું બળદ કે ઊંટથી ચાલતું યંત્ર; **–ણો** પું. યંત્રથી ચાલતી મોટી ઘાણી

**ઘાત** [સં. પું.] પું., સ્ત્રી. હત્યા, ખૂન; **–તી** વિ. ઘાતક , **૦ક** [સં.] વિ. ઘાત કરનાર; **૦કી** ત્રિ. ઘાત કરવાના સ્વભાવનું

**ઘામ** પું. ઉનાળામાં થતો ઉકળાટ (જેમાં પરસેવો છૂટ્યા કરે)

**ઘાલવું** સ. ક્રિ. ખોસવું, દાખલ કરવું; પહેરવું (ઘરેણું); (લા.) નાણાં વગેરે ઓળવવાં; બગાડવું; **ઘાલ** સ્ત્રી. સાથે જમવા બેઠેલાંની પંક્તિ; (લા.) નુકસાન, ખાધ

**ઘાસ** [સં.] નપું. ખડ, ચારો; **–સિયું** વિ. જેમાં ઘાસ ઊપજતું હોય તેવું; માત્ર ઘાસ ખાનારા ઢોરમાંથી થતું (ઘી); (લા.) સત્ત્વહીન; **–સિયો** પું. ઘાસનો સાથરો; ઘાસ કાપનારો

**ઘાંચી** વિ. ઘાણી ચલાવી તેલ કાઢવાનો ધંધો કરનારી ન્યાતનું; હિંદુ તેમજ મુસલમાનમાં એ નામની ન્યાતનું; **–ચણ** સ્ત્રી. ઘાંચીની સ્ત્રી; **–ચો** પું. વાંસફોડો, વાંસનાં ટોપલા સાદડ. બનાવનાર

**ઘાંટી** સ્ત્રી. ગળાનો હૈડિયો; **–ટો** પું. કંઠ; કંઠમાંથી નીકળતો મોટો અવાજ; ક્રોધ વગેરેથી નીકળતો મોટો સાદ

**ઘી** નપું. માખણ તપાવી બનાવેલો પદાર્થ

**ઘૂઘરી** સ્ત્રી. ધાતુના પતરાની ખણખણતી પોટલી–ગોળી, કિંકિણી બાફેલી જાર બાજરી (ઢોરને ખવડાવવા); **–રો** પું. ધાતુ લાકડું ખજૂરી કે વાંસનાં પાતરાંમાંથી બનાવેલો કાંકરી ભરેલો ખણખણતો આકાર; દાળ પલાળીને સૂકવેલા કઠોળ; ગોળ આકારની તળેલી એક વાની

**ઘૂમટ** પું. દેરાં કે મસીદ વગેરેની ઉપરનું છત્રાકાર ધાબું; **–ટી** સ્ત્રી. એવી નાની આકૃતિ; **–ટો** પું. ઘૂંઘટ; ટોપચું

**ઘૂમવું** અ. ક્રિ. ગોળ ગોળ ફરવું; ગતિપૂર્વક હાલચાલ કરવી, રખડવું; **ઘૂમ** સ્ત્રી. મગજમાં આવતો વિચારનો ભ્રામક વેગ; **ઘૂમરી** સ્ત્રી. કુદરડી; વાઈથી આવતી ચકરી; **ઘુમરડી** સ્ત્રી. કુદરડી; **ઘૂમરો** પું. મોટી ફેર કુદરડી

**ઘૂસવું** અ. ક્રિ. બળજબરીથી પ્રવેશવું; **–ણિયું** વિ. ઘૂસી જવાના સ્વભાવનું

**ઘૂંઘટ, –ટો** પું. સ્ત્રીઓનો ઘૂમટો

**ઘૂંટ, ૦ડો** પું. પાણી કે પ્રવાહીનો ગળે ઉતારવામાં આવતો કોગળો; **૦વું** સ. ક્રિ. લસોટવું; (શ્વાસનું) આવર્તન કરવું; રૂંધવું; **–ટી** સ્ત્રી. પગના કાંડાની બહારની બાજુનો હાડકાનો ખૂણો; **–ટણ** પું. નપું. ઢીંચણ, ગોઠણ; **–ટણિયો** પું. ઢીંચણ; ઢીચણિયો, ગોઠણિયો; **–ટો** પું. ઘૂંટીને બનાવેલો રગડ; ઘૂંટવાનું સાધન

**ઘેટું** નપું. મેઢું, ગાડરું

**ઘેન** નપું. કેફ, નશો

**ઘેરવું** સ. ક્રિ. ફરતું કરી વળવું; **ઘેર** પું. (ઘાઘરા વગેરેનો) વિસ્તાર; લશ્કરી ઘેરો ઘાલનારી સેના; હોળીની ગેર; **ઘેરો** પું. કોઇ ગામ કે સ્થળને ફરતું ફરી વળવું (લશ્કરનું); **ઘેરાવ, ઘેરાવો** પું. ચારે તરફનો વિસ્તાર; **ઘેરી** સ્ત્રી. માથા ઉપરની વાળની ધારી; **ઘેરૈયો** પું. હોળીની ગેર લાવનારો માણસ, ગેરૈયો

**ઘેરું** વિ. પાકા રંગનું; ભારે પ્રમાણમાં ઊંડા રંગવાળું; ગંભીર, ઊંડું, ગહન

**ઘેલું** વિ. ચિત્તભ્રમ, ગાંડું; નપું. ગાંડપણ

**ઘેંશ(–સ)** સ્ત્રી. ખાવાની એક સુપાચ્ય વાની, ભરડકું, રાબડી

**ઘોઘરું** વિ. ભારે ઘરઘર સાદવાળું; **–રો** પું. ભારે સાદ; કંઠના જે ભાગમાંથી અવાજ નીકળે છે તે

**ઘોડો** પું. સવારીનું ચોપગું એક પશુ; (લા.) ચીજવસ્તુ રાખવાની માંડણી; (બંદૂક વગેરેની) ચાંપ–કળ; **–ડલો** પું. બારણા ઉપરની ઘોડાના મોંના આકારનો ખૂંટો; **–ડાગાંઠ** સ્ત્રી. સરકણી ગાંઠ; **–ડાપૂર** નપું. ઘોડાની જેમ ધસી આવતું નદીનું પૂર; **–ડાર** સ્ત્રી. ઘોડા બાંધવાની જગ્યા, તબેલો; **–ડિયું** બાળકને સૂવા માટેનું ચાર પાયાનું પારણું; **–ડી** સ્ત્રી. ઘોડાની માદા; (લા.) લાકડા કે ધાતુની નાની માંડણી

**ઘોળવું** સ. ક્રિ. ફરતે દાબીને નરમ બનાવવું; મેળવવું; જોરથી ઘૂમડવું

**ઘોંકવું** સ. ક્રિ. ઘોંચો મારવો, કોણીનો ગોદો મારવો; **ઘોંકો** પું. કોણીનો ગોદો

**ઘોંઘાટ** પું. ઘોંઘો થતો શોરબકોર

## ચ

**ચકરી** સ્ત્રી. નાનો ગોળ આકાર; (લા.) વાઇ, માથાંનો ઘૂમ; **–રડી** સ્ત્રી. નાની ફુદરડી, ફેર; એવું રમકડું; **–રાવો** પું. ફરતે ગોળ ઘૂમરો મારી આવવો એ; **ચક્કર** નપું. ચક્ર પૈડું; **ચક્કી** સ્ત્રી. ઘંટી; ઘાણી

**ચકલી** સ્ત્રી. ચકલાની માદા; (લા.) પાણીના નળની ચાવી; **–લો** પું. નર ચકલી

**ચકલો** પું. ચાર રસ્તા જ્યાં ભેળા થતા હોય તે ચોક

**ચકામું** નપું. ચામડી ઉપર પડેલું ચાઠું; ઢીમણું

**ચકાસવું** સ. ક્રિ. તપાસીને જોવું; **–ણી** સ્ત્રી. બારીક તપાસ

**ચગદવું** સ. ક્રિ. ચપટ કચડી નાખવું

**ચડવું, ચઢવું** અ. ક્રિ. નીચેથી ઉપરની બાજુ જવું; હુમલો લઇ જવો; પરિપક્વ થવું; સંકોચાવું, ટૂંકું થવું; નશાનો કેફ આવવો; નૈવેદ્ય વગેરે ધરવું; **ચડાઇ, ચઢાઇ** સ્ત્રી. લશ્કરી હુમલો; **ચડાઉ, ચઢાઉ** વિ. ચડવાને યોગ્ય; (લા.) ફુલણજી; **ચડાણ, ચઢાણ** નપું. ઊંચે ચડતો ઢોળાવ; **ચડિયાતું, ચઢિયાતું** વિ. વધારે સારું

**ચડ્ડી** [હિં.] અડધું પાટલૂન; જાંઘિયો

**ચણવું** સ. ક્રિ. ચાંચથી દાણા ખાવા; ઇમારત વગેરેના પથ્થર કે ઇંટ વગેરે એક પર એક ગોઠવવા; **ચણ** સ્ત્રી. પંખીઓને ચણવા માટેના દાણા; **ચણતર** સ્ત્રી. પથ્થર કે ઇંટ ચણવાની ક્રિયા; ચણેલાં પથ્થર કે ઇંટ

**ચણિયારું** નપું. જે ખાડાંમાં ટેકાવાથી બારણું ફરે છે તે –અડીવાળો ભાગ

**ચણો** પું. એક કઠોળ; **–ણી** સ્ત્રી. નાની જાતનો ચણો; **-ણીબોર, -ણિયુંબોર** નપું. બેઠી બોરડીમાં થતું નાનું બોર

**ચતુર** [સં.] વિ. ચોંપાળું, હોશિયાર; **–રાઈ** સ્ત્રી. ચતુરપણું

**ચતું (–ત્તું)** વિ. વાંસો જમીનને અડે એવી રીતનું પડેલું

**ચપટ,–ટું** વિ. પદાર્થ કે પ્રાણી જમીનને ચપોચપ ચીટકી રહે એવું

**ચપટી** સ્ત્રી. હાથના અંગૂઠાની અને મુખ્યત્વે ત્રીજી આંગળીની ભીંસથી થતો અવાજ; આંગળીઓમાં સમાય તેટલું માપ

**ચપળ** [સં.] વિ. ચંચલ; હોશિયાર; **–ળા(–લા)**[સં.]: સ્ત્રી. વીજળી

**ચપ્પુ** નપું. પું. ચાકુ

**ચબૂતરી** સ્ત્રી. નાનો ચબૂતરો;**–રો** પું. પોલીસથાણું; ચોતરો; પરબડી; ચકલો, ચોક

**ચમચી** સ્ત્રી. તદ્દન નાની કડછી; **–ચો** પું. મોટી ચમચી

**ચમત્કાર** [સં.] પું. નવાઈ ઉપજાવે તેવી ઘટના; કરામત

**ચમાર** વિ. ચામડિયાની નાતનું

**ચરકવું** સ. ક્રિ. પક્ષીએ હગાર કરવી; **–ણ** વિ. ચરક્યા કરતું; **ચરક** સ્ત્રી. પક્ષીની હગાર

**ચરખો** [ફા.] પું. કપાસ લોઢવાનો સાંચો; રેંટિયો; ફાળકો, ચગડોળ; **–ખી** સ્ત્રી. ચરખાના આકારનો પાણી કાઢવાનો ફાળકો

**ચરણ** [સં.] પું. ન. પગ; કવિતાનું પદ, પાદ; **–ણું** નપું., **–ણિયો** પું. ઘાઘરો

**ચરબી** [ફા.] સ્ત્રી. ચામડીની નીચેના પડમાં થતો તેલી પદાર્થ; (લા.) મદ, અભિમાન

**ચરવું** અ. ક્રિ. ચાલવું, ફરવું; સ.ક્રિ. પશુ–પક્ષીઓનું ઘાસ દાણો વગેરે ખાવું; **ચરાઇ** સ્ત્રી., **ચરામણ** નપું., **ચરામણી** સ્ત્રી. ચરાવવાનું મહેનતાણું; **ચરિયાણ** વિ. ચરવા યોગ્ય જમીન; **ચરો** પું. ઢોરને ચરવાની જગ્યા; **ચારવું** સ. ક્રિ. (પ્રેરક) (ઢોરને) ચરાવવું; **ચાર** સ્ત્રી. બાજરી જુવાર વગેરેના લીલા સૂકા સાંઠા; **ચારો** પું. પશુ પંખીનો ખોરાક; લીલું સૂકું ઘાસ–સાંઠા

**ચરુ** પું. પહોળા મોંનો દેગડો; હોમનો ચર; **–રવી** સ્ત્રી. પહોળા પેટની પણ સાંકડા મોંની મોટી દેગડી

**ચરિત્ર** [સં.] નપું, આચરણ જીવનની વિગત; **ચરિતર** નપું [લા.] ભૂત-પ્રેત–પિશાચનું વર્તન

**ચર્ચવું** સ. ક્રિ. ચંદન વગેરે લગાવવું; વાતચીત–વાદવિવાદ કરવાં; **ચર્ચા** [સં.] સ્ત્રી. ચંદન વગેરેથી કરવામાં આવતી પૂજા; વાતચીત–વાદવિવાદ

**ચસકવું** અ. ક્રિ. છટકવું; ખસકવું; (લા.) ગાંડા થવું; **ચસકો** પું. કોઇ વસ્તુ ભોગવવાની તૃષ્ણા; લત, ખો

**ચહેરો** પું. મોઢાનો સીનો, સૂરત, શિકલ; કપાળ પરની ખૂણિયા પાડતી હજામત

**ચળ** સ્ત્રી. ખૂજલી, ચેળ

**ચળ** [સં.] વિ. ચલિત થાય એવું, અસ્થિર; **૦વું** અ. ક્રિ. ડગવું, મનનું અસ્થિર થવું; **–ળાંઠ** વિ. વંઠીગયેલું

**ચળકવું** અ. ક્રિ. તેજ મારવું, ઝબકવું; **ચળક** સ્ત્રી., **ચળકાટ** પું. ઝબકાટ; **ચળકારો** પુ. તેજનો ચમકારો

**ચળુ** ન. હાથના આંગળાથી કે ખોબાથી –ભોજન કર્યા પછી મોઢું ધોવું એ ક્રિયા

**ચંચળ** [સં.] વિ. અસ્થિર સ્વભાવનું, ડગુમગુ; ક્ષણિક ટકનારું; (લા.) ચાલાક, ચકોર

**ચંડાળ** વિ. ચાંડાળ, એક જાતની અંત્યજ નાતનું; નિર્દય, ઘાતકી

**ચંદન** [સં ] નપું. સુખડનું લાકડું; એનો ઓરસિયે ઘસી ઉતારેલો રગડ

**ચંદરવો** પું. છતનું રંગબેરંગી ભાતીગર ઢાંકણુ, મોટી ચંદની
**ચંદી** સ્ત્રી. ઘોડા કે બળદને આપવામાં આવતો સૂકો દાણો (બાજરી ચણી વગેરે)
**ચંદો** પું. કોઇપણ વસ્તુના દૃશ્ય આકારની ગોળ સપાટી, બિંબ
**ચંદ્ર, ૦મા** [સં.] પું. પૃથ્વીનો એ નામનો ઉપગ્રહ, ચાંદો
**ચંપલ** સ્ત્રી. નપું. પટ્ટીઓવાળી સપાટ
**ચા** [ચીની] સ્ત્રી. પું. એક છોડ; એનાં લીલાં યા સૂકવેલાં પાનનું બનાવેલુ પીણુ
**ચાક** પું. કુંભારનો ચાકડો સ્ત્રીઓને અંબોડામાં ખોસવાનું ચંદ્રના આકારનું એક ધરેણું; **–૦ડો** પું. કુંભારનું જેના ઉપર વાસણ ઉતારવામાં આવે છે તે પૈડું; **–કી** સ્ત્રી. સ્ક્રૂ ઉપરની પેચવાલી ચકરી; સૂરણ વગેરેની ગાંઠ
**ચાકર** [ફા.] પું. નોકર; **–૦ડી** સ્ત્રી. સ્ત્રી નોકર; **–રિયાત** વિ. ચાકરી કરનારું; **–રી** સ્ત્રી. નોકરી
**ચાકળો** પું. ગોળ કે ચોરસ નાનું આસનિયું કે ગાદી; આડણી
**ચાકુ,–કૂ** [ફા.], **–કું** નપું. ચપ્પુ
**ચાખડી** સ્ત્રી. ચાંખડી, પાવડી
**ચાખવું** સ. ક્રિ. સ્વાદ જોવા મોંમાં મૂકવું
**ચાટલું** નપું. અરીસો
**ચાટવું** સ. ક્રિ. કોઇપણ પદાર્થને જીભથી અડી ખેંચી ખાવો; **ચટણી** સ્ત્રી. ચાટી ખવાય તેવી મરચાં-કોથમીરી તેમજ એવા બીજા પદાર્થોનું ચાટણ; **ચાટણ** નપું. ચાટી શકાય તેવો તૈયાર કરેલો નરમ પદાર્થ
**ચાટવો** પું. લાકડાનો કડછો; હલેસું; **ચાટૂડી** સ્ત્રી. નાનો ચાટવો; કાનનો મેલ ખોતરવાની ખોતરણી
**ચાડી** સ્ત્રી. એક વિશે ફરિયાદ બીજાને કરવી એ; **–ડિયું** વિ. ચાડી કરનારું; **–ડિયો** પું. (લા.) ખેતરમાં પંખીઓ વગેરેને બિવડાવવા ઊભી કરેલી મનુષ્યાકૃતિ
**ચાડ** સ્ત્રી. ચોંપ, કાળજી, ચીવટ
**ચાડું** નપું. દીવો મૂકવાનું ખાડાવાળું ટેકણ (ચાટવો દીવાલમા ખોસ્યો હોય તે જેવો દેખાય તેવા આકારનું)
**ચાદર** [ફા.] સ્ત્રી. ઓછાડ
**ચાનક** સ્ત્રી. કાર્ય કરવાની ઉત્તેજિતતાની વૃત્તિ, ચીવટ, કાળજી
**ચાનકી** સ્ત્રી. નાનો રોટલો
**ચાબખો** પું. ચાબુક, કોરડો; (લા.) અસરકારક માર્મિક બોલ
**ચામ** નપું. શરીરના ખાલ; **૦ઠું** વિ. જનાકારીના ધંધા ઉપર જીવનારી ન્યાતનું; **૦ઠી, ૦ઠણ** સ્ત્રી. એ ન્યાતની સ્ત્રી; **૦ડ** વિ. ચામડા જેવું ચીકણું; **૦ડિયો** પુ. ઢોરનાં ચામડી ઉતારી કેળવવાનો ધંધો કરનાર; **૦ડિયણ** સ્ત્રી. ચામડિયાની સ્ત્રી; **૦ડી** સ્ત્રી. શરીર ઉપરની ત્વચા; **૦ડું** નપું. ત્વચા; ઉતારેલું ચામ; **–માચીડિયું** નપું. વાગોળની જાતનું; એક નાનું પ્રાણી, છીપું

ચારણ [સં.] વિ. સ્તુતિ -વખાણ કરનારી સૌરાષ્ટ્રમાંની એક નાતનું; -ણિયાણી સ્ત્રી. ચારણની સ્ત્રી; -ણી વિ. ચારણને લગતું

**ચાલવું** અ. ક્રિ. ગતિમાં રહેવું-હોવું; હીંડવું; નભવું; ટકવું; વ્યવહારમાં હોવું; **ચાલ** પું. રિવાજ; **ચાલ** સ્ત્રી. ચાલવાની રીત; ગતિ; વર્તણૂક; **ચાલતી** સ્ત્રી. ચાલતા થવું એ; **ચાલુ** વિ. જારી; વર્તમાન; **ચલણ** ન. ચાલવું એ; અમલ, સત્તા; ચલણી નાણું; (લા.) ધારો, રિવાજ; **ચલણી** વિ. ચલણમાં ચાલતું (નાણું); **ચલતી** સ્ત્રી સંગીતમાં અંતરા પછી દુગન ચાલથી લેવામાં આવતી ગાન અને તાલની ગત; **ચલાઉ** વિ. ચાલી શકે તેવું; **ચાલી** સ્ત્રી. અનેક ઓરડાઓની પાધડી પને બાધેલી હારવાળી ઇમારત

**ચાવવું** સ. ક્રિ. ખોરાકને દાઢ વતી કચરવો-પીસવો; ૦ળું વિ. (લા.) દાંત પીસીપીસી બોલનારું, ચબાવલું; **ચવડ** વિ. મુશ્કેલીથી ચવાય એવું, ચીકટ; **ચવાણું** નપું. કાચું કોરું કે શેકેલું ખાવાનું (ધાણી-મમરા-સેવ વગેરે)

**ચાવી** સ્ત્રી. કૂંચી; (લા.) ઉપાય

**ચાસ** પું. [દિ.] હળ વગેરેના ખેડાણથી થતો લિસોટો; ૦ણી સ્ત્રી. ચાસવાની ક્રિયા

**ચાસણી** સ્ત્રી. ઉકાળીને કરવામાં આવતું ખાંડ-સાકરનું પ્રવાહી (મીઠાઇ બનાવવામાં વપરાતું); (લા.) કસોટી, ચકાસણી; નમૂનો

**ચાહવું** સ. ક્રિ. ઇચ્છવું; પ્રેમ કરવો; **ચાહ** પું., **ચાહના** સ્ત્રી. પસંદગી; પ્રેમ

**ચાળ** સ્ત્રી. અંગરખાનો છાતી નીચેનો આગળનો ઘેર

**ચાળવું** સ. ક્રિ. ચાળણીથી વેદમાંથી નીકળી નીચે પડે એમ ચોખ્ખું કરવું; (નળિયાં વગેરે) સંચારવું; તારવવું; -ણ નપું. ચાળતાં ચાળણીમાં બચતું કસ્તર; -ણી સ્ત્રી. ચાળવાનું છિદ્રોવાળું સાધન; -ણો પું. ધૂળ રેતી કાંકરી વગેરે ચાળવાનું જાળીવાળું સાધન; **ચાળો** પું. છાપરાં સંચારનાર મજૂર

**ચાળો** પું. અંગચેષ્ટા; નખરાં, નકલ; (લા.) અડપલું

**ચાંગળું** નપું. ચાર આંગળાનો જોડેલી સ્થિતિનો ચપટો આકાર

**ચાંચ** સ્ત્રી. પક્ષીઓનું અણીવાળું મોં; એવા આકારની વસ્તુ; ૦વો પું. ચાંચના આકારનું જમીન ખોદવાનું ઓજાર

**ચાંચડ** પું. રોગ પ્રસરાવનારું એક ઝીણું લાલ રંગનું પાંખાળું જીવડું

**ચાંદો** પું. ચંદ્રમા; **ચાંદની** સ્ત્રી. ચંદ્રમાવાળી ઊજળી રાત; ચંદરવો; **ચાંદરડું**,-ણું નપું. બારીક તારો; છાપરા વગેરેના ઝીણા; કાણામાંથી પડતું અજવાળાનું ચાંદું; **ચાંદરું**,-ણું વિ. ધોળાંધોળાં ચાંદાંવાળું; **ચાંદલો** પું. ચાંદો; ચંદ્રના આકારનું ગોળ-મટોળ તિલક, ચાંલ્લો; (લા.) શુભ પ્રસંગોમાં અપાતી રોકડ ભેટ, વધાવું; **ચાંદલિયો** પું. ચંદ્રમા; **ચાંદી** સ્ત્રી. ચંદ્રના રંગનું રૂપું, શુદ્ધ રૂપું; ગુહ્ય

ભાગનો એક ચેપી રોગ; નાનું ચાંદું; **ચાંદું** નપું. વ્રણથી પડેલું ચાંદવું; ચાઠું

**ચાંપવું** સ. ક્રિ. દબાવવું; આગથી દઝાડવું; આગ લગાવવી; **ચાંપ** સ્ત્રી. યુક્તિ કે યંત્રથી ખુલ્લી કે બંધ થતી કળ; **ચાંપતી** સ્ત્રી. ચેતવણી; **ચાંપલું** વિ. ચબાવલું; (લા.) દોઢ ડાહ્યું

**ચાંલ્લો** જુઓ ઉપર 'ચાંદો' માં 'ચાંદલો'

**ચિક્કાર** વિ. તદ્દન ભરાઈ ગયેલું, પૂર્ણ

**ચિચોડો** પું. શેરડી પીલવાનો કોલુ

**ચિઠ્ઠી** સ્ત્રી. થોડી મતલબ લખી હોય તેવો પત્ર કે કાપલી

**ચિત્ત** [સં.] નપું. અંતઃકરણ; (લા.) લક્ષ્ય, ધ્યાન

**ચિત્ર** [સં.] નપું. ચીતરેલું તે, છબી; ૦**કાર** વિ. ચિતારો

**ચિનગારી** સ્ત્રી. અગ્નિનો તણખો, નાનો ટાંડો

**ચિંતન** [સં.] નપું, વિચાર; **ચિંતા** [સં.] સ્ત્રી. ચિંતન, વિચાર; ફિકર; **ચિંતવવું** સ, ક્રિ, વિચારવું

**ચીકટ** વિ. ચીકણાશવાળું; **–ણું** વિ. તેલ જેવા પદાર્થની ભીનાશવાળું, ચોંટવાના સ્વભાવનું; (લા.)કંજૂસ; ચાપચીપીયું; **ચીકાશ, ચીકણાશ** સ્ત્રી. ચીકણાપણું

**ચીજ,–ઝ** [ફા.] સ્ત્રી. વસ્તુ, પદાર્થ; સંગીત માટેનું ગેય પદ, ગીત

**ચીડ** સ્ત્રી. સખત અણગમો; રીસ; વડ ઊંબરો થોર વગેરે જેવી વનસ્પતિમાંથી નીકળતો ચીકણો રસ; માથાનો ચીકણો મેલ; **–ડિયું** વિ. ચિડાવાના સ્વભાવનું; **ચિડાવું** અ. ક્રિ. અણગમો થવો; રીસે ભરાવું **ચીડવવું** સ. ક્રિ. (પ્રેરક) (બીજાને) અણગમો પેદા કરવો, રીસે ભરાવવું; એ બેઉ ક્રિયા થાય તેવા શબ્દો બોલવા

**ચીણ** સ્ત્રી. નપું. ઘાઘરાના નેફાની તેમજ ખમીસ કે કસવાળા કેડિયાના ખાંધ નીચેના કે ફરતા ઘેરની લૂગડામાં ભરવામાં આવતી ચપટી

**ચીણો** પું. બાજરીના દેખાવનું એક પીળું ધાન્ય

**ચીતરવું** સ. ક્રિ. ચિત્ર કાઢવું, આલેખવું; **ચિતાર** પું. (લા.) આબેહૂબ વર્ણન; **ચિતારો** પું. ચિત્ર આલેખનાર; **ચિતરામણ** નપું. ચીતરવાની ક્રિયા; ચિત્ર; **ચિતરામણી** સ્ત્રી. ચીતરવાનું મહેનતાણું; **ચીતરો** પું. વાઘની જાતનું એક પ્રાણી; ચિત્તો

**ચીપ** સ્ત્રી. વાંસ વગેરેની લાંબી ચપટી પટ્ટી; પત્તાં ચીપવાની ક્રિયા; ૦**ટી** સ્ત્રી. બે પદાર્થ વચ્ચે ચિપાતાં ચામડીમાં પડતો સળ; ૦**ટો** પું. નાનો ચીપિયો, ચીમટો; **ચીપિયો** પું. બે પાંખાવાળું કોઈપણ પદાર્થ કે અગ્નિ પકડવાનું ઓજાર; **ચીપવું** સ. ક્રિ. (પત્તાં–પાનાં) ફીસવું

**ચીબું** વિ. બેઠેલા ચપટા નાકવાળું

**ચીભડી** સ્ત્રી. ચીભડાંનો વેલો; **–ડું** નપું. ચીભડીનું ફળ

**ચીમની** [અં.] સ્ત્રી. ધુમાડિયું; ફાનસ વગેરેનો પોટો

**ચીમળાવું** અ. ક્રિ. સંકોચાવું-સુકાવું; **ચીમળવું** સ. ક્રિ.(પ્રેરક) આમળવું

**ચીરવું** સ. ક્રિ. ઊભી એ ફાડ કરવી; **ચીર,(-રી)** સ્ત્રી. વસ્ત્ર દાતણ ફળ વગેરેની ફાડ; **ચીરો** પું. કપડાંની ફાળ; **ચીરિયું** નપું. ફળોનું ફાડિયું; **ચિરાઇ,(-મણી)** સ્ત્રી.,(-**મણ**) નપું. ચીરવાનું મહેનતાણું; **ચિરાડો** પું. મોટો ચીરો,ફાટ

**ચીલો** પું. રસ્તા ઉપર વાહન ચાલવાથી પૈડાંની ગતિનો પડતો ઊંડો આંકો; સાંકડો રસ્તો; (લા.) રિવાજ, ચાલ

**ચીવટ** સ્ત્રી. કાળજી

**ચીસ** સ્ત્રી. પક્ષીઓના જેવી તીણી બૂમ

**ચીંથરું** નપું. ફાટી ગયેલું કપડું કે એનો ટુકડો

**ચીંદડી** સ્ત્રી. ચીંથરામાં કોઈ ચીજ વસ્તુની બાંધેલી નાની પોટલી; **ચીંદરી,(-રડી)** સ્ત્રી. ચીંથરાની પતલી પટ્ટી

**ચુડેલ** સ્ત્રી. ડાકણ (મૃત્યુ પછીની મનાતી એક સ્ત્રી જીવયોનિ)

**ચૂકવું** અ. ક્રિ. ભૂલવું; પૈસા પતવાવા; **-વવું** સ. ક્રિ. (પ્રેરક) ભૂલવવું; પૈસા પતાવવા; **ચુકવણું** નપું. પૈસાની પતાવટ; **ચુકાદો** પું. પતાવટ, ફેંસલો; **ચૂક** સ્ત્રી. ભૂલ; **ચૂકતે** સ્ત્રી. પૈસાની પૂરેપૂરી પતાવટ થઈ હોય એમ

**ચૂડ** સ્ત્રી. (સાપની) પકડ; **ચૂડી** સ્ત્રી. હાથમાં પહેરવાનો હાથીદાંત વગેરેનો પતલો ચૂડો; ગ્રામોફોનની રેકર્ડ; **-ડલી** સ્ત્રી. હાથીદાંતની કે એવી ચૂડી; **ચૂડો,(-ડલો)** પું. હાથીદાંતનું કે એવું બલૈયું; ચૂડીનો ઝૂડો **ચૂડ(-ડી)ગર** પું. ચૂડીઓ સંધાડા ઉપર ઉતારનારો કારીગર, મણિયાર

**ચૂની** સ્ત્રી. હીરાકણી; ચૂનીવાળી નાકની ચૂંક; **-નો** પું. ઇમારતના બાંધકામમાં પકવેલા પથ્થરનો વપરાતો ધોળો પદાર્થ

**ચૂમવું** સ. ક્રિ. ચુંબન કરવું, બોકી ભરવી; સ્પર્શ કરવો; **ચૂમી** સ્ત્રી. ચુંબન, બોકી

**ચૂર,-રો** પું. ભૂકો; **-રી** સ્ત્રી. ભૂકી

**ચૂર્ણ** [સં.] (દવા વગેરેનો) ભૂકો, ચૂરો

**ચૂલ** સ્ત્રી. જમીનમાં ગાળેલો મોટો ચૂલો; **-લી** સ્ત્રી. નાનો ચૂલો; **-લો** પું. માટી કે લોઢાનો બનાવેલી નાની ચૂલ

**ચૂવું** અ. ક્રિ. ટપકવું, ગળવું; **-વો** પું. પાણી ટપકે એવો છાપરા વગેરે માંનું કાણું; નાળિયેરની કાચલી વગેરે બાળતાં નીકળતો કાળો રસ

**ચૂસવું** સ. ક્રિ. મો કે મૂળ વડે પ્રવાહી ખેંચવું; (લા.) સત્ત્વહીન કરવું; **ચૂસ** સ્ત્રી. ચુસાઇ જવાની સ્થિતિ; **-ણી** સ્ત્રી. ધાવણી

**ચૂંક** સ્ત્રી. પેટમાં આવતી આંકડી; લોઢાની નાની ખીલી; **-કાવું** અ. ક્રિ. પેટમાં ચૂંક આવવી

**ચૂંચું** વિ. ઝીણી આંખવાળું, ચૂંધળું

**ચૂંટવું** સ. ક્રિ. ચપટીથી તોડવું; (લા.) પસંદ કરવું; **-ણી** સ્ત્રી. (લા.) પસંદગી; **-ટી** સ્ત્રી. ચીંટિયો; **-ટો** પું. મોટો ચીંટિયો

**ચૂંથવું** સ. ક્રિ. ગમે તેમ અસ્તવ્યસ્ત કરવું, ફેંદવું; **ચૂંથાચૂંથ** સ્ત્રી. વારંવાર ચૂંથવું એ, ફેંદણી; **ચૂંથારો** પું. ચૂંથાચૂંથ; જઠરમાં થતી ઊલચવાલચ; ચૂંથાઈ ગયેલી ચીજ; **ચૂંથો** પું. ચૂંથાયેલા ડૂચો
**ચૂંદડી** સ્ત્રી. ભાતીગર રંગીન એક સાડી, ચૂનડી
**ચેક** [અં.] બેંકમાં ચાલતી હૂંડી
**ચેડાં** નપું. બ. વ. અડપલાં
**ચેતવું** અ. ક્રિ. સાવધાન થવું; ઇશારતમાં સમજી જવું; અગ્નિ લાગવો, પેટવું; **ચેતન** [સં.] નપું. ચૈતન્ય, જીવનશક્તિ, પ્રાણ; હોશ, સૂધ; વિ. જીવધારી પ્રાણી; **–ના** [સં.] સ્ત્રી. ચૈતન્ય; **–વણી** સ્ત્રી. અગાઉથી આપેલી સૂચના; **ચૈતન્ય** [સં.] નપું. ચેતન, જીવનશક્તિ; હોશ, સૂધ
**ચેન** નપું. આશાયેશ, આરામ, શાંતિ; લહેર, ગમ્મત, મોજ
**ચેપ** પું. પરુ, પસ, રસી; (લા.) હાનિકારક અસર; **–પી** વિ. ચેપ લગાડે તેવું
**ચેલો** પું. શિષ્ય; **–લી** સ્ત્રી. શિષ્યા સ્ત્રી
**ચેવડો** પું. પૌંઆ –ચણાની દાળ– મગફળીનું તળેલું ચવાણું, કેવડો
**ચેષ્ટા** [સં.] સ્ત્રી. આચરણ; ચાળા
**ચેહ** સ્ત્રી. મડદું બાળવાની ચિતા
**ચોક** પું. ચારનો સમૂહ; ચકલો, ચૌટું; ચૌટામાં બાંધેલો ચોતરો; મકાનમાં ખુલ્લો યા બંધિયાર છોયેલ કે ફરસબંધીવાળો ચોરસ કે લંબચોરસ ભાગ; **૦ઠું** નપું. ફળિય વચ્ચેનો ચોક; બારી બારણાં વગેરેનો આડાં ઊપળાં સાળવેલો આકાર; (લા.) યુક્તિ; **૦ડી** સ્ત્રી. નાની ચોરસ ફરસબંધી કે છોયેલ જગ્યા; × આવી નિશાની; (લા.) ચારની ટોળકી; **૦ડું** નપું. ઘોડાની લગામ; **ચોકી** સ્ત્રી. પહેરેગીરને બેસવાની જગ્યા; (લા.) રખેવાલી, સંભાળ; નાનો બાજઠ; **ચોકિયાત** પું. ચોકી કરનાર રખેવાળ; **ચોકો** પું. ગંજીફાનું ૪નું પાનું; રસોઈ કરવા કે કર્યા પછી પાણીથી ધોયેલી ચોરસ નાની જગ્યા; મુડદાને સુવડાવવા કરવામાં આવતા લીંપણવાળી જગ્યા
**ચોક(–ક્ક)સ** વિ. નક્કી, બરાબર; ખાતરીદાર, સાવધાન; **–સાઈ** સ્ત્રી. ચોક્કસપણું; ખાતરી, ખબરદારી
**ચોખંડ, –ડું** વિ. ચાર ખૂણાવાળું
**ચોખા** પું. ડાંગર કમોદ વગેરે પ્રકારનું એક ધાન્ય
**ચોખ્ખું** વિ. સ્વચ્છ; નિર્ભેળ; (લા.) સાચા દિલનું, પ્રામાણિક; ખુલ્લું, સ્પષ્ટ; **–ખ્ખાઈ** સ્ત્રી. ચોખાપણું; **ચોખાલચું** વિ. (લા.) શુદ્ધિ કે પ્રામાણિકતાનો આગ્રહ રાખનારું; **ચોખવટ** સ્ત્રી. (લા.) ખુલાસો, સ્પષ્ટતા
**ચોગાન** [ફા.] નપું. લગભગ ચોરસ ઘાટની ખુલ્લી જગ્યાનો વિશાળ ચોક

**ચોઘડિયું** પું. ચાર ઘડી જેટલો સમય; જ્યોતિષમાં લાભ અમૃત વગેરે દિવસ-રાતનાં આઠ મુહૂર્તમાંનું દરેક; **-યાં** નપું. બ. વ. (લા.) ચાર ચાર ઘડીને અંતે વાગતાં નગારાં

**ચોટલી** સ્ત્રી. માથા ઉપર બ્રહ્મરંધ્ર નજીક રાખવામાં આવતી શિખા; નાળિયેરનો અણીવાળો ભાગ; **-લો** પું. સ્ત્રીની માથાની વેણી; છૂટો અંબોડો; (કટાક્ષમાં) સ્ત્રી

**ચોડવું** સ. ક્રિ. ચોંટાડવું, સપાટી પર લગાડવું; જડવું; (લા.) મેણું કે ગાળ સંભળાવવી

**ચોતરો** પું. બેસી શકાય તેવો નાનો ચોરસ કે ગોળ સ્વતંત્ર ઓટલો, પેઢો; ચબૂતરો

**ચોથ** સ્ત્રી. પખવાડિયાની ચોથી તિથિ; ચોથો હકસી ભાગ, ચોથાઈ; **ચોથાઈ** સ્ત્રી. ચોથો હકસી ભાગ; **ચોથિયું** નપું. નાના બાળકના મરણ પાછળ કરવામાં આવતું ચોથા દિવસનું જમણ; **ચોથિયો** પું. દર ચોથે દિવસે આવતો તાવ; **ચોથું** વિ. ક્રમમાં ચાર

**ચોપડી** સ્ત્રી. પુસ્તક; **-ડું** નપું. ચાર પડવાળું થેપલું; **-ડો** પું. હિસાબ નોંધ વગેરે રાખવાનો લખાણ થાય તેવો ગ્રંથ, વહી; **-ડવું** સ. ક્રિ. લેપ કરવો, લપેડવું

**ચોપવું** સ. ક્રિ. રોપું કે ધરુ રોપવાં

**ચોપાટ, ચોપટ** સ્ત્રી. સોગઠાંની રમત; એ રમવાનું ફલક

**ચોપાનિયું** નપું. બે ચાર પાનાનું પતાકડું; વર્તમાનપત્ર

**ચોફાળ** પું. ચાર ફાળવાળું એક ઓઢવા પાથરવાનું વસ્ત્ર

**ચોમાસુ** વિ. ચોમાસામાં-વર્ષા ઋતુમાં થતું (પાક વગેરે); **-સું** નપું. વર્ષા ઋતુના ચાર માસનો સમય

**ચોર** [સં.] પું. છૂપી રીતે કોઈનો પદાર્થ ઉપાડી-ઉઠાવી લઈ જનાર, તસ્કર; **-રી** સ્ત્રી. ચોરની ક્રિયા; **-રટું**, **-લટું** વિ. ચોર સ્વભાવનું **-રવું** સ. ક્રિ. ચોરી કરવી; (લા.) કામ કરવામાં સામો ન જાણે તેમ કસર કરવી

**ચોરણી** સ્ત્રી. સુરવાલ; **-ણો** પું. મોટો સૂથણો

**ચોરસ** વિ. ચારે બાજુ સરખાં કદ માપનું; ચતુષ્કોણ આકૃતિવાળું; **-સાઈ** સ્ત્રી. ચોરસ માપ, ચોરસપનો; **-સો** પું. જાડા કાપડનો ચોરસ માપનો ટુકડો

**ચોરી** સ્ત્રી. [ચૌરી] પરણતી વેળા મંડપને ચારે ખૂણે માંડવામાં આવતી માટલાં-માટલીઓની માંડણી; એવો મંડપ; એવા મંડપ નીચેનો વિધિ; **-રો** પું. ગામ વચ્ચે આવેલું બધાંને બેસવાનું બાંધેલું જાહેર સ્થાન; મોટો ઓટલો

**ચોવટ** સ્ત્રી. (લા.) જાહેરમાં બેસી કરવામાં આવતો ચર્ચામય નિર્ણય; નકામી ચર્ચા; **-ટું** નપું. જ્યાં ચાર રસ્તા મળતા હોય તેવી જગ્યા; બજાર; **-ટિયું** વિ. (લા.) નકામી પંચાત કરનારું; **-ટિયો** પું. ગામડાંમાં ચોરે બેસી ચુકાદા કરનાર પટેલ

**ચોસલું** નપું. પથ્થર વગેરેનું ગચિયું; મોહનથાળ વગેરેનું ચકદું

**ચોળવું** સ. ક્રિ. મસળવું, ઘસવું; (લા.) વારંવાર તેની તે વાતને ઉપાડ્યા કરવી; **ચોળાચોળી** સ્ત્રી. (લા.) તેની તે વાતની લપ માંડ્યા કરવી એ

**ચોળિયા** નપું. બ. વ. ગળાની અંદરની બેઉ બાજુએ થતા કાકડા; –યું નપું. રાતી રંગેલી ખાદી; ધાબા વગેરે ભરવામાં વપરાતી આછા રાતા રંગની કાંકરી

**ચોળી** સ્ત્રી. સ્ત્રીઓનો કેડ સુધી ઢંકાય તેવો બોરિયાવાળો કબજો, પોલકું

**ચોળા** પું. બ. વ. એક કઠોળ; **–ળી** સ્ત્રી. નાના ચોળા

**ચોંકવું** અ. ક્રિ. ચમકવું; (લા.) ચેતી જવું

**ચોંટવું** સ્ત્રી. વળગવું; **ચોંટ** સ્ત્રી. આઘાત; નિશાન; **ચોંટાડવું** સ. ક્રિ. (પ્રેરક) વળગાડવું, ચીપકવું

**ચૌટું** નપું. ચોવટું

## છ

**છક** અ. ચકિત; **૦વું** સ. ક્રિ. અભિમાનથી બહેકવું; વંઠી જવું

**છકડો** પું. નાનું ગાડું; ખટારો

**છક્કડ** સ્ત્રી. (લા.) ભારે પરાજય; ભૂલથાપ

**છટકવું** અ. ક્રિ. (કોઇના કબજામાંથી) એકાએક છૂટવું–ભાગવું–બચવું; સટકવું; **છટકું** નપું. છટકવાની હિકમત, દાવપેચ

**છડવું** સ. ક્રિ. અનાજના કણ ઓખણવા, ખાંડીને છોડાં અલગ કરવાં; **છડામણ** નપું. છડવામાંથી નીકળેલું કસ્તર; છડામણી; **છડામણી** સ્ત્રી. છડવાનું મહેનતાણું

**છડી** સ્ત્રી. સીધી પાતળી સોટી, કાંબ; દેવમંદિર તેમજ રાજદરબાર અને આચાર્યોના ચોબદારની ચાંદીથી કે સોનાથી મઢેલી લાકડી, રાજદંડ; ફૂલની ભરેલી પતલી સોટી, ગુલછડી; તોરો; **૦દાર** પું. છડી પોકારનાર ચોબદાર; **છડો** પું. સોના રૂપાનો અછોડો

**છડેચોક** અ. ઉઘાડે ચોક, જાહેરમાં, ખુલ્લંખુલ્લાં

**છણકવું** અ. ક્રિ. ગુસ્સામાં મોઢું ઊંચે લઈ વાળવું; **છણકો** પું. છણકવામાં કરવામા આવતો મરડાટ; મરડાટનો બાલ

**છણવું** સ. ક્રિ. બારીક કપડાથી ઝીણવું; (લા.) મુદ્દાવાર ચર્ચા કરવી

**છત** સ્ત્રી. ધાબા નીચેની સપાટી

**છત** સ્ત્રી. હોવાપણું; વિપુલતા; **–તાં** અ. તોપણ; –તું વિ. ખુલ્લું; જીવતું; સીધું પાંસરું; ચત્તું

**છત્ર** [સં.] નપું. ઘુંમટ આકારનું દાંડા–સળિયાવાળું ઢાંકણ; **–ત્રી** સ્ત્રી. વરસાદ–ગરમીમાંથી બચવા વપરાતું નાનું છત્ર; ગાડાં–ગાડાનું ઢાંકણ; રાજા મહારાજાઓના અગ્નિદાહના કે દાટવાના સ્થાન ઉપર કરવામાં આવતી છત્રાકાર ચોગમ ખુલ્લી દેરી

**છમછરી** સ્ત્રી. સંવત્સરી, મરણ પામેલાંની તિથિએ કરવામાં આવતું શ્રાદ્ધ–બ્રાહ્મણભોજન વગેરે

**છમાસી** સ્ત્રી. મરણ પામેલાંની પહેલે વર્ષે છ મહિને આવતી તિથિ ઉપર કરવામાં આવતાં શ્રાદ્ધ–બ્રાહ્મણ-ભોજન વગેરે

**છરી** સ્ત્રી. કાતુ, પાળી; –રો પું. મોટી છરી; બંદૂકમા વપરાતી સીસાની ગોળી; સાઇકલ વગેરેનાં પૈડાંમાં વપરાતી પોલાદની ગોળી

**છળવું** સ. ક્રિ. છેતરવું, ઠગવું; છળ [સં.] નપું. કપટ, દગો

**છંછેડવું** સ. ક્રિ. છેડવું, સતાવવું; ચીડવવું; ઉશ્કેરવું

**છાજવું** સ. ક્રિ. છાપરાં વગેરે ઉપર વરણ નાખવું; ઢાંકવું, છાવું; અ. ક્રિ. –ને લાયક હોવું,–ને યોગ્ય હોવું; સારું દેખાવું; **છાજ** નપું. છાપરામાંનું આચ્છાદન, ઢાંકણ; **છાજલી** સ્ત્રી. બારીબારણાં ઉપર વાછટથી બચવા કરવામાં આવતું છાપરા ઘાટનું ઢાંકણ; નાનુ 'છજું'; અભરાઇ; **છાજિયું** નપું. (લા.) બે હાથથી છાતી પીટવાની ક્રિયા (શોક નિમિત્તે); **છજું** નપું. છાજ નીચે કાઢેલો ઝરૂખો

**છાણ** નપું. ગાયભેંસની વિષ્ઠા, ગોબર; –ણું સ્ત્રી. બાળવા માટે વપરાતું ગાય ભેંસનું કુદરતી સૂકું પોચકું અથવા છાણમાંથી થાપીને બનાવેલો ગોળાકાર, થાપોલિયું

**છાતી** સ્ત્રી. શરીરમાં પેટ ઉપરનો ગળા સુધીનો વિસ્તાર ; (લા.) હૈયું, દિલ; હિંમત

**છાત્ર** [સં.] પું. વિદ્યાર્થી –ત્રવૃત્તિ [સં.] સ્ત્રી. શિષ્યવૃત્તિ; –ત્રાલય [સં. પું. નપું.] નપું. વિદ્યાર્થિગૃહ

**છાનું** વિ. ઢાંકેલું, ગુપ્ત; મૂંગું

**છાપરું** નપું. ઘર ઉપર કરવામાં આવતું વળા–વંજી–નળિયાંનું કે પતરાંનું ઢાંકણ, છાજ; છાપરાવાળુ નાનું ઘર

**છાપવું** સ. ક્રિ. એક વસ્તુ બીજી ઉપર એવી રીતે દબાવવી કે એની આકૃતિ ઊઠે; બીબાં વડે આકૃતિ ઉઠાડવી; ચુમાર અને એવાં બીજા લખાણોની નકલ કરવી; **છાપ** સ્ત્રી. પ્રતિકૃતિ; (લા.) મન ઉપર પડેલી અસર; શેહ, પ્રભાવ; **છાપું** નપું. વર્તમાનપત્ર; બીબું (ગુલાબઅબીલ વગેરેથી રંગોળીના કામમાં વપરાય છે તે); તિલકિયું (તિલક ત્રિપુંડ્ર વગેરે કરવાની ઓઠી); **છાપો** પું. વર્તમાનપત્ર; (લા.) ઓચિંતો હુમલો લઇ જવો એ; **છપાઈ** સ્ત્રી. છાપ; છાપવાની રીત; **છપામણ** નપું., **છપામણી** સ્ત્રી. છાપવાનું મહેનતાણું; **છાપણી** સ્ત્રી. છાપવાની ઢબ કે ક્રિયા

**છાબ** સ્ત્રી. માંગલિક લૂગડાં –ઘરેણાં મૂકવાની વાંસની ચીપો કે ખજૂરીનાં પાંદડાંની ગૂંથેલી થાળી ઘાટની છાલકી; **૦ડી** સ્ત્રી. મીઠાઇ વગેરે ભરવાના છાલકી; **૦ડું** નપું. ત્રાજવાનું પલ્લું; ત્રાજવું

**છારી** સ્ત્રી. પરસેવાને લીધે શરીર ઉપર વળતો આછો સફેદ ક્ષાર; બકરી; –રું નપું. બકરું; –રો પું. એ નામની એક વાઘરી જેવી જાતનો પુરુષ

**છાલ** સ્ત્રી. ઝાડની ત્વચા; ૦ક સ્ત્રી. પાણીની છોળ; ૦કું નપું. છીછરું; (લા.) ઓછા દિલનું; આછકલું; ગધેડા ઉપર નાખવામાં આવતી માંડણી; –લું નાળિયેરી વગેરેના છોડાનું બનાવેલું ઘંટીમાંથી લોટ ઉઘારવાનું સાધન; છાલ; ચામડી પગનું ભિંગડું; –લિયું નપું. પહોળા મોંનું નાનું તાંસળું

**છાવું** સ. ક્રિ. માથે પથરાઇ રહે એમ ઢાંકવું; છાજવું; –વણી સ્ત્રી. લશ્કરી પડાવ; –વરવું સ. ક્રિ. ઢાંકવું

**છાશ(–સ)** સ્ત્રી. દહીં મથી કરાતું પ્રવાહી, મહી; –શિ(–સિ)યું વિ. છાશ જેવા પતલા દેખાવનું (સોનું વગેરે)

**છાંટવું** સ. ક્રિ. વિખેરાઇને કે ફોરાંરૂપે પડે એમ નાખવું; **છાંટ** સ્ત્રી. વરસાદ વગેરેનાં ટીપાં પડે એ, ફરફર; **છાંટો** પું. છાંટનું ટપકું; **છંટકોરવું** સ. ક્રિ. પાણી છાંટવું; **છંટકોર** સ્ત્રી., **છંટકાવ** પું. પાણી છાંટવું એ

**છાંડવું** સ. ક્રિ. છોડી દેવું; ફારગતી આપવી (સ્ત્રીની); ભાણામાં (અનાજ) પડતું; મૂકવું; –ણ નપું. છાંડેલું અનાજ, એઠું

**છાંદવું** સ. ક્રિ. જાડી થાપ આપે એમ લીંપવું; **છાંદો** પું. જાડું લીંપણ

**છાંય, ૦ડી** સ્ત્રી.; ૦ડો –યો પું. છાયા, પ્રકાશ આડે આવતી વસ્તુનો ઓછાયો

**છીછરું** વિ. થોડી ઊંડાઇવાળું (જળાશય વગેરે), છાછરું

**છીણવું** સ. ક્રિ. છૂંદો પાડવો, છાંણવું; મોળવું, સમારવું (શાક); **છીણી** સ્ત્રી. નાનો છીણો; **છીણો** પું. મોટી છીણી, પથ્થર લાકડાં વગેરે ફાડવાનું ઓજાર

**છીતરી** સ્ત્રી. નવેરી

**છીદરી** સ્ત્રી. ટપકીટપકીવાળી એક જાતની સાડી

**છીપ** સ્ત્રી. જેમાં મોતી થાય છે તેવા પ્રકારની માછલીનું કોચલું; **૦ની, ૦લી** સ્ત્રી. નાની છીપ; ૦ર સ્ત્રી. મોટી પાતળી શિલા; ૦રું નપું. લૂગડા; ધોવા માટેની નાની શિલા; **છીપો** પું. લૂગડાં છાપનાર કારીગરની એક નાતનો પુરુષ (અત્યારે મુસ્લિમ ધર્મ પાળે છે)

**છીબું** નપું. તપેલી ઉપર રાખવાનું તાસક જેવું ઢાંકણ

**છીંકવું** અ. ક્રિ. નાકમાંથી બળાત્કારે શ્વાસ મૂકવો; (લા.) વટકી પડવું, ગુસ્સો કરવો; **છીંક** સ્ત્રી. છીંકવાની ક્રિયા; –ણી સ્ત્રી. સૂંઘવાની તમાકુ, તપખીર

**છીંટ** સ્ત્રી. એક જાતનું રંગીન ભાતીગર કાપડ

**છીંડી** સ્ત્રી. વાડમાંથી નીકળવાનો નાનો ખાંચો; –ડું નપું. જરા મોટી છીંડી

**છૂટવું** અં. ક્રિ. બંધન જેવામાંથી અલગ થવું; (લા.) રજા મળવી; **છૂટ** સ્ત્રી. મોકળાશ; રજા; પરવાનગી; જતી કરેલી રકમ; વિપુલતા, છત; **છૂટી, છુટ્ટી** સ્ત્રી. રજા; પરવાનગી; **છૂટું, છુટ્ટું** વિ. મુક્ત, મોકળું; અલગ; ભભરું

(અનાજ લાપસી ભાત વગેરે); છૂટક વિ. અ. જથાબંધ નહિ તેવું, છૂટુંછૂટું; છૂટકો પું. બંધનમાંથી મુક્ત થવું એ; ઉપાય, નિસ્તાર; છુટકારો પું. બંધન વગેર માંથી મુક્ત થવું એ

છૂપવું, છુપાવું અ. ક્રિ. સંતાવું; છૂપું વિ. સંતાડેલું; ખાનગી, છાનું

છૂંદવું સ. ક્રિ. લોચો થાય એમ કચરવું; -ણું નપું. છૂંદવું એ; શરીર ઉપર સોયથી ટાંકીને પાડવામાં આવતાં ટપકાં-નિશાન, ત્રાજવાં; છૂંદો પું. છૂંદવાથી થતો આકાર; કેરી વગેરેની છીણનો કરવામાં આવતો પદાર્થ; પણો

છેકવું સ. ક્રિ. ચેરવું, ભૂંસવું; છેકો પું. છેકવાથી કે છેકવા માટે કરેલાં આંકો; ડાઘ

છેટું વિ. દૂર વેગળું; નપું. બે જગ્યા વચ્ચેનું અંતર; -ટે અ. દૂર

છેડવું સ. ક્રિ. અટકચાળું કરવું; [લા.] ખીજવવું; છેડ, છેડતી સ્ત્રી. ખાસ કરીને સ્ત્રીને બદદાનતથી અડપલું કરવું

છેડો પું. અંતનો ભાગ; હદ, સીમા; સાડીનો પાલવ; (લા૦) બૈરાંઓથી કરાતું કાણકૂટણું; છેડાછેડી સ્ત્રી. વરકન્યા યા દંપતીને માંગલિક પ્રસંગે પછેડી ને સાડીની બાંધવામાં આવતી ગાંઠ

છેતરવું સ. ક્રિ. છળવું, ઠગવું;-પિંડી, -બાજી, છેતરામણી સ્ત્રી. છેતરવાની ક્રિયા; છેતરામણ નપું. છેતરામણી; છેતરામણું વિ. છેતરનારું

છેદ [સં.] પું. કાપો; કાણું

છેરવું સં. ક્રિ. પાતળું હગવું

છેલ્લું વિ. આખરનું, છેવટનું

છેવટ,-ટે અ. છેલ્લે, આખરે; છેવાડું વિ. છેવટના ભાગમાં-છેક પાછલા ભાગમાં રહેલું

છૈયું નપું. છોકરું; સંતાન; -યો પું. છોકરો; પુત્ર

છોઈ સ્ત્રી. સાંઠા ઉપરથી ઉતારેલી પાતળી ચીપ; પતરાળાં કરવાની સળી

છોકરું નપું. બાળક; સંતાન; -રી સ્ત્રી. બાળકી; -રો પું. બાળક, છૈયો; -રમત સ્ત્રી., -રવાદ પું. બાળક જેવી થોડી બુદ્ધિ

છોગું નપું. કલગી જેમ ફગફગતો પાઘડી કે સાફાનો છેડો

છોડ નપું. નાનો રોપો; છોડી સ્ત્રી. છોકરી

છોડું નપું. સુકાયેલા લાકડાનું પતલું ફોડિયું;—ડિયું નપું. નાનું છોડું

છોતરું; -લું નપું. પતલું છોડું (ઝાડ, ફળ વગેરે), છાલનો ટુકડો

છોલવું સ. ક્રિ. ઉપર ઉપરથી ઉખેડવું; છાલ ઉખેડવી; છોલ પું. ઝાડની ઉખેડેલી છાલ; છોલવાથી પડેલાં છોડાં

છોળ સ્ત્રી. તરંગ, મોજું; છાલક

## જ

જ અ. ભાર મહત્ત્વ જરૂર વગેરે બતાવતો અવ્યય

જક [હિં.] સ્ત્રી. હઠ, જીદ; રકઝક; -કિયું, જકકી વિ. હઠીલું, જિદ્દી

**જકડવું** સ. ક્રિ. ચસકે નહિ એમ ખેંચીને સખત બાંધવું-પકડવું; **જકડ** સ્ત્રી. સખત પકડ, સકંજો

**જકાત** [આ.], **જગાત** સ્ત્રી. નાકાવેરો, દાણ; **-તી** વિ. જકાતને લગતું

**જખમ** પું. હથિયારના ઘાથી પડતો શરીર ઉપરનો ઊંડો કાપો; **-મી** વિ. ઘાયલ

**જગ,-જગત** નપું. વિશ્વ, દુનિયા

**જગા,-ગ્યા** સ્ત્રી. સ્થળ, ઠેકાણું; નોકરીનું સ્થાન; સાધુ બાવા ફકીર વગેરેને બેસવા-રહેવાનું સ્થાન

**જટા** [સં.] સ્ત્રી. બાવાઓ માથે ચક્રાકાર વાળનું ઝુંડ બાંધે છે એ આકાર; વડપીંપરની વડવાઇ; **-ટિયું** નપું. વાળની છૂટી કે ગૂંચવાયેલી લટ; **-ટિલ** [સં.] વિ. ગૂંચવાયેલું, અટપટું

**જઠર** [સં. પું.] નપું. હોજરી

**જડ** [સં.] વિ. જીવનરહિત, અચેતન; (લા.) લાગણી બુદ્ધિ કે સ્ફૂર્તિ વિનાનું; **૦થું** વિ. (લા.) તદ્દન જડ બુદ્ધિનું; **૦સુ, ૦સું** વિ. તદ્દન જડ શરીરવાળું, ખૂબ ખૂબ સુસ્ત

**જડ** સ્ત્રી. બારીક મૂળિયું; **-ડિયું** નપું. મળિયું; **-ડી** સ્ત્રી. દવાના કામમાં લાગે તેવી વનસ્પતિ; **-ડીબુટ્ટી** સ્ત્રી. જાદુઇ ગુણ ધરાવતી વનસ્પતિ (કાલ્પનિક); **૦બું** નપું. દાંતવાળું મોતું ઉપર નીચેનું હાડકું

**જડવું** સ. ક્રિ. સજ્જડ બેસાડવું; બેસણીમાં નંગ બેસાડવું; **-તર** સ્ત્રી. જડવાની રીત; વિ. જડાવ કામને લગતું; **-તું** વિ. બંધબેસતું; **-બેસ-(-સુ) લાક(-ખ)** અ. ખૂબ સજ્જડ; **જડાઈ** સ્ત્રી. જડતર; જડવાનું મહેનતાણું; **જડાઉ,(-વ)** વિ. જડેલું -નંગ બેસાડેલું; **જડામણ,(-ણી)** સ્ત્રી. જડાઈ; **જડિત, (-ત્ર)** વિ. જડેલું, નંગ-બેસાડેલું; **જડિયો** પું. હીરા-માણેક જડવાનું કામ કરનાર કારીગર

**જડવું** અ. ક્રિ. મળી આવવું, હાથ આવવું, લાધવું

**જણ** નપું. મનુષ્ય; પું. પુરુષ વ્યક્તિ, આદમી; સાથીદાર, ભેરુ; **-ણી** સ્ત્રી. સ્ત્રીવ્યક્તિ;**-ણું** નપું. માણસ

**જણવું** સ. ક્રિ. જન્મ આપવો; **-તર** સ્ત્રી. જણવું એ, પ્રસવ

**જણસ** સ્ત્રી. ચીજ, વસ્તુ; દાગીનો, અવેજ; પુરાત, સિલેક

**જતન** નપું. રક્ષણ, સંભાળ

**જથો(-ત્થો)** પું. સમૂહ; **-થા(-ત્થા)-બંધ** અ. મોટા જથામા

**જન** [સં. પું.] નપું. માણસ; **૦તા** [સં.] સ્ત્રી. લોકોનો સમૂહ; રેલ-વાહન

**જનેતા** સ્ત્રી. જન્મ આપનારી માતા

**જનોઇ** સ્ત્રી. નપું. યજ્ઞોપવીત, બ્રાહ્મણ વગેરે ત્રિવર્ણ વૈદિક વિધિ કરવા નિમિત્તે કંઠમાં ડાબા ખભા ઉપર આડો નાખે છે તે પવિત્ર દોરો; **૦વઢ,૦વાઢ** અ. ડાબે ખભેથી કેડના જમણા ભાગ સુધી આડો તલવારનો ઘા-ચીરો પડે એવી રીતે

**જન્મ** [સં. નપું.], **જનમ** પું. જન્મવું, પેદા થવું એ; જન્મારો; **જન્મવું, જનમવું** અ. ક્રિ. જન્મ લેવો-પેદા થવું; **જન્મારો, જનમારો** પું. જિંદગીનો સમય, ભવ

**જપ** [સં. પું.] નામ મંત્ર વગેરેનું રટણ; **૦વું** સ. ક્રિ. જપ કરવો; **-પિયો** પું. જપ કરવાવાળો બ્રાહ્મણ

**જપ્ત, જપત** વિ. ગુનાસર કબજે કરેલું; **જપ્તી, જપતી** સ્ત્રી. ગુનાસર કબજે કરવું એ; ટાંચ

**જબરું, જબ્બર** વિ. ભારે મોટું

**જમ.** પું. યમદેવ

**જમણું** વિ. પૂર્વદિશાએ ઊભાં રહેતાં દક્ષિણ દિશા તરફનું

**જમવું** સ. ક્રિ. ભોજન કરવું; **-ણ** નપું. જમવું એ; ભોજનની વાની; નાતવરો; **જમાડવું** સ. ક્રિ. (પ્રેરક) ભોજન કરાવવું

**જમા** [આ.] સ્ત્રી. ઊપજ આવક; **-મે** અ. ચોપડામાં આવકની બાજુએ; **૦ત** સ્ત્રી. એક નાત કે સંપ્રદાયનો સમૂહ; **૦દાર** [ફા.] પું. જમાખર્ચ રાખનારો; સિપાઇઓનો ઉપરી; **૦વ** પું. ભરાવો; **૦વટ** સ્ત્રી. વ્યવસ્થિત ભરાવો

**માઈ** પું. દીકરીનો વર

**માનો** [ફા.] પું. યુગ-લાંબા સમયનો કાળ

**મીન** [ફા.] સ્ત્રી. ભૂમિ, ભોંય; **૦દાર** વિ. પું. જમીનનો માલિક; **૦દોસ્ત** વિ. ભાંગી તોડી ભોંયસરખું કરેલું; પાયમાલ

**રવું** અ. ક્રિ. ઘસાઈ જવું, જીર્ણ વું; હજમ થવું, પચવું; **જરીપુરાણું** વિ. ખૂબ જીર્ણ

**રા** [આ.] લગાર, થોડું; **રક,-રીક** અ. ખૂબ થોડું; **૦તરા** અ. ખૂબ જ થોડું

**જરૂર** [આ.] સ્ત્રી. આવશ્યકતા; અ. અવશ્ય, નક્કી; **૦ત,-રિયાત** સ્ત્રી. આવશ્યકતા, અગત્ય; **-રી** વિ. જરૂરનું

**જલદ** [ફા.] વિ. ખૂબ જ તેજ; **-દી** [ફા.] અ. ઉતાવળથી, ઝટ

**જલસો** [આ.] પું. આનંદ ઉત્સવનો મેળાવડો; સંગીતનો મેળાવડો

**જવાબ** [આ.] પું. ઉત્તર; **-બી** વિ. જવાબ માટેનું

**જવું** અ. ક્રિ ગતિ કરવી; વીતવું; નાશ પામવું; **જવર-અવર** સ્ત્રી. જાઆવ; **જાકાર(-રો)** પું. 'જા' એવા તરછોડાટનો શબ્દ; **જાવ** સ્ત્રી. જવાની ક્રિયા; **જાવક** સ્ત્રી. જવાની ક્રિયા; ખરચ

**જળ** [સં.] નપું. પાણી; **-ળાધારી** સ્ત્રી. મહાદેવના લિંગની બેસણી; **-ળાશય** નપું. વાવ, કૂવા, તળાવ વગેરે પાણીનું સ્થળ **-ળોદર** નપું. પેટમાં પાણી ભરાવાનો એક રોગ

**જળસ** નપું. ઝાડા વાટે પડતો આમ-કાચો પરુ જેવો ચીકણો મળ

**જંગલ** [ફા. સં.] નપું. વન; **-લી** વિ. વનવાસી; (લા.) અણઘડ, રોંચું

**જંજાળ** સ્ત્રી. ઉપાધિ; (લા.) ખૂબ કામધંધામાં રોકાવું એ

**જંતુ** [સં. પું.] નપું. નાનું જીવડું

**જંપવું** અ. ક્રિ. નિરાંત વાળી રહેવું; શાંતિ પકડી રહેવું; **જંપ** પું. સુખ-શાંતિ, નિરાંત

**જાગવું** અ. ક્રિ. ઊંઘમાંથી ઊઠવું; (લા.) પ્રમાદમાં ન રહેવું; **—રણ** નપું. જાગવું એ; **-રિયો** પું. જાગરણ કરનારો (ભૂવાનો સાથી

**જાચક** પું. ભિખારી

**જાજરૂ,-રું** નપું. સંડાસ, પાયખાનું

**જાડું** વિ. દળદાર; ઘટ્ટ, ઘાટું; (લા.) મંદબુદ્ધિનું; ગામડિયું

**જાણવું** સ. ક્રિ. સમજવું, જ્ઞાન હોવું; **જાણ** વિ. જાણકાર; **જાણ** સ્ત્રી. માહિતી; ઓળખાણ; **જાણકાર** વિ. જાણવાળું, માહિતીવાળું; **જાણકારી** સ્ત્રી. માહિતી હોવાપણું; **જાણભેદુ** વિ. વાતનો ભેદ જાણનાર; અંદરની માહિતીવાળું ; **જાણીતું** વિ. ઓળખીતું; માહિતગાર; **જાણે, જાણેકે** અ. (ઉત્પ્રેક્ષા બનાવતાં) માનો કે, ન હોય !

**જાત** સ્ત્રી. જાતિ, વર્ગ; નાત, જ્ઞાતિ; પંડ, દેહ; **-તે** અ. પંડે, પોતે; **૦વંત, ૦વાન** વિ. કુલીન, ખાનદાન

**જાત્રા** સ્ત્રી. યાત્રા, તીર્થાટન

**જાથુ,-થૂક** અ. હંમેશ રહે-વસ્યા કરે એ રીતે

**જાદુ,-દૂ** [ફા.] પું. નપું. મંત્ર તંત્ર કે હાથચાલાકીનું કામ; **-દુ(-દૂ)ઈ** વિ. જાદુ ભરેલી, ચમત્કારિક

**જાન** સ્ત્રી. લગ્નમાં વર સાથે જનારો સમૂહ;**-નીવાસો** પું. જાનનો ઉતારો; **-નૈયો** પું. જાનમાં જનારો આદમી; **-નરાણી, -નરડી** સ્ત્રી. જાનૈયા સ્ત્રી

**જાન** નપું. નુકસાન, હાનિ

**જાન** [ફા.] પું. પ્રાણ; **૦વર** [ફા.] નપું. પશુ; સરપ; **-ની** [ફા.] જિગર જાન, પ્રાણપ્રિય

**જાપતો** પું. પાકો બંદોબસ્ત; કાબુ

**જામવું** અ. ક્રિ. ઘન થવું, બાઝવું; સ્થિર થવું; (લા.) પૂર બહારમાં ખીલવું, મચવું; **-ણ** નપું. મેળવણ (દૂધમાં નાખવામાં આવતી છાશ )

**જામિ(-મી)ન** [આ.] પું. બીજાની જોખમદારીની કબૂલાત લેનાર; **-ગીરી** સ્ત્રી. જામીન થવું એ

**જારી** [આ.] અ. ચાલુ

**જાસૂસ** [આ.] પું. શત્રુની હિલચાલ ઉપર ધ્યાનરાખનારો ગુપ્તચર; **-સી** સ્ત્રી. ગુપ્તચરનું કામ; **જાસો** પું. અંગત વેર વાળવા લોકોને ધમકી આપવામાં આવે છે એ; એવી ધમકી લખી હોય તેવી ચિઠ્ઠી; **-સાચિઠ્ઠી** સ્ત્રી. જાસો લખાયો હોય તેવી ચિઠ્ઠી

**જાહેર** વિ. પ્રસિદ્ધ, ખુલ્લેખુલ્લું; સાર્વજનિક; **-રાત** સ્ત્રી. પ્રસિદ્ધિ; જાહેર ખબર

**જાળ** સ્ત્રી. માછલાં પંખી વગેરે પકડવાની ગૂંથેલી જાળી; કરોળિયાનું જાળું; (લા.) ફાંદો, ફરેબ, કાવતરું; **-ળિયું** નપું. જાળીવાળું દીવાલનું બાકોરું; **-ળી** સ્ત્રી. આડા અવળા સળિયાવાળી રચના; એવી રચનાવાળું બારણું; ભમરડો ફેરવવાની દોરી

**જાળવવું** સ. ક્રિ. સંભાળવું, સાચવવું; **–ણી** સ્ત્રી. સંભાળ, સાચવણી

**જાંઘડ** વિ. કિંમત આપ્યા સિવાયનું - દેખાડવા લીધેલું

**જાંઘ** સ્ત્રી. સાથળ; **–ઘિયો** પું. જાંઘ ઢાંકે તેવો તંગિયો, ટૂંકી ચડ્ડી

**જિલ્લો** પું. વિભાગ; મહોલ્લો; કલેક્ટરની દેખરેખ નીચે મુકાતો દેશનો ભાગ; મોટી કોઠી (દાણા ભરવાની)

**જિંદગી** [ફા.], **–ગાની** સ્ત્રી. જીવન; જન્મારો; આયુષ્ય

**જી** અ. 'જય થાઓ' એ ઉદ્દેશે મોટાઓ તરફ આદરથી બોલવામાં આવતો ઉદ્ગાર; નામોને છેડે આદર માટે મુકાતો શબ્દ; **૦કાર** પું. 'જી–જી' કરી આપવામાં આવતો જવાબ

**જીત** સ્ત્રી. વિજય; **૦વું** સ. ક્રિ. વિજય મેળવવો; **જિતાડવું** સ. ક્રિ. (પ્રેરક) વિજય કરાવવો

**જીન** નપું. ઘોડાનું પલાણ; એક જાતનું જાડું કાપડ; **૦ગર** પું. જીન બનાવનાર

**જીભ** સ્ત્રી. બોલવાની કર્મેન્દ્રિય; (લા.) વાચા, વાણી; જોડાની આગલી અણી; ટાંક, અણિયું; **–ભી** સ્ત્રી. જીભના આકારનો કોઈપણ પદાર્થ; જીભની ઓળ ઉતારવાનું સાધન; ઊલ; **જિભાળ, –ળું** વિ. (લા.) બહુ બોલું; અસભ્ય; **જીભાજોડી** સ્ત્રી. (લા.) બોલાબોલી

**જીવ** [સં.] પું. શરીરમાંનું ચેતન તત્ત્વ, પ્રાણ; (લા.) મન, દિલ; પૂંજી, દોલત; કસ, સાર; **૦ડું** નપું. જંતુ; **૦ન** [સં.] નપું. જીવવું એ, આયુષ્ય; જિંદગી, જન્મારો; **૦લેણ** વિ. જીવ હરી લે તેવું; **જીવવું** અ. ક્રિ. પ્રાણ ધારણ કરી રહેવું; હયાત હોવું; જીવન ગુજારવું; **જીવતર** નપું. જન્મારો, જિંદગી; **જિવાઈ** સ્ત્રી. ભરણ પોષણની બાંધી આપેલી રકમ કે જમીન; **જિવાડવું** સ. ક્રિ. (પ્રેરક) મરતું બચાવવું; **જીવાત** સ્ત્રી. ઝીણાં જીવડાંનો સમૂહ; **જીવાદોરી** સ્ત્રી. આયુષ્ય

**જીંડવું** નપું. છોડનો બીજવાળો કોશ

**જુક્તિ** સ્ત્રી. યુક્તિ, હિકમત

**જુગ** પું. જમાનો; **જુગતું** વિ. બંધ બેસતું

**જુગાર** પું. જૂગટું, દ્યૂત; **–રી** વિ. જુગાર રમનાર

**જુદું** વિ. અલગ, નોખું; **–દાઈ** સ્ત્રી. જુદાપણું

**જુબાની** સ્ત્રી. બોલીને જણાવેલી હકીકત

**જુમલો** પું. સરવાળો, એકંદર આંકડો,

**જુલમ** પું. કેર, જબરદસ્તી; **૦ગાર, –મી** વિ. જુલમ કરનાર

**જુલાબ** પું. ઝાડા થાય તેવી દવા આપવી એ, રેચ; દસ્ત, જાડો

**જુવાન** વિ. યુવાવસ્થામાં રહેલું; **–ની** સ્ત્રી. યુવાવસ્થા

**જુવાળ** પું. ભરતી

**જુસ્સો** પું. આવેગ, ઊભરો; (લા.) જોમ, બળ

**જૂ** સ્ત્રી. માથાના વાળ વગેરેમાં થતી એક જીવાત

**જૂગટું** નપું. જુગાર; **–ટિયું** વિ. જુગારી

**જૂજ** વિ. થોડું

**જૂઠું** વિ. અસત્ય; નપું. જૂઠાણું; **જૂઠ,–ઠાણું** નપું. અસત્ય બોલવું એ, જૂઠી વાત; **જૂઠણ** નપું. એઠું

**જૂતવું** અ, ક્રિ, જોડાવું; **જૂતિયું** નપું. પગરખું; **જોડવું** સ. ક્રિ. (પ્રેરક) બે પદાર્થોને સાથે સાંધવા–મૂકવા; **જોડાણ** નપું. જોડવું એ; **જોડ, જોડી** સ્ત્રી. બે પદાર્થોનો સમૂહ; **–ડું** નપું. બે પદાર્થોનો સમૂહ; દંપતી; **જોડો** પું. પગરખું; **જોડણી** સ્ત્રી. અક્ષરોનું જોડાણ; **જોડિયું** નપું. જોટો

**જૂનું** વિ. પુરાણું, અગાઉનું; ઘસાયેલું, જીર્ણ; **જુનવટ** સ્ત્રી. જૂનાપણું; **જુનવાણી** વિ, જૂના સમયનું; (લા.) જૂના વિચારનું

**જે** સર્વ. 'તે' નું સાપેક્ષ; અ. કે (ઉભયાન્વયી)

**જેજે** અ. 'જય–જય' નો ઉદ્‌ગાર

**જેટલું** સર્વ. જેવડા કદ–માપ–પ્રમાણનું

**જેઠ** પું. વરનો મોટોભાઈ; એ નામનો ઉનાળાનો છેલ્લો મહિનો; **–ઠાણી** સ્ત્રી, જેઠની પત્ની

**જેમ** અ. જેવી રીતે; ૦કે અ. દાખલા તરીકે

**જેલ** [અં.] સ્ત્રી. કેદખાનું

**જેવડું** સર્વ. જેટલા કદનું

**જેવું** સર્વ. જે પ્રકારનું

**જોઈએ** (વર્તમાનકાળ કર્મણિ રૂપ) ની જરૂર હોય; **–તું** વિ. –ની જરૂર હોય તેટલું

**જો** અ. (ઉભયાન્વયી) શરતવાચક– 'તો' નું સાપેક્ષ; ૦કે અ. અગર જો

**જોખમ** નપું. નુકસાન કરે તેવું કામ; (લા.) સાહસ; **જોખો** પું. નુકસાન

**જોખવું** સ. ક્રિ. વજન કરવું; **જોખ** પું. વજન કરવું એ; વજન

**જોગ,–ગું** વિ. અ. ને ઉદ્દેશી; –ને લાયક; **જોગ** પું. ગોઠવણ; જોગવાઇ; **જોગવાઈ** સ્ત્રી. સરખાઇ, અનુકૂળતા

**જોગાણ** નપું. ઘોડા બળદ વગેરેને અપાતી ચંદી

**જોતર,–રું** નપું. ધૂંસરી સાથે બળદને જોડવાનો બદામ આકારનો પટ્ટો; (લા.) બંધન; **જોતરવું** સ. ક્રિ. બળદવધૂંસરે બાંધવું

**જોર** [ફા.] નપું. બળ, તાકાત; **–રાવર** વિ. ખૂબ બળવાન

**જોવું** સ. ક્રિ. દેખવું (આંખથી); (લા.) તપાસવું; વાંચવું; પ્રયોગ કરવો; **જોણું** નપું. જોવા લાયક તમાસો

**જોસ,–ષ** પું. જ્યોતિષનો ફળાદેશ; **–શી,(–ષી)** પું. જ્યોતિષ જોવાનો ધંધો કરનાર; વિ. બ્રાહ્મણોની એવી અટક-વાળું

**જોશ,–સ** [ફા.] નપું. બળ, તાકાત; ભારે તાણ (પાણીનું); વેગ; **–શીલું, (–સીલું)** વિ. જોશવાળું, વેગવાન

**જ્ઞાતિ** [સં.] સ્ત્રી. નાત

**જ્ઞાન** [સં.] નપું. સમજ; ભાન; **–ની** [સં.] વિ. જ્ઞાનવાન

**જ્યારે** અ. જે વખતે

**જ્યાં** અ. જે સ્થળે

## ઝ

**ઝઘડવું** સ. ક્રિ. કજિયો કરવો, લડવું; **ઝઘડો** પું. કજિયો, તકરાર; **ઝઘડિયું** વિ. ઝઘડાખોર

**ઝઝૂમવું** અ. ક્રિ. લડાઈમાં ઘૂમવું

**ઝટ** અ. તરત, એકદમ; ૦**પટ** અ. તરત જ; **ઝડતી** સ્ત્રી. (લા.) બારીક તપાસ કરવી; **ઝડપ** સ્ત્રી. વેગ, ત્વરા, ઉતાવળ; **ઝડપી** સ્ત્રી. ઉતાવળું; **ઝડી** સ્ત્રી. એકી સાથે વરસાદનું પડવું એ

**ઝણ** સ્ત્રી. વરસાદની ફર; બળતરા; ૦**ઝણવું** અ. ક્રિ. ખાલીના જેવી અસર થવી; ૦**ઝણાટ** પું. એવી અસર

**ઝપટ** સ્ત્રી. ઉતાવળ; ખૂંચવી લેવું એ; **ઝપાઝપી** સ્ત્રી. હાથોહાથની લડાઇ, મારામારી; **ઝપાટો** પું. ઝડપથી કરવામાં આવતી ક્રિયા; **ઝપેટવું** અ. ક્રિ. ઝપાટો કરવો

**ઝબ(-બૂ)કવું** અ. ક્રિ. પ્રકાશનો ઝબકારો થવો; **ઝબકારો** પું. પ્રકાશની રેખા દેખાવી એ

**ઝબો,-બ્બો,-ભો,-ભ્ભો** પું. લાંબો અને ખૂલતો ડગલો; લાંબું અને ખૂલતું પહેરણ; **-બલું,-ભલું** નપું. બાળકનું પહેરણ

**ઝબોળવું** સ. ક્રિ. પાણીમાં પૂરેપુરું ડૂબે એમ કરવું; **ઝબોળો** પું. એવી રીતે ઝબોળવાની ક્રિયા

**ઝમવું** અ. ક્રિ. બારીક છિદ્રો વાટે ટશિયાના રૂપમાં ટપકવું

**ઝરડવું** અ. ક્રિ. છાશ વલોવતાં ઝરડક કરવા; **ઝરડકો** પું. ઝરડવાની ક્રિયા, એવો અવાજ (કપડું ફાટવા વગેરેનો); **ઝરડું** નપું. ઝાંખરું, કાંટાવાળું નાનું ડાળું

**ઝરવું** અ. ક્રિ. ટપકવું, (પ્રવાહીનું) ધીમે ધીમે બિંદુરૂપે પડવું; **-ણ** [સં.] **-ણું** નપું. જમીન કે પહાડમાંથી ઝરતો પાણીનો નાનો વહેળો; **-રો** પું. મોટું ઝરણું; **ઝારવું** સ. ક્રિ. (પ્રેરક) (લા.) ઊના પાણીની ધારથી શેકવું; ઝારણથી ધાતુના વાસણને રેણ કરવું; **-ણ** નપું. રેણ કરવું એ; રેણ; **ઝારી** સ્ત્રી. નાળચાવાળી ટોયલી; પેણામાંથી તળેલો પદાર્થ કાઢવાનો કાણાવાળો ડોયો; **ઝારો** પું. મોટી ઝારી

**ઝરૂખો** પું. મેડી -મહેલાતમાં દીવાલ બહાર કાઢવામાં આવેલો મોટો ગોખ, છજું, રવેશ

**ઝંખવું** સ. ક્રિ. વાણીથી આતુરતાપૂર્વક ઇચ્છા બતાવવી; નિદ્રામાં બોલવું એ; **-ના** સ્ત્રી. ઝંખવું એ; (લા.) લાલસા

**ઝંડો** પું. (લાકડીમાં ખોસેલો) વાવટો, ધ્વજ; **-ડી** સ્ત્રી. નાની વાવટી

**ઝંપલાવવું** અ. ક્રિ. યાહોમ કરીને કૂદી પડવું; (લા.)સાહસ ભરેલું કામ કરવું; **ઝંપાવવું** અ. ક્રિ. ઝંપલાવવું

**ઝાઈ** વિ. (લા.) રક્ષક; મિત્ર

**ઝાકળ** સ્ત્રી. ઓસ, ઉનાળાના આરંભે સવારમાં પડતું ભીનાશ ભરેલું ધુમ્મસ

**ઝાઝું** વિ. ખૂબ ઘણું
**ઝાટકવું** સ. ક્રિ. સૂપડા વડે સોવું-ઊપણવું; જોરથી ખંખેરવું; (લા.) ઠપકો આપવો; **ઝાટકણ** નપું. ઝાટકવાથી નીકળતું કસ્તર; **–ણી** સ્ત્રી. (લા.) ઠપકો દેવો એ; **ઝાટકો** પું. હથિયારનો ઘા મારવો એ
**ઝાડ** નપું. વૃક્ષ; **૦વું** નપું. નાનું ઝાડ; **ઝાડે** અ. (લા.) હગવાને; **ઝાડો** પું. (લા.) વિષ્ઠા; દસ્ત, જુલાબ; ઝડતી; **ઝાડવું** સ. ક્રિ. સાફ કરવું; વાળવું; **ઝાડુ** નપું. સાવરણી; સાવરણીથી વાળવું –ઝૂડવું એ
**ઝાપટ** સ્ત્રી. ચપટ ફટકો, અડફટ; **–ટિયું** નપું. સાફસૂફ કરવા લાકોટિયાને છેડે બાંધેલું કપડું; **–ટિયો** પું. વૈષ્ણવ મંદિરોમાં દર્શનાર્થીની ભીડને હઠાવવા ઝાપટ મારનારો; **–ટું** નપું. વરસાદની થોડા સમય પૂરતી ચાલતી ઝડી; **૦વું** સ. ક્રિ. કપડાથી ઝાપટ મારી સાફસૂફ કરવું; (લા.) ખૂબ ખાવું
**ઝામરી** સ્ત્રી. હથેલી કે પગના તળામાં થતો ફોલ્લો; **–ર,–રો** પું. આંખનો એક રોગ
**ઝાલક** સ્ત્રી. પ્રવાહીની છોળ
**ઝાલર** સ્ત્રી. વાલ–ઓળિયાની દાળ; મોગરીથી વગાડવાની ઘડિયાળ; વસ્ત્રોમાં કે ચંદરવા વગેરેની કિનારીએ ચીણવાળી કરવામાં આવતી કોર; **–રી** સ્ત્રી. વગાડવાની નાની ઝાલર
**ઝાલવું** સ. ક્રિ. પકડવું; કેદ કરી રાખવું; (વાએ) પકડવું
**ઝાળ** સ્ત્રી. જ્વાળા; (લા.) ક્રોધનો આવેશ
**ઝાંઈ,–ય** સ્ત્રી. આછો પ્રકાશ
**ઝાંખરું** નપું. કાંટાવાળું કે કાંટાવિનાનું લીલું સૂકું ડાળું
**ઝાંખું** વિ. અસ્પષ્ટ દેખાતું; આછા રંગનું; **ઝાંખ** સ્ત્રી. આંખે પ્રકાશનું ઓછું દેખાવું એ; **ઝાંખપ** સ્ત્રી. ઝાંખાપણું; ઝાંખ; **ઝાંખી** સ્ત્રી. ઝાંખો ખ્યાલ કે દર્શન; ભાવપૂર્વક ઠાકોરજીનાં દર્શન કરવાં એ
**ઝાંઝ** નપું. મોટું કાંસિયું, કાંસીજોડ **૦ર** નપું. પગનું સાંકળું; **–રિયાં** નપું., બ. વ. બાળકના પગનાં પોલરાં; (લા.) બેડી; **–રી** સ્ત્રી. બાળકના પગનું પોલરું
**ઝાંપ** સ્ત્રી. નાની છાબડી; **–પી** સ્ત્રી. વાંસ કે ખજૂરીનાં પાતરાંના પેટી આકારની દાબડી; **–પો** પું. દરવાજો; **–પલી**, સ્ત્રી. નાનો ઝાંપો; (લા., ગામડામાં ઝાંપા ઉપર કે એ નિમિત્તે લેવાતો લાગો; **–પડો** પું. (ઝાંપા નજીક રહેવાને કારણે) ભંગી; **–પડી** સ્ત્રી. ભંગિયણ
**ઝિયાણું** નપું. પહેલી સુવાવડ પછી દીકરીને બાળક સાથે વળાવવી એ; એ વખતની કરવામાં આવતી રીત
**ઝીક** સ્ત્રી. કસબા તાર
**ઝીણું** વિ. બારીક, નાનું; અણીદાર, તીણું; નાજુક; પતલું; મંદ (અવાજ); **–ણવટ** સ્ત્રી. બારીકી; (લા.) ચતુરાઈ

**ઝીલવું** સ. ક્રિ. અધ્ધરથી આવતું પકડવું; નાહવું

**ઝીલો** પું. માટીનું મોટું વાસણ, મોટી કોઠી

**ઝીંકવું** સ. ક્રિ. જોરથી પછાડવું; **ઝીંક** સ્ત્રી. સખત પછાડ; (લા.) ટકાઉપણું, મજબૂતી

**ઝીંથરાં** નપું. બ. વ. માથાના અવ્યવસ્થિત અને છૂટા વાળ, ઝટિયાં

**ઝુંડ** નપું. ટોળું; વનસ્પતિ–વૃક્ષોનો મોટો ઘેરો

**ઝુંબેશ** સ્ત્રી. જોશવાળી હિલચાલ–ચળવળ

**ઝૂકવું** અ. ક્રિ. નીચે લચકી પડે એમ હોવું; વાંકા વળવું; (ઊંટનું) બેસવું; **ઝુકારવું** સ. ક્રિ. (પ્રેરક) (ઊંટને) બેસાડવું; **ઝુકાવવું** સ. ક્રિ. (પ્રેરક) નમાવવું; યાહોમ કરી ઝંપલાવવું

**ઝૂડવું** સ. ક્રિ. ધોકા કે બૂંધા વડે ખંખેરવું; એ રીતે ઠોકવું; **ઝૂડ** નપું. મોટો મગર; **ઝૂડી** સ્ત્રી. સંખ્યા થઈ શકે એવી સળીનો આકારની ચીજોની થકડી; **ઝૂડો** પું. મોટા ઝૂડી; કૂંચીઓનો, લૂમખો

**ઝૂરવું** અ. ક્રિ. તલસવું; ક્ષીણ થવું

**ઝૂલવું** અ. ક્રિ. હીંડોળે હીંચવું; ડોલવું; લટકવું; **ઝૂલ** સ્ત્રી. વસ્ત્રની હલતી કિનારી, ઝાલર; હાથીની અંબાડીનું હલતું પાથરણું; બળદ કે ઘોડાનો ઓઢો; **ઝૂલો** પું. હીંચકો; હીંડોળો

**ઝૂંટવું** સ. ક્રિ. બળજબરીથી લઈ લેવું, આંચકવું; **ઝૂંટ** સ્ત્રી. આંચકી લેવું એ

**ઝૂંપડી** સ્ત્રી. નાનું ઝૂંપડું; **–ડું** નપું. ઘાસપાલાના છાજવાળું નાનું કાચું ઘર

**ઝેર** પું. વિષ; (લા.) વેર; ઈર્ષ્યા

**ઝોકું** નપું. ઊંઘનું ડોલું; **–કો** પું. ઝોકું; આંખમાં વાગતો હેલો

**ઝોડ** નપું. ભૂત પ્રેત વગેરે વળગણ

**ઝોલું** નપું. ઊંઘનું ડોલું

**ઝોળી** સ્ત્રી. ચાર છેડાવાળા ચલાકાની ઝૂલતી થેલી; બાળકના ઘોડિયાંનું ઝૂલતું પાથરણું

## ટ

**ટકટકાટ** પું. ટકટક અવાજ; (લા.) કંટાળો આવે તેવો અવાજ; ટોકવું એ

**ટકવું** અ. ક્રિ. લાંબા સમય સુધી સ્થિર થઈ રહેવું; નભવું, ચાલવું; **ટકાઉ** વિ. ટકી રહે તેવું, મજબૂત; **ટકાવ** પું. ટકાઉપણું, મજબૂતી; સામનામાં ટકી રહેવું એ

**ટકો** પું. ત્રણ પૈસા; નાણું; સેંકડાની ગણતરીમાં એકનો એકમ, પરસંટેજ; બોડિયું માથું

**ટકોરવું** સ. ક્રિ. ટકોરા મારવા; (લા.) ટોકવું, ગોદાટવું, મેણું મારવું; **ટકોર** સ્ત્રી. (લા.) ટોકણી, ગોદાટ, મેણું; **ટકોરો** પું. રણકો વાગે એવો ઠોક; ઠોકનો રણકો; **ટકોરખાનું** નપું. જ્યાં ચોઘડિયાં વાગતાં બેસાડ્યાં હોય તે જગ્યા, નગારખાનું

**ટકરાવું** અ. ક્રિ. નક્કર ચીજોનું અથડાવું; **ટક્કર** સ્ત્રી. અથડામણ

**ટચલી** સ્ત્રી. હાથ–પગની નાની પાંચમી આંગળી; **ટચકું**, **ટચૂકડું** વિ. ખૂબ નાનું

**ટટા(–ટ્ટા)ર** વિ. સીધું ઊભું, અક્કડ

**ટટ્ટી** સ્ત્રી. વાંસની ચીપનો કે એવાં પાતરાંનો પડદો; સુગંધી વીરણ-વાળાનો પડદો; (હિંદી પ્રયોગ) (લા.) જાજરૂ

**ટટ્ટુ** નપું. ઠિંગણું મજબૂત ઘોડું; નાનું નબળું ઘોડું

**ટપકવું** અ. ક્રિ. ચૂવું, ટીપે ટીપે ચૂવું; **ટપકાવવું** સ. ક્રિ. (પ્રેરક) (લા.) લખી લેવું, નોંધી લેવું; **ટપકિયું** નપું. ટપકવું એ; એકાએક થતું મૃત્યુ; **ટપકું** નપું. બિંદુ, ટીપું; ટીલા; ચિહ્ન; ટીપકી, ટીલડી; **ટપકો** પું. જન્માક્ષર, જન્મપત્રિકા

**ટપલી** સ્ત્રી. માથા ઉપર કે અંગ ઉપર ધીમી થપાટ, ટાપલી; **–લું** નપું. કુંભારનું વાસણને ઘાટ આપી મજબૂત કરવાનું સાધન; વાળંદની અસ્ત્રો ચડાવવાની ચામડાની ચીપ; **–લો** પું. હાથનાં આંગળાની માથા ઉપરની થપાટ; (લા.) વાળંદ; **ટપાટપી** સ્ત્રી. (લા.) બોલચાલની મારામારી **ટપોટપ** અ. જલદી, તરતજ

**ટપવું** સ. ક્રિ. ઓળંગી જવું, કૂદી જવું; ચડિયાતા થવું

**ટપાલ** સ્ત્રી. પોસ્ટ, ડાક; **–લી, લિયો** પું. ટપાલનો હેલકરી, પોસ્ટમૅન

**ટપ્પો** પુ. અમુક અંતરનો ગાળો, અંતર; રસ્તા ઉપર અમુક અમુક અંતરે આવતો વિસામો, મજલો; ઘોડા કે બળદનો એકો; (લા.) ગપ્પું; એક બીજાને પકડવા જાય એવા પ્રકારનું બે જણનું એક ગીત-નૃત્ય

**ટલ્લો** પું. ધક્કો; આંટોફેરો

**ટશિયો** પું. ઉઝરડામાંથી કે ફાટમાંથી લોહી કે પાણીનું ફૂટી આવવું એ; એની રેખા

**ટહુકો** પું. કોયલ કે મોરનો બોલવાનો અવાજ; (લા.) ચાલતી વાતમાં હુંકારો

**ટહેલવું** અ. ક્રિ. આમતેમ ફરવું, આંટા ફેરા કરવા; (લા.) ગામમાં ટહેલ નાખવી; **ટહેલ** સ્ત્રી. આંટા-ફેરા; (લા.) માગણની આંટાફેરા મારતે મારતે કહેવામાં આવતી સંગીતના ઢાળવાળી ઉક્તિ; વિવેક ભરેલી માગણી

**ટળવું** અ. ક્રિ. દૂર થવું; નજરથી ખસી જવું; સાજા થવું, મટવું; **ટાળવું** સ. ક્રિ. (પ્રેરક) ખસેડવું; દૂર મૂકવું

**ટાચકો** પું. 'ટચ' એવો અવાજ, ટચાકો

**ટાટ** નપું. સણિયું; પું. મોટી ચપટી થાળી; **–ટિયું** નપું. સણિયું; **–ટું** નપું. ઘાસ પાલાની ચીપોની ગૂંથેલી ભીંત

**ટાઢ** સ્ત્રી. ઠંડી; **–ઢું** વિ. ઠંડું, શીતળ; (લા.) મંદ પ્રકૃતિનું, ધીમું; **–ઢિયો** પું. ટાઢ આવી આવતો તાવ, મૅલેરિયા; **–ઢી** સ્ત્રી. મુડદું બાળ્યા પછી ઠારવામાં આવેલી રાખ; **–ઢો** પું. શરીરના રોગવાળા ભાગ ઉપર રાખનાં ટપકાં કરી મારવામાં આવતો ડામ; **–ઢોડું** નપું. વરસાદને લીધે થયેલું ઠંડું વાતાવરણ

**ટાણું** નપું. સમય; (લા.) સારો અવસર

**ટાપ(૦ક)ટીપ(૦ક)** સ્ત્રી. વસ્ત્રાદિકની સજાવટ; મરામત

**ટાપશી(-સી)** સ્ત્રી. ચાલતી વાતમાં સંમતિસૂચક શબ્દ

**ટાપુ** પું. બેટ

**ટાયડું** વિ. અથડાતા પગે ચાલતું નાનું (ઘોડું)

**ટાયલું** નપું. બિનજરૂરી દોઢ ડહાપણની વાત

**ટાળો** પું. વરતામણ, ઓળખ

**ટાંકવું** સ. ક્રિ. અણીદાર હથિયારથી ખોતરવું; **-ણી** સ્ત્રી. કાગળ વગેરેમાં ખોસવાની ઝીણા તારની સળી, પિન, ટાંચણી; **-ણું** નપું. ખોતરવાનું અણીદાર ઓજાર; **ટાંકી** સ્ત્રી. (લા.) ચાંદીનો રોગ; કારી, લાગ; **ટાંકો** પું. સિલાઇનો બખિયો

**ટાંકી** સ્ત્રી. પાણી ભરવાની છોબંધ કે લોઢાની કોઠી; **-કું** નપું. ઘરમાં જમીન નીચે વરસાદનું પાણી ભરી રાખવાનું ભોંયરું

**ટાંગ** સ્ત્રી. પગ; **-ગો** પું. પગ; એકો, ટપ્પો; **ટાંગવું** સ. ક્રિ. લટકતું રાખવું

**ટાંચવું** સ. ક્રિ. ટપકાવવું, લખવું; **ટાંચ** સ્ત્રી. ઘટ, ઊણપ; (લા.) જપતી; **ટાંચણી** સ્ત્રી. ટાંકણી

**ટાંટિયો** પું. (તુચ્છકારમાં) પગ

**ટાંડો** પું. અંગારો

**ટાંપવું** સ. ક્રિ. તલપી રહેવું; રાહ જોઇ ઊભા રહેવું; **ટાંપું** નપું. નકામો ફેરો-ધક્કો

**ટિંગાવું** અ. ક્રિ. લટકવું; **ટિંગાડવું** સ. ક્રિ. (પ્રેરક) લટકાવવું

**ટિંબો** પું. દટાયેલી જગ્યાનો ટેકરો

**ટીકડી** સ્ત્રી. નાની ચપટી ચકતી

**ટીકા** [સં.] સ્ત્રી. સમજૂતી, વિવરણ; (લા.) ગુણદોષ પૂર્વકની સમાલોચના; (લા.) નિંદા, વગોવણી

**ટીખળ** નપું. મજાક ખાતર કરેલું અડપલું; **-ળી** વિ. મજાકખોર, મશ્કરું

**ટીપવું** સ. ક્રિ. ચપટ થાબડવું; (લા.) મારવું, ઠોકવું; **-ણી** સ્ત્રી. ધાબાં ટીપવાં એ; ટીપવાનું ઓજાર; **-ણું** નપું. કડિયાનું છો ટીપવાનું ઓજાર; જોશીનું પંચાંગ; **ટીપ** સ્ત્રી. યાદી; ફાળો

**ટીપું** નપું. પ્રવાહીનું બિંદુ

**ટીલી** સ્ત્રી. નાનો ચાંલ્લો; ટપકી; **-લું** નપું. માથામાં કરવામાં આવતું તિલક ત્રિપુંડ્ર વગેરે નિશાન; **-લડી** સ્ત્રી. માથામાં ચોડવાની ટપકી; નાનો ચાંલ્લો; મોરપીછનો ચંદો

**ટુક,૦ડો** પું. કકડો; (લા.) રોટલાનો કકડો; **૦ડી** સ્ત્રી. નાનું ટોળું; લશ્કરી સિપાઇઓ વગેરેની નાની પલટન

**ટુચકો** પું. રસ ઉપજાવે તેવી નાની વાત; ધંતરમંતરનો નાનો પ્રયોગ

**ટૂંકું** વિ. લાંબું નહિ એવું; **-કડું** વિ. બેઠા ઘાટનું; ખૂબ નાનું; **-કાણ** નપું. ટૂંકાપણું, સંક્ષેપ

**ટૂંપવું** સ. ક્રિ. મૂળમાંથી ખેંચી કાઢવું; ગૂંદવું; **ટૂંપો** પું. ગળે ફાંસો

**ટેકવું** સ. ક્રિ. આધાર લેવો; **ટેક** પું. (લા.) નિશ્ચય; શાખ; કાવતાનું ધ્રુવ-પદ; **ટેકી** સ્ત્રી. નાના ટેકાનું લાકડું; **ટેકો** પું. આધાર; આધારનું લાકડું; અનુમોદન

**ટેટી** સ્ત્રી. ખડબૂચું, તળિયું; **-ટો** પું. વડલાનું ફળ; ફટાકિયો, ગલએ

**ટેભો** પું. સિલાઇનો મોટો બખિયો

**ટેવ** સ્ત્રી. આદત; **૦વું** સ. ક્રિ. અટકળ કરવી, ધારવું; **૦ણી** સ્ત્રી. અટકળ, અંદાજ

**ટો(-ટોં)કવું** સ.ક્રિ. ઠપકો આપવો; **ણી** સ્ત્રી. ટોકવું એ

**ટોચ** સ્ત્રી. ઉપરની અણી, શિખર; ભોંકણી; **૦કું** નપું. અણીનો ભાગ, ટોપકું; **૦વું** સ. ક્રિ. ટોચા મારવા, ખોતરવું; **-ચો** પું. ખોતરવું-ટોચવું એ; ગોદો

**ટોપ** પું. લોઢાની લશ્કરી ટોપા; રાંધવાનું મોટું તપેલું; બિલાડીની છત્રી ( એક ફૂગાળી વનસ્પતિ ); **૦ચું**, **૦કું** નપું. અણીનો ભાગ; **૦રું** નપું. નાળિયેરનું કોપરું; **૦લી** સ્ત્રી. નાનો ટોપલો; **૦લો** પું. વાંસની ચીપ વગેરેનો બનાવેલો સૂંડલો; **-પી** સ્ત્રી. માથાનું ઢાંકણું; **-પો** પું. ખાસ કરી ઠાકોરજીની શૃંગારની ટોપી; 'હૅટ'; **-પીવાળો** પું. યુરોપિયન

**ટોડલો** પું. બારણાની બંને બાજુ ઉપર ઊંટ કે ઘોડાના મોઢાના આકારનો ખૂંટો

**ટોવું** સ. ક્રિ. ટીપે ટીપે પાણી કે પ્રવાહી પાવું; ખેતરમાં બૂમ પાડી પંખી ઉડાડવાં; **-યો** પું. ખેતરનો રખેવાળ; **-યલી** સ્ત્રી. કસલી, નાનો કળસો

**ટોળવું** સ. ક્રિ. સજીવ પ્રાણીઓ કે મનુષ્યોને ભેગાં મેળવવાં, ટોળે કરવું; **ટોળ** સ્ત્રી. (લા.) મશ્કરી; **ટોળું** નપું. ચેતનનો સમૂહ; **ટોળકી, -ળી** સ્ત્રી. નાનું ટોળું

## ઠ

**ઠગ** વિ. (લા.) ધુતારું

**ઠઠ** સ્ત્રી. ભારે ભીડ, ગિરદી; **૦વું** અ. ક્રિ. ધરાર ધૂસી બેસવું; **-ઠાડવું** સ. ક્રિ. (પ્રેરક) ઘુસાડી દેવું; **-ઠારો** પું. ઠાઠમાઠ; **-ઠ્ઠો** પું. મશ્કરી

**ઠપકો** પું. ધમકાવવું એ, ઉપાલંભ

**ઠરડવું** સ. ક્રિ. બે કે વધુ દોરાને વળ દેવો; **ઠરડ** સ્ત્રી. ઠરડવું એ; પું. (લા.) પરેશાની, થકવાટ

**ઠરવું** અ. ક્રિ. સ્થિર થવું, થીજવું; ઠરાવ થવો; રહેવું; પરિણામ આવવું; બુઝાવું; નિંદ્રા આવવી; **ઠરાવ**; પું. નક્કી કરેલો પ્રસ્તાવ; નિર્ણય, તોડ; **ઠાર** પું. ઓસ પાડતી ઠંડી હવા; **ઠારવું** સ. ક્રિ. (પ્રેરક) બુઝાવવું; **ઠેરવવું** સ. ક્રિ. નિર્ણય કરવો

**ઠસવું** અ. ક્રિ. મનમાં સ્થિર થવું; ધૂસવું, દાખલ થવું; **ઠસોઠસ** અ. તદ્દન ભરેલું, સલોસલ; **ઠસ્સો** પું. (લા.) ભભકો; રોફ

**ઠંડું** વિ. ટાઢું, શીતળ (લા.) ધીમું; શાંત; **–ડક** સ્ત્રી. શીતળતા; **–ડાઈ** સ્ત્રી. ભાંગ વગેરે શીતળ પીણું; **–ડી** સ્ત્રી. શરદી, ટાઢ

**ઠાકોર** પું. ગામગરાસનો ધણી, નાનો રાજા; **૦જી** પું. બ. વ. પ્રભુની પ્રતિમા; ભગવાન કૃષ્ણ

**ઠાઠ** પું. ભપકો; **૦માઠ** પું. ભારે ભપકો

**ઠાઠું** નપું. ખોખું; ગાડાનો પાછલો ભાગ; **–ઠિયું** નપું. અચકી પહેલું ગાડા જેવું વાહન; ઢીલું પોચું વાહન; **ઠાઠડી** સ્ત્રી. મુડદાંને ઊચકવાની માંડણી, નનામી

**ઠામ** નપું. ઠેકાણું; વાસણ; **૦ણું, ૦ડું** નપું. નાનું વાસણ; **–મૂકું** અ. સાવ, તદ્દન

**ઠાલું** વિ. નહિ ભરેલું, ખાલી; **–લવવું, ઠલવવું** સ. ક્રિ. ખાલી કરવું; **ઠલવણી, ઠાલવણી** સ્ત્રી. ખાલી કરવું; **ઠાલુંમૂલું** વિ. નિરર્થક, કારણ વિના

**ઠાવકું** વિ. સુવ્યવસ્થિત રીતે થયેલું –ગોઠવાયેલું; (લા.) સારું; ડાહ્યું; વિવેકી

**ઠાંસવું** સ. ક્રિ. દબાવી દબાઇ ભરવું, ઠસાવવું; (લા.) દાબીને ભોજન કરવું

**ઠીક** વિ. અ. પ્રમાણમાં કે તુલનાએ સારું; બરોબર, યોગ્ય; **૦ઠાક** અ. બરોબર વ્યવસ્થિત રીતે ગોઠવેલું હોય એમ; **–કાઠાક** વિ. અ. ખૂબ ઘણું

**ઠીકરી** સ્ત્રી. નાનું ઠીકરું; **–રું** નપું. માટીનાં વાસણ કે નળિયા વગેરેનો ટુકડો

**ઠીબ** સ્ત્રી. ભાંગેલાં હાંડલા–ગોળી –ગોળા વગેરેનું નીચેનું અર્ધું; **૦કું, ૦ડું, ૦લું** નપું. ઠીબ (તુચ્છકારમાં)

**ઠીંગણું** વિ. પ્રમાણમાં ઓછી ઊંચાઈનું, વામણું

**ઠૂશ(–સ)** સ્ત્રી. (લા.) ઠૂંસ, ભારે થાકની અસર, અડદાવો

**ઠૂંગો** પું. અફીણ વગેરે લીધા પછી એના ઉપર લેવામાં આવતો નાસ્તો

**ઠૂંઠું** નપું. ડાળાં–પાંદડાં વિનાનું થડિયું; વિ. પંજો કપાઇ ગયો હોય કે કેટલોક ભાગ કપાઇ ગયો હોય તેવા હાથવાળું; **–ઠિયું** નપું. પીધા પછી બુઝાયેલી બીડીનો ભાગ

**ઠેકડી** સ્ત્રી. મશ્કરી

**ઠેકવું** સ. ક્રિ. કૂદવું; ઊછળવું; ઠેક સ્ત્રી., **૦ડો** પું. કૂદકો

**ઠેકાણું** નપું. ઠામ, જગ્યા, નિવાસ-સ્થાન; (લા.) માનસિક સ્થિરતા, નિશ્ચય; **ઠેકો** પું. ઇજારો; નરઘાં વગેરે વાદ્યો ઉપર દેવામાં આવતો તાલ

**ઠેબું** નપું. પગના પંજાથી કરવામાં આવતો ગોદો; ઠોકર, ઠેસ

**ઠેરઠેર** અ. ઠેકાણે ઠેકાણે

**ઠેલવું** સ. ક્રિ. ધક્કો મારી ખસેડવું, ધકેલવું; **ઠેલંઠેલ, ઠેલાઠેલ** સ્ત્રી., **ઠેસં-ઠેસા** પું. બ. વ. ઉપરાઉપર ધકેલવું એ; **ઠેસો** પું. હડસેલો

**ઠે(–ઠેં)શ(–સ)** સ્ત્રી. પગનાં આંગળાંને લાગતી ઠોકર; **–શો(–સી)** સ્ત્રી. નાની ઉલાળી, આંગળી; નાની ફાચર

**ઠોકવું** સ. ક્રિ. અફાળવું; મારવું; (લા.) અજમાવવું; **–ર** સ્ત્રી. પગનાં આંગળાને લાગતી ઠેશ; (લા.) ભૂલ, ખત્તા; **–રાવું** અ. ક્રિ. ઠોકર ખાવી; ભટકાવું; **ઠોકાઠોક** સ્ત્રી. વારંવાર ઠોક ઠોક કરવું ; **ઠોકારવું** સ. ક્રિ. (પ્રેરક) બેસાડવું, ઠોકવું

**ઠોઠ** વિ. ભણવામાં જડસુ; **–ઠું** વિ. રદ્દી, જીર્ણ

**ઠોલવું** સ. ક્રિ. ચાંચ વતી ખાંચા પાડવા

**ઠોંસવું** સ. ક્રિ. દાબીદાબી ભરવું; **ઠોંસો** પું. ગોદો; ઉધરસનો ઠસકો

## ડ

**ડખો** પું. ડખડખ એવો અવાજ; શાક વગેરે નાખી કરેલી કઢી કે દાળ; (લા.) ગોટાળો; બોલબોલ; **૦ળવું** સ. ક્રિ. ડહોળવું

**ડગ, ૦લું** નપું. એક પગલું ભરી બીજું પગલું ભરવામાં આવે તે વચ્ચેનું અંતર; **૦લી** સ્ત્રી. બચ્ચાંનું ડગલું; **૦વું** અ. ક્રિ. અસ્થિરતાથી હલવું; ખસવું; ફરી જવું

**ડગલો** પું બટનવાળો ખૂલતો કોટ; **–લી** સ્ત્રી. બચ્ચાની કસવાળી ખૂલતી આગડી

**ડગળું** નપું., **–ળી** સ્ત્રી. ફળમાં ગોળાકારે કે ચોરસ ઘાટે કાઢવામાં આવતું ચકતું

**ડચકું** નપું. મોઢામાં 'ડચ' એવો અવાજ; પ્રત્યેક શ્વાસોચ્છ્વાસની ક્રિયા

**ડચૂરો** પું. ગળા કે છાતીમાં થતી વાયુની કે અન્નની રૂંધામણ; ડૂમો

**ડટ્ટો** પું , દટ્ટો, દાટા તરીકે વપરાતો ડૂચો; બારી બારણાનું અટકણ; તારીખિયાંનાં દૈનિક તારીખ બનાવતાં પત્તાંની થકડી

**ડફ** સ્ત્રી. હથેલીથી બજાવાય તેવું એક બાજુએ ચામડે મઢેલું ગોળાકાર વાદ્ય

**ડફણું** નપું. જાડો નાનો દંડૂકો

**ડફાંસ** સ્ત્રી. ખોટી બડાશ, ડંફાસ

**ડબો,–બ્બો** પું. પતરાંનો દાબડો; ઘડિયાળનું (ટાઇમ-પિસ) ખોખું; ઘાસલેટનો સાદો દીવો; રેલગાડીનું પ્રત્યેક વાહન; રખડતાં ઢોર પૂરવાનો સરકારી વાડો; **–બી, બ્બી** સ્ત્રી નાની દાબડી; **–બરો** પું. કોઠાદાન; **–બલું** નપું. પતરાનું ખુલ્લા મોનું ઉભડક વાસણ (ચોરસ કે ગોળ)

**ડરવું** અ. ક્રિ. ભયભીત થવું, બીવું; **ડર** પું. ભય, બીક; **ડરકણ, ડરકુ, ડરપોક,** વિ. ડરી જાય એવા સ્વભાવનું, બીકણ; **ડરામણી** સ્ત્રી. બીક બતાવવી એ, ધમકી

**ડહોળવું** સ. ક્રિ. ડખોળવું; ચૂંથવું; **ડહોળું** વિ. ડખોળાયેલું

**ડંકો** પું. ઢોલ–નગારું; ઘડિયાળનો ટકોરો; (લા.) ફતેહ

**ડંખવું** સ. ક્રિ. દંશ દેવો, કરડવું; **ડંખ** પું. દંશ, કરડ, ચટકો; (લા.) વેરની તીખી ભાવના

**ડાક** સ્ત્રી. ટપાલ

**ડાકણ** સ્ત્રી. એક જાતની પિશાચ યોનિની ગણાતી સ્ત્રી; મેલી વિદ્યા જાણનારી સ્ત્રી; **–ણું** વિ. મેલી વિદ્યા જાણનારું

ડાકુ [હિં.] પું. ધાડપાડુ, લુટારો
ડાગળી સ્ત્રી. ડગળી; (લા.) મગજ, માનસ
ડાઘ પું. ગંદું નિશાન; (લા.) કલંક; -ઘો, -ઘોડૂઘો પું. ગંદું નિશાન; ડાઘુ પું. બ. વ. મડદાંને બાળવા જનાર; -ઘી વિ. ડાઘાવાળું; નુકસાની (કાપડ વગેરે); -ઘિયો પું. બૂઢો જડથા જેવો કૂતરો
ડાચું નપું. મોઢું (તિરસ્કારમાં)
ડાબું વિ. પૂર્વ દિશામાં મોં રાખી ઊભાં રહેતાં ઉત્તર દિશા બાજુનું; -બેરી, -બોડિયું, -બેઠી સ્ત્રી. ડાબા હાથથી કામ કરવાની આદતવાળું
ડામચિયો પું. ગાંદલાં-ગોદડાંની માંડણી
ડામર પું. કોલટાર
ડામવું સ. ક્રિ. કોઇપણ તપેલો પદાર્થ ચામડી ઉપર ચાપવો; ઘોડા-ગધેડાના પગ બાધવા; ડામ પું. ડામવું એ; ડામવાનું નિશાન; ૦ણુ ડામવાનું દોરડું
ડાયરી [અં.] સ્ત્રી. રોજનીશી
ડાલુ નપું. પહોળા મોનો ટોપલો; -લી સ્ત્રી. નાનું ડાલુ
ડાહ્યું વિ. બુદ્ધિશાળી, ચતુર; -હ્યલું વિ. ડાહ્યું વિ. (કટાક્ષ કે તિરસ્કારમાં); ડહાપણ નપું. ડાહ્યાપણું
ડાળ, -ળી સ્ત્રી. ઝાડની શાખા; ૦ખી સ્ત્રી., ૦ખું નપું. નાની ડાળી, ડાંળખું
ડાંગ સ્ત્રી. મોટી જાડી વાંસની લાકડી
ડાંફ સ્ત્રી. પગની છલંગ; એટલું અંતર, બલાગ
ડાંભવું સ. ક્રિ. ડામ દેવા; ડંભારણું નપું. ડામ દેવાનું ઓજાર
ડિલ નપું. શરીર
ડિંગ સ્ત્રી. મોટી ગપ, તદ્દન બનાવટી વાત
ડીંટ, -ટું નપું. ફળની દાંડલી
ડુંગર, -રો પું. નાનો પહાડ; (લા.) મોટો ઢગલો; -રાળ વિ. ડુંગરને લગતું; -રી સ્ત્રી. નાનો ડુંગર
ડુંગળી સ્ત્રી. પ્યાજ, એક કંદ
ડૂકવું અ. ક્રિ. પાણીનું જલાશયમાં ઓછા થતા જવું; જાવક ખૂટી જવી
ડૂચવું સ. ક્રિ. હોઠ અડાડી પીવું; ડૂચો નકામા કાગળ કે લૂંગડાનો પિંડો; એવો દાટો
ડૂબવું અ. ક્રિ. બૂડવું; આથમવું; -કાં નપું. બ. વ. પાણીમાં ડૂબાડૂબ કરવી એ
ડૂમો પું. લાગણીના આવેશથી કંઠ અને છાતીમાં ભરાતો ડચૂરો
ડૂસકું નપું. રડતી વેળા ટુકડે ટુકડે ખેંચાતો શ્વાસ
ડૂંડું નપું. અનાજના રોપાનો દાણે ભરાયેલો ગુચ્છો, કણસલું
ડેલું નપું. મોટા પહોળા દરવાજાવાળું મકાન; એવો પહોળો દરવાજો; -લી સ્ત્રી. નાનું ડેલું; ખડકી; -લો પું. ડેલું
ડોક સ્ત્રી. ગળું, ગરદન; -કી સ્ત્રી., -કું નપું. ગળાનો ઉપરનો ભાગ, માથું
ડોડો પું. ફળ ફૂલનો ગર્ભવાળો ફૂટતો ગોટો; દાણા ભરેલો મકાઇનો પોટો
ડોબું વિ. બુદ્ધિહીન; નપું. ભેંશ (તુચ્છકારમાં)

**ડાચો** પું. નાળિયેર કાતરી કાઢી કરેલો ઊલકો

**ડાલ** સ્ત્રી. બાલદી; **૦ચી** સ્ત્રી. કંતાનની કે ચામડાની બાલદી; **૦ચું** નપું. નાની ડોલ

**ડાલવું** અ. ક્રિ. ઝૂલવું; **ડાલું** નપું. ઝોકું; ગોથું; **ડોલો;** પું. તાબૂત, તાજિયો

**ડોવું** સ. ક્રિ. ડખોળવું

**ડોસો** પું. વૃદ્ધ માણસ; **–શી,–સી** સ્ત્રી. વૃદ્ધ સ્ત્રી

**ડોળ** પું. ઉપરનો ભારે દેખાવ, દંભ; **–ળી** વિ. દંભી, ડાળધાલુ; **–ળિયું** નપું. મહુડાંનું તેલ

**ડોળી** સ્ત્રી. ઝૂલતી માંચીની જોળી; **–ળો** પું. આંખનો ગોળો; [લા.] નજર, ધ્યાન

## ઢ

**ઢગ,૦લો** પું. ગંજ

**ઢબ** સ્ત્રી. રીત, પદ્ધતિ

**ઢબુ,–બ્બુ** પું. બેવડિયો પૈસો

**ઢળવું** અ. ક્રિ. આડું નમી પડવું; બીબામાં રેડાઈ એના આકારનું થવું; (લા.) અમુક વલણ ધરાવવું; **ઢાળવું** સ. ક્રિ. (પ્રેરક) આડું નમાવવું; બીબામાં રેડી ઘાટ આપવો; **ઢાળ** પું. ઢોળાવ; (કવિતામાં) વલણ; ઢાળો; **ઢાળો** પું. બીબામાં રેડાઈ અપાયેલો ઘાટ; **ઢાળિયું** નપું. એક બાજુ જ ઢાળવાળું છાપરું; એવી જગ્યા, એકઢાળિયું

**ઢંગ** પું. વર્તન, રીતભાત; ચેનચાળા

**ઢંઢેરો** પું. જાહેરનામું

**ઢંઢોળવું** સ. ક્રિ. ખૂબ હલાવવું

**ઢાલ** સ્ત્રી. તલવાર વગેરે હથિયારોના ઘા ઝીલવાનું સાધન; (લા.) રક્ષક વસ્તુ

**ઢાંકવું** સ. ક્રિ. કશાકથી નીચેનાંને આચ્છાદન કરવું; છુપાવવું;**–ણ,–ણું** નપું. ઢાંકવાની ચીજ; **–ણી** સ્ત્રી. હાંડલાં પર મૂકવાનું માટીનું ઢાંકણ; ઢીંચણના સાંધા ઉપરની હાડકાની વાટકી; **ઢાંકપિછોડો** પું. કોઇ પણ વાતને છુપાવવી એ; **ઢાંકલું** નપું. આકાશમાં વાદળાં થઇ વધરો થવો એ

**ઢાંઢું** નપું. કેડનો પાછળનો ભાગ; મરેલું ઢોર; **–ઢો** પું. બળદ

**ઢિંગલી** સ્ત્રી. બાળકોને ખેલવા બનાવેલી લૂગડા કે રબ્બર–પ્લાસ્ટર વગેરેની પૂતળી; **–લો** પું. ત્રણ પસા

**ઢીમ** સ્ત્રી. નપું. સોનાની લગડી; **૦ચું** નપું. કોઇ પણ પદાર્થનું ગચિયું; માટીની જાડી કોઠી; **૦ડું,–ણું** નપું. કાંઈ વાગવાથી માથા વગેરેમાં થઇ આવતો ઊપસતો સોજો

**ઢીલું** વિ. શિથિલ; પોચુ; રગડાવાળું; (લા.) હિંમતવિનાનું; કમજોર; સુસ્ત; **–લપ** સ્ત્રી. વિલંબિત સ્વભાવ, ઢીલાપણું, ઢંલાશ

**ઢીંકવો** પું. નદી કે તળાવમાં પાણીની અછત વખતે કરવામાં આવતો ખાડો, વીરડો; **ઢીંકો** પું. વાળેલી મૂઠીનો ઠોંસો

**ઢીંચણ** પું. ઘૂંટણ, ગોઠણ; **–ણિયો** પું. બેસતી વેળા ઘૂંટણ નીચે રાખવામાં આવતું ટેકણ, ઘૂંટણિયો, ગોઠણિયો

**ઢીંચવું** સ. ક્રિ. ખૂબ દબાવી દબાવી પીવું; (લા.) દારૂ પીવો
**ઢૂકડું** વિ. નજીક
**ઢૂકવું** અ. ક્રિ. મંડી પડવું, મચ્યા રહેવું
**ઢેખાળો** પું. ઈંટનું રોડું
**ઢેઢ(-ડ)** પું. એ નામની અંત્યજ જાતનો આદમી, હરિજન; **૦ઢો(-ડો)**, **-ઢિ(-ડિ)યો** પું. ઢેઢ (તિરસ્કારમાં); **૦ડી, -ઢી(-ડી)** સ્ત્રી. ઢેઢની સ્ત્રી
**ઢેફું** નપું. માંટીનું ગચિયું; ઓસલું; **-ફલી** સ્ત્રી. નાનું ગચિયું
**ઢેબરું** નપું. રોટલો
**ઢેલ, ૦ડી** સ્ત્રી. મોરની માદા
**ઢોકળું** નપું. આથો આપી કરવામાં આવતી લોટની વાની; **-ળી** સ્ત્રી. ઢોકળાંનો એક પ્રકાર
**ઢોચકું** નપું. સાંકડા મોંનો માટીનો નાનો ઘડો; **-કી** સ્ત્રી. નાનું ઢોચકું
**ઢોર** પું. પશુ (ગાય ભેંસ વગેરે); (લા.) જડ, ગમાર
**ઢોલ** પું. પખવાજના આકારનું એક વાદ્ય; **-લી** પું. ઢોલ વગાડનાર
**ઢોલિયો** પું. પલંગ, મોટા પાટીનો ખાટલો; **ઢોલડી, ઢોલણી** સ્ત્રી. પાટીનો નાનો ખાટલો; **ઢોલો** પું. વર
**ઢોળવું** સ. ક્રિ. પ્રવાહીને પાડવું; ગબડાવવું; ધાતુનો બીજી ધાતુને ઓપ આપવો
**ઢોંગ** પું. ખોટો દેખાવ, દંભ

## ત

**તક** સ્ત્રી. અનુકૂળ સમય, લાગ
**તકરાર** સ્ત્રી. ઝઘડો, કજિયો; વાંધો
**તકલાદી** વિ. તદ્દન ભાંગી તૂટી જાય તેવું
**તકલી** સ્ત્રી. નીચે ચકતાવાળું કાંતવાનું સળિયાવાળું ઓજાર
**તકલીફ** સ્ત્રી. શ્રમ, કષ્ટ, તસ્દી
**તકાદો** પું. ચાંપતી ઉઘરાણી
**તકિયો** પું. પાછળ અઢેલવાનું ગોળ કે ચપટ ઓશીકું; જ્યાં કબર આવી હોય તેવું ફકીરોને બેસવા-રહેવાનું સ્થાન
**તખતી** સ્ત્રી. તકતી, પથ્થર કાચ કે ધાતુનો ચાર ખૂણાવાળો ટુકડો; **-તો** પું. તકતો, મંચ; અરીસો; **તખ્ત** [ફા.] નપું. રાજગાદી
**તગડું** વિ. હૃષ્ટપુષ્ટ, ખૂબ ભર્યું (માણસ-પશુ વગેરે)
**તગારું** નપું. છાબડી ઘાટનું લોઢાનું પાત્ર, ગારો વગેરે રાખવાનું ચણતર-કામનું બકડિયું; (લા.) પેટ
**તગાવી** સ્ત્રી. સરકાર તરફથી ખેડૂતને ધીરવામાં આવતી રકમ
**તજવીજ** સ્ત્રી. પેરવી; તપાસ; સંભાળ; વ્યવસ્થા
**તજવું** સ. ક્રિ. છોડી દેવું
**તડ** સ્ત્રી. તરડ, ફાટ
**તડકો** પું. સૂર્યનો તાપ
**તડાકો** પું. એકાએક ઘસારો કે વૃદ્ધિ; તદ્દન ખોટાં ગપ્પાં
**તણખલું** નપું. તૃણ, ઘાસની સળી
**તણખો** પું. ચિનગારી, અંગારાનો કણ
**તતડવું** અ. ક્રિ. ચામડી ઉપર ઝીણી ઝીણી ફોલ્લી થઇ એમાંથી પાણી જવે એવું થવું

**તત્ત્વ** [સં.] નપું. અસલ રૂપ; સાર, રહસ્ય

**તથા** અ. અને

**તન** નપું. શરીર

**તપવું** અ. ક્રિ. ગરમાવો લાગવો, ઊનું થવું; (લા.) ગુસ્સે થવું; **તપ** નપું. તપવું એ; (લા.) કષ્ટ; **તાપવું** સ. ક્રિ. (પ્રેરક) ગરમાવો લેવો; **તાપણું** નપું. ગરમાવો લેવા સળગાવવામાં આવેલું

**તપાસ, ૦ણી** સ્ત્રી., પું. શોધખોળ, ખોજ; **૦વું** સ. ક્રિ. શોધવું, ખોળવું; પરીક્ષા કરવી

**તપેલી** સ્ત્રી. નાનો ટોપ; **–લું** નપું. મધ્યમસરનો ટોપ

**તફાવત** પું. ફરક, અંતર, ઓછા-વત્તાપણું

**તબલું** નપું. નરઘું; **–લચી, –લિયો** પું. તબલાં વગાડનાર ઉસ્તાદ

**તબેલો** પું. ઘોડાર; ગાડી ઘોડા વાહન રાખવાનું ડેલું

**તમાકુ** સ્ત્રી. શોખ ખાતર ખાવા–સૂંઘવામાં વપરાતાં એક પાંદડાં

**તમાચો** પું. થપ્પડ, લપડાક

**તમામ** વિ. બધાં જ, સર્વે

**તમાશો (–સો)** પું. જેમાં જરા આનંદ અને આશ્ચર્ય વધારે થાય તેવો ખેલ; (લા.) ફજેતી

**તમ્મર** સ્ત્રી., નપું. બ. વ. આંખે આવતાં અંધારાં

**તર** સ્ત્રી. દૂધ–દહીં ઉપર બાઝતી મલાઇની પોપડી

**તરકટ** નપું. પ્રપંચ, કાવતરું; **–ટી** વિ. પ્રપંચી, કાવતરાંખોર

**તરકારી** સ્ત્રી. [હિં.] શાકભાજી, ભાજી પાલો

**તરછોડવું** સ. ક્રિ. તિરસ્કાર કરવો

**તરડવું** અ. ક્રિ. ફાટ પડવી; **તરડ** સ્ત્રી. ફાટ, તડ

**તરણું** નપું. તરણ, તણખલું, ઘાસની સળી

**તરત** અ. જલદી, સત્વર

**તરફ** અ. બાજુ; સ્ત્રી. પક્ષ, તરફદારી; **–ફેણ, તરફદારી** સ્ત્રી. પક્ષપાત

**તરબૂચ** નપું. કલિંગડું–એક ફળ

**તર(–લ)વાર** સ્ત્રી ખાંડું, ખડગ

**તરવું** સ. ક્રિ. ઓળંગવું, પાર કરવું; પાણી ઉપર ન ડૂબે એમ રહેવું; **તરામણું** વિ. તરી શકાય તેટલા માપનું (પાણી); **તારો** પું. તરનારો **તારવણી** સ્ત્રી., **તારવણું** નપું. તારવવું એ; તારીજો **તારવવું** સ. ક્રિ. (પ્રેરક) તારણ કરવું; **તારુ** પું. તરવૈયો

**તરશ(–સ)** સ્ત્રી. તૃષા, પાણીની ધખ

**તરંગ** [સં.] પું. મોજું; (લા.) વિચાર, કલ્પના

**તરાપ** સ્ત્રી. હિંસ્ર પશુની છલંગ; એકદમ કરેલી ઝૂંટવણી

**તરાપો** પું. વાંસની અને એવી ચીપોનું પાણી ઉપર તરી શકે તેવું સાધન

**તરિયો** પું. ત્રીજે ત્રીજે દિવસે આવતો (તાવ)

**તરીકે** અ. –ના રૂપે, –ના સ્વરૂપમાં

**તરુણ** [સં.] વિ. જુવાન; **–ણી** [સં.] સ્ત્રી. જુવાન સ્ત્રી, યુવતિ

**તરેહ** [આ.] સ્ત્રી. પ્રકાર, કિસમ

**તર્ક** [સં.] પું. કલ્પના, વિચાર; અનુમાન

**તલપ(-બ)** સ્ત્રી. આતુરતા, તાલાવેલી

**૦વું** અ. ક્રિ. આતુર થવું

**તલસવું** અ. ક્રિ. અતિ આતુર થવું; **તલસાટ** પું. આતુરતા

**તલા(-ળા)ટી** પું. મહેસૂલ વસૂલ કરનાર સરકારી મહેતો

**તલાશ** [ફા.] સ્ત્રી. તપાસ, જાંચ

**તવંગર** વિ. પૈસાદાર

**તવાઈ** સ્ત્રી. આફત; તાકીદી

**તવી(-વે)થો** પું. રસોઈમાં કામ લાગતું એક સાધન (લોઢા કે પિત્તળનું), તાવેથો

**તવો** પું. લોઢું, નાનું બકડિયું; લોઢી

**તસ્દી** સ્ત્રી. તકલીફ

**તહેવાર** પું. ખુશાલીનો દિવસ

**તહોમત** નપું. ગુનાનો આરોપ, આળ

**તળાઈ** સ્ત્રી. મોટું ગાદલું

**તળિયું, તળું** નપું. છેક નીચેની સપાટી; **તળી** સ્ત્રી. નદીનો ઢોળાવ પડતો કાંઠો; પગનું તળિયું; **તળેટી** સ્ત્રી. પહાડ કે ડુંગરનો ઢાળ જ્યાં પૂરો થતો હોય તે આછા ઢોળાવવાળી સપાટ જમીન, પહાડ કે ડુંગરની આસપાસનો નીચાણનો પ્રદેશ

**તંગ** [ફા.] વિ. ભિડાઈને રહેલું, તાણેલું; (લા.) સંકોચમાં આવી રહેલું; કાયર; **-ગી** સ્ત્રી. અછત, તાણ, ખેંચ; **-ગિયો** પું. ચડ્ડી

**તંત્ર** [સં.] નપું. વ્યવસ્થા: પ્રબંધ; આયોજના; **-ત્રી** [સં.] પું. વર્તમાનપત્રનો અધિપતિ

**તંદુરસ્ત** [ફા.] વિ. શરીરે નીરોગ; **-સ્તી** સ્ત્રી. તંદુરસ્તપણું

**તંબુ,-બૂ** પું. દોરડાં અને થાંભલાને આધારે તાણીને ઊભું કરેલું જાડા કાપડનું છત્રાકાર ઘર

**તંબૂર, -રો** પું. એક તંતુવાદ્ય

**તાકીદ** [આ.] સ્ત્રી. ઉતાવળ; તરત કરવાની ફરમાશ; ચેતવણી

**તાકો** [આ.] પું. ફાડ્યા વિનાનો કાપડનો ખંડ, થાન; હાટિયું, તાકું

**તાગ** પું. જલાશય વગેરેના ઊંડાણનો છેડો

**તાછ** સ્ત્રી., **-છોડો** પું. પથ્થર વગેરેનો છોલ

**તાજ** [ફા._ પું. રાજાનો મુગટ; **-જિયું** નપું., **-જિયો** પું. તાબૂત, ડોલો

**તાજું** વિ. તરતનું, નવું; ન ચિમળાયેલું ઉતારેલું (ફૂલ વગેરે)

**તાડો** પું. ચામડી તણાતાં થતી પીડા

**તાણવું** સ. ક્રિ. ખેંચવું (દોરડું વગેરે); પક્ષ ખેંચવો; **તાણ** સ્ત્રી. અછત; નપું. પાણીના પ્રવાહનું ખેંચાણ

**તાન** [સં.] નપું. સંગીતની લે, આલાપનું ખેંચાણ; (લા.) ધૂન, લગની; મસ્તી

**તાપ** [સં.] પું. સૂર્યનો પ્રકાશ; અગ્નિની જાળ; (લા.) ભય, રોફ; કડપ

**તાબૂત** [આ.] નપું. તાજિયો

**તાબે** [આ.] અ. હુકમ તળે, તાબામાં; **-બો** પું. કબજો, હવાલો

**તાબોટા** પું. બ.વ. તાળીઓ પાડવી એ

**તાર** [ફા.] પું. તંતુ, દોરો; ધાતુનો ખેંચી કરેલો વાળો; (લા.) તારનાં દોરડાંમાં આવતો સંદેશો

**તારો** પું. આકાશમાંનો પ્રત્યેક તેજસ્વી પ્રકાશ; આંખની કીકી

**તાલ** [સં.] પું. સંગીતના ઠોકનું ચોક્કસ માપ; (લા.) મજા

**તાલ** સ્ત્રી. માથામાં વાળ ખસી જતાં થતી સપાટી; **૦કું** નપું. માથાની ઉપરની સપાટી

**તાલીમ** [આ.] સ્ત્રી. કેળવણી

**તાવ** પું. શરીરમાં ગરમી વધતાં શરીર તપી આવે તેવો એક રોગ, જ્વર; **૦ડી** સ્ત્રી. માટીની પેણી (રોટલા રોટલી કરવાની); **૦ડો** પું. ઘી વગેરે ઉકાળવાનો પેણો; ઘી ઉકાળવાનું કારખાનું; **૦વું** સ. ક્રિ. કકડાવી ઉકાળી શુદ્ધ કરવું; **૦ણી** સ્ત્રી. કકડાવી શુદ્ધ કરવાની ક્રિયા

**તાળી** સ્ત્રી. બે હથેળી અફાળતાં ઊઠતો અવાજ; **–ળું** નપું. બારણા પેટી વગેરે બંધ કરવાનું સાચવણું; **–ળો** પું. હિસાબનો મેળ

**તાંતણો** પું. ધાગો, તંતુ, તાર, દોરો

**તાંબું** નપું. એક રાતા રંગની ધાતુ, ત્રાંબું; **–બડી** સ્ત્રી. વટલોઈ

**તાંસળી** સ્ત્રી. નાનું તાંસળું **–ળું** પહોળા મોનું મોટું છાલિયું

**તિજોરી** સ્ત્રી. નાણાં તેમજ કીમતી અવેજ સાંચવવાનું લોખંડનું મજબૂત સાધન

**તિથિ** [સં.] સ્ત્રી. હિંદુમહિનાનો પ્રત્યેક દિવસ; (લા.) સંવત્સરીનો દિવસ

**તિરસ્કાર** [સં.] પું. તરછોડવું એ, ધિક્કારવું એ; અનાદર

**તિલક** [સં.] નપું. ટીલું

**તીખું** વિ. જીભ ચચરે એવું (મરચાંના સ્વાદનું); (લા.) તેજ; ઉગ્ર મીજાજનું; **–ખાશ** સ્ત્રી. તીખાપણું; **–ખાં** નપું. બ. વ. મરી

**તીડ** નપું. પાંખાળું એક જીવડું

**તીણું** વિ. બારીક અણીવાળું

**તીર** [સં. પું.] નપું. નદીનો કે સમુદ્ર વગેરે જળાશયનો કાંઠો

**તીર** [ફા.] નપું. બાણ

**તીર્થ** [સં.] નપું. પવિત્ર જગ્યા

**તુક્કો** પું. નાની વાત, ટુચકો; (લા.) મનનો તરંગ

**તુચ્છ** [સં.] વિ. હલકું; (લા.) માલ વગરનું

**તુમાખી** વિ- મીજાજી; સ્ત્રી. મીજાજ

**તુલના** [સં.] સ્ત્રી. સરખામણી

**તૂક** સ્ત્રી. કવિતાની કડી

**તૂટવું** અ. ક્રિ. ભાંગી પડવું, ટુકડી થવા; **તૂટ** સ્ત્રા. ખોટ, તંગી; (લા.) શરીરમાં થતી કળતર; **તોટો** પું. ખેંચ, ખૂટ; **તોડવું** સ. ક્રિ. (પ્રેરક) તૂટે એમ કરવું; **તોડ** પું. નિકાલ

**તૂઠવું** સ. ક્રિ. પ્રસન્ન થવું

**તૂણ(–ન)વું** સ. ક્રિ. કપડામાં પડેલી ફાટને અસલ મુજબ વણી લેવું

**તૂત** નપું. તરકટ, બનાવટી વાત

**તૂરું** વિ. આંબળાના જેવા સ્વાદનું; **–રાશ** (સં.) સ્ત્રી. તૂરાપણું

**તેજ** [સં.] નપું. પ્રકાશ; **૦સ્વી** [સં.] વિ. પ્રકાશવાન

**તેજ** [ફા.] વિ. તીક્ષ્ણ; ઉગ્ર, આકરું; –જી સ્ત્રી. ચમક; (લા.) ભાવ–તાલમાં આવતો ઉછાળો; પું. ઘોડો

**તેટલું** સર્વ. કદ-પ્રમાણ વગેરેમાં તેના જેટલું

**તેડવું** સ. ક્રિ. હાથથી ઉપાડવું (બાળક વગેરેને); નોતરવું; **તેડાગર** વિ. બાળકોને ઘેરથી નિશાળે લઇ આવનારું (બાઈ કે ભાઇ); **તેડું** નપું. નિમંત્રણ, નોતરું

**તેલ** નપું. તલ વગેરેમાંથી કાઢવામાં આવતું સ્નિગ્ધ પ્રવાહી; (લા.) અડદાવો; –**લી, લિયું** વિ. તેલને લગતું.

**તેવડું** સર્વ. તેના જેવડું; **તેવતેવડું** વિ. સરખી ઉમરનું

**તેવું** સર્વ. તેના જેવું

**તયાર** [આ.] પૂરું કરેલું; રજૂઆત માટે; –**રી** સ્ત્રી. તત્પરતા

**તો** અ. પણ; 'જો' નું સાપેક્ષ, તેથી, ત્યારે

**તોછડું** વિ. વાણીમાં તુચ્છકારવાળું; –ડાઈ સ્ત્રી. તોછડાપણું; હલકાઇ

**તોડો** પું. પગનું એક ઘરેણું; ટોડો

**તોતળું** વિ. 'ક ખ ગ ઘ' ને બદલે 'ત થ દ ધ' બોલે તેવું (માણસ)

**તોપ** [તુર્કી] સ્ત્રી. દારૂગોળો ફોડવાનું લશ્કરી સાધન; (લા.) મોટી ગપ્પ

**તોફાન** નપું. ભારે ધાંધલ; દરિયામાં થતો ભારે ખળભળાટ;–**ની** વિ. તોફાન કરનારું; તોફાનવાળું

**તોબરો** [ફા.] પું. ઘોડાને ચંદી આપવાની ચામડાની કોથળી; (લા.) રીસથી ચડેલું મોઢું

**તોર** પું. મીજાજ; અહંકાર; વાયલપણું

**તોરણ** [સં.] નપું. બારણાં કે દરવાજા ઉપર પાંદડાંની ઝૂલ મૂકવામાં આવે છે તે; એવા આકારની રચના

**તોરો** પું. ફૂલનો ગોટો, શિરપેચ

**તોલ** [સં.] પું. જોખ, વજન; (લા.) કીમત ; કદર; –**લું** નપું. કાટલું; –**લો** પું. રૂપિયા ભારનું વજન

**તોળવું** સ. ક્રિ. જોખવું, વજન કરવું ; તુલના કરવી; **તોળાટ** પું. તોલ કરનારો આદમી; **તોળામણ** નપું., **તોળામણી** સ્ત્રી. તોળવાનું મહેનતાણું

**ત્યાગ** [સં.] પું. છોડી દેવું એ, તજવાની ક્રિયા; સંન્યાસ; –**ગી** [સં.] વિ. સંન્યાસી

**ત્યારે** અ. તે સમયે

**ત્યાં** અ. તે સ્થળે

**ત્રાગ, ૦ડો** પું. દોરો, ધાગો

**ત્રાગું** નપું. બીજાને ઠેકાણે લાવવા જાત ઉપર કરવામાં આવતી જબરદસ્તી; (લા.) હઠ, જીદ

**ત્રાજવું** નપું. જોખવાનો કાંટો ; શરીર ઉપર કરવામાં આવતું છૂંદણું

**ત્રાડવું** અ. ક્રિ. ભારે બૂમ-ગર્જના કરવી (સિંહ વગેરેની); **ત્રાડ** સ્ત્રી. ગર્જના

**ત્રાટકવું** અ. ક્રિ. અચાનક હુમલો કરવો, છાપો મારવો

**ત્રાસ** [સં.] પું. જુલમ (લા.) કંટાળો; ધાક, બીક; **૦વું** અ. ક્રિ. ત્રાસ પામવો

**તાર** [ફા.] પું. તંતુ, દોરો; ધાતુનો ખેંચી કરેલો વાળો; (લા.) તારનાં દોરડાંમાં આવતો સંદેશો

**તારો** પું. આકાશમાંનો પ્રત્યેક તેજસ્વી પ્રકાશ; આંખની કીકી

**તાલ** [સં.] પું. સંગીતના ઠેકનું ચોક્કસ માપ; (લા.) મજા

**તાલ** સ્ત્રી. માથામાં વાળ ખસી જતાં થતી સપાટી; **૦કું** નપું. માથાની ઉપરની સપાટી

**તાલીમ** [આ.] સ્ત્રી. કેળવણી

**તાવ** પું. શરીરમાં ગરમી વધતાં શરીર તપી આવે તેવો એક રોગ, જ્વર; **૦ડી** સ્ત્રી. માટીની પેણી (રોટલા રોટલી કરવાની); **૦ડો** પું. ઘી વગેરે ઉકાળવાનો પેણો; ઘી ઉકાળવાનું કારખાનું; **૦વું** સ. ક્રિ. કકડાવી ઉકાળી શુદ્ધ કરવું; **૦ણી** સ્ત્રી. કકડાવી શુદ્ધ કરવાની ક્રિયા

**તાળી** સ્ત્રી. બે હથેળી અફાળતાં ઊઠતો અવાજ; **–ળું** નપું. બારણા પેટી વગેરે બંધ કરવાનું સાચવણું; **–ળો** પું. હિસાબનો મેળ

**તાંતણો** પું. ધાગો, તંતુ, તાર, દોરો

**તાંબું** નપું. એક રાતા રંગની ધાતુ, ત્રાંબું; **–બડી** સ્ત્રી. વટલોઇ

**તાંસળી** સ્ત્રી. નાનું તાંસળું **–ળું** પહોળા મોનું મોટું છાલિયું

**તિજોરી** સ્ત્રી. નાણાં તેમજ કીમતી અવેજ સાંચવવાનું લોખંડનું મજબૂત સાધન

**તિથિ** [સં.] સ્ત્રી. હિંદુમહિનાનો પ્રત્યેક દિવસ; (લા.) સંવત્સરીનો દિવસ

**તિરસ્કાર** [સં.] પું. તરછોડવું એ, ધિક્કારવું એ; અનાદર

**તિલક** [સં.] નપું. ટીલું

**તીખું** વિ. જીભ ચચરે એવું (મરચાંના સ્વાદનું); (લા.) તેજ; ઉગ્ર મીજાજનું; **–ખાશ** સ્ત્રી. તીખાપણું; **–ખાં** નપું. બ. વ. મરી

**તીડ** નપું. પાંખાળું એક જીવડું

**તીણું** વિ. બારીક અણીવાળું

**તીર** [સં. પું.] નપું. નદીનો કે સમુદ્ર વગેરે જળાશયનો કાંઠો

**તીર** [ફા.] નપું. બાણ

**તીર્થ** [સં.] નપું. પવિત્ર જગ્યા

**તુક્કો** પું. નાની વાત, ટુચકો; (લા.) મનનો તરંગ

**તુચ્છ** [સં.] વિ. હલકું; (લા.) માલ વગરનું

**તુમાખી** વિ- મીજાજી; સ્ત્રી. મીજાજ

**તુલના** [સં.] સ્ત્રી. સરખામણી

**તૂક** સ્ત્રી. કવિતાની કડી

**તૂટવું** અ. ક્રિ. ભાંગી પડવું, ટુકડી થવા; **તૂટ** સ્ત્રી. ખોટ, તંગી; (લા.) શરીરમાં થતી કળતર; **તોટો** પું. ખેંચ, ખૂટ; **તોડવું** સ. ક્રિ. (પ્રેરક) તૂટે એમ કરવું; **તોડ** પું. નિકાલ

**તૂઠવું** સ. ક્રિ. પ્રસન્ન થવું

**તૂણ(–ન)વું** સ. ક્રિ. કપડામાં પડેલી ફાટને અસલ મુજબ વણી લેવું

**તૂત** નપું. તરકટ, બનાવટી વાત

**તૂરું** વિ. આંબળાના જેવા સ્વાદનું; **–રાશ** (સં.) સ્ત્રી. તૂરાપણું

**તેજ** [સં.] નપું. પ્રકાશ; **૦સ્વી** [સં.] વિ. પ્રકાશવાન

**તેજ** [ફા.] વિ. તીક્ષ્ણ; ઉગ્ર, આકરું; –જી સ્ત્રી. ચમક; (લા.) ભાવ–તાલમાં આવતો ઉછાળો; પું. ઘોડો

**તેટલું** સર્વ. કદ-પ્રમાણ વગેરેમાં તેના જેટલું

**તેડવું** સ. ક્રિ. હાથથી ઉપાડવું (બાળક વગેરેને); નોતરવું; **તેડાગર** વિ. બાળકોને ઘેરથી નિશાળે લઇ આવનારું (બાઈ કે ભાઇ); **તેડું** નપું. નિમંત્રણ, નોતરું

**તેલ** નપું. તલ વગેરેમાંથી કાઢવામાં આવતું સ્નિગ્ધ પ્રવાહી; (લા.) અડદાવો; **–લી, લિયું** વિ. તેલને લગતું.

**તેવડું** સર્વ. તેના જેવડું; **તેવતેવડું** વિ. સરખી ઉમરનું

**તેવું** સર્વ. તેના જેવું

**તયાર** [આ.] પૂરું કરેલું; રજૂઆત માટે; **–રી** સ્ત્રી. તત્પરતા

**તો** અ. પણ; 'જો' નું સાપેક્ષ, તેથી, ત્યારે

**તોછડું** વિ. વાણીમાં તુચ્છકારવાળું; –ડાઈ સ્ત્રી. તોછડાપણું; હલકાઇ

**તોડો** પું. પગનું એક ઘરેણું; ટોડો

**તોતળું** વિ. 'ક ખ ગ ઘ' ને બદલે 'ત થ દ ધ' બોલે તેવું (માણસ)

**તોપ** [તુર્કી] સ્ત્રી. દારૂગોળો ફોડવાનું લશ્કરી સાધન; (લા.) મોટી ગપ્પ

**તોફાન** નપું. ભારે ધાંધલ; દરિયામાં થતો ભારે ખળભળાટ;**–ની** વિ. તોફાન કરનારું; તોફાનવાળું

**તોબરો** [ફા.] પું. ઘોડાને ચંદી આપવાની ચામડાની કોથળી; (લા.) રીસથી ચડેલું મોઢું

**તોર** પું. મીજાજ; અહંકાર; વાયલપણું

**તોરણ** [સં.] નપું. બારણાં કે દરવાજા ઉપર પાંદડાંની ઝૂલ મૂકવામાં આવે છે તે; એવા આકારની રચના

**તોરો** પું. ફૂલનો ગોટો, શિરપેચ

**તોલ** [સં.] પું. જોખ, વજન; (લા.) કીમત ; કદર; **–લું** નપું. કાટલું; **–લો** પું. રૂપિયા ભારનું વજન

**તોળવું** સ. ક્રિ. જોખવું, વજન કરવું ; તુલના કરવી; **તોળાટ** પું. તોલ કરનારો આદમી; **તોળામણ** નપું., **તોળામણી** સ્ત્રી. તોળવાનું મહેનતાણું

**ત્યાગ** [સં.] પું. છોડી દેવું એ, તજવાની ક્રિયા; સંન્યાસ; **–ગી** [સં.] વિ. સંન્યાસી

**ત્યારે** અ. તે સમયે

**ત્યાં** અ. તે સ્થળે

**ત્રાગ, ૦ડો** પું. દોરો, ધાગો

**ત્રાગું** નપું. બીજાને ઠેકાણે લાવવા જાન ઉપર કરવામાં આવતી જબરદસ્તી; (લા.) હઠ, જીદ

**ત્રાજવું** નપું. જોખવાનો કાંટો ; શરીર ઉપર કરવામાં આવતું છૂંદણું

**ત્રાડવું** અ. ક્રિ. ભારે બૂમ-ગર્જના કરવી (સિંહ વગેરેની); **ત્રાડ** સ્ત્રી. ગર્જના

**ત્રાટકવું** અ. ક્રિ. અચાનક હુમલો કરવો, છાપો મારવો

**ત્રાસ** [સં.] પું. જુલમ (લા.) કંટાળો; ધાક, બીક; **૦વું** અ. ક્રિ. ત્રાસ પામવો

**ત્રાહિત** વિ. બીજું કોઇ; અજાણ્યું તટસ્થ

**ત્રાંસું** વિ. તિરકસ, વાંક વાળતું; **ત્રાંસ** પું. તિરકસપણું

**ત્રિપુંડ્ર** [સં.], –ડ નપું. કપાળમાં કરવામાં આવતી ત્રણ આડી રેખા-વાળા આડ (શિવોપાસકોની)

**ત્રિવેણી** [સં.] સ્ત્રી. જ્યાં ત્રણ નદીઓનો સંગમ થતો હોય તેવી જગ્યા

**ત્રિશૂલ(–ળ)** [સં.] નપું. ત્રણ પાંખાળું ભાલું

**ત્રેવડ** સ્ત્રી. ખરચવાંની તજવીજ, ગોઠવણ; કરકસર

**ત્રોફો** પું. નાળિયેરનું લીલું ફળ; સોપારીનો રોઠો

## થ

**થડ** નપું. ઝાડનો મૂળને મથાળેથી ડાળી-શાખા ફૂટે ત્યાં સુધીનો જાડો ભાગ; –ડિયું નપું. છોડવાનું થડ; –ડી સ્ત્રી. થપ્પી; –ડુંન પું. દુકાનમાં પૈસા વસૂલ કરવા બેસનારની જગ્યા

**થડકવું** અ. ક્રિ. બીકથી હૈયાનું ધબકવું; **થડક** સ્ત્રી. (લા.) ભય, બીક; **થડકો, થડકારો** પું. થડકવું એ

**થથેડો** પું. જાડો અવ્યવસ્થિત લેપ

**થપ્પડ** સ્ત્રી. થપાટ, લપડાક, લપ્પો

**થપ્પી** સ્ત્રી. એક ઉપર બીજી વસ્તુને મૂકી રાખવી એ, થડી; –પ્પો પું. થપાટ, લપ્પો; કસબવાળો ઉપર ચોડાતો વણાટ

**થર** પું. વળું, પડ; પોપડો

**થવું** અ. ક્રિ. સ્થિતિમાં આવવું, બનવું; નીપજવું

**થાકવું** અ. ક્રિ. શ્રમિત થવું, મહેનતને પરિણામે ઢીલા થવું; (લા.) કંટાળવું; **થાક** પું. શ્રમ, થાકવું એ; **થાકોડો** પું. થાક; વિશ્રામ

**થાણું** નપું. કેંદ્ર પડાવ; પોલીસ ચોકી, દેવડી; –ણદાર પું. થાણાનો અમલદાર; ફોજદાર

**થાન** નપું. કાપડનો તાકો; સ્તન, આઉ (ઢોરનું)

**થાપવું** સ. ક્રિ. સ્થાપના કરવી; છાણાં વગેરે ઘડવાં; –ણ સ્ત્રી. મૂડી, પૂંજી; ગિરો મૂકેલો અવેજ, ન્યાસ; **થાપ** સ્ત્રી. થાપવાની ક્રિયા; થાપી; (લા.) ભૂલ ખવડાવવી એ, છેતર-પિંડી; ધાપ, ગપ; **થાપી** સ્ત્રી. નરઘાં કે પખાજ–ઢોલ વગેરે ઉપર મારવામાં આવતો પૂરાં પાંચ આંગળાંનો ટેકો; **થાપો** પું. કંકુવાળી હથેળીની છાપ મારવી એ; શરીરમાં પૂંઠથી ઘૂંટણ સુધીનો હાડકાનો ભાગ

**થાબડવું** સ. ક્રિ. પોલી હથેળી એ ઠોકવું

**થાળ** પું. મોટી થાળી; (લા.) ઠાકોરજીને ધરવામાં આવતું નૈવેદ્ય; નૈવેદ્ય ધરતીવેળાનું કીર્તન-ભજન; –ળી સ્ત્રી. ધાતુના પતરાનું ચપટ ઘાટનું કાંઠાવાળું ભાણું; ગ્રામોફોનની રેકર્ડ; **થાળું** નપું. ઝાડના મૂળ-થડને ફરતે કરેલું ખામણું; કૂવા ઉપર કોશનું પાણી ઠલવાય છે તે ચપટી કૂંડી; ઘંટીનું ચોકઠું

**થાંભલો** પું. થંભ; લાકડા લોઢા કે પથ્થરનો ઊભો ટેકો; –લી સ્ત્રી. નાનો થંભ

**થીગડું** નપું. કપડાના ફાટેલા ભાગ ઉપર મૂકેલો –સાંધેલો નાનો-મોટો કકડો; –ડી સ્ત્રી. નાનું થીગડું

**થુવેર** પું. થોર

**થૂ(-થૂં)કવું** અ. ક્રિ.-સ. ક્રિ. મોઢામાંથી થૂંક ફેંકવું; **થૂક** નપું. થૂંકવાથી પડતું પ્રવાહી; **૦દાની** સ્ત્રી. થૂંક ઝીલવાનું વાસણ; **થૂ, થૂથૂ** અ. થૂંકવાનો અવાજ થાય તેમ; **થૂઈ** સ્ત્રી. રમતમાં 'થૂ' કરી થૂકવાને નિમિત્તે હોય તેમ વિરામ બતાવવો એ

**થૂમડું** નપું. નાના છોડવાનું મૂળ સહિત થડિયું

**થૂલું** નપું. લોટને ચાળવાથી વધતા કસ્તર–છોલાંનો ભૂકો; **–લી** સ્ત્રી. અનાજનાં ડૂંડાં ઉપરની પાતરી; ઘઉં વગેરેના છોલાંની પતલી ભૂકી

**થેપ** પું. જાડું લીંપણ કે લેપ; **૦લી** સ્ત્રી. લોંદાની નાની ચપટી ચકતી; **૦લું** નપું. ઘઉં વગેરેના લોટનું ચોપડું; **–પાડું** નપું. જાડું ધોતિયું

**થેલો** પું. કોથળો; **–લી** સ્ત્રી. કોથળી; ઝોળી

**થોક** પું. સ્ત્રી. થપ્પી, ખડકલો; ઝૂડી; **૦ડી** સ્ત્રી. થપ્પી; **૦ડો** પું. મોટો ખડકલો; **૦બંધ** વિ. જથાબંધ

**થોડું** વિ. કદ, પ્રમાણ, સંખ્યા વગેરેમાં અલ્પ; **૦ક** વિ. ખૂબ થોડું, સ્વલ્પ, જરાક; **૦ઘણું** વિ. ઓછું વત્તું

**થોથર** પું. મોઢા ઉપરનો સોજો

**થોથું** પું. બૂઠું તીર; ફાટેલું તૂટેલું –નકામા જેવું પુસ્તક

**થોભવું** અ. ક્રિ. સ્તંભી જવું, અટકવું, રોકાવું; **થોભ** પું. અટકવાપણું, અંત; **થોભા, થોભિયા** પું. બ. વ., **થોભિયાં** નપું. બ. વ. મૂછના બેઉ છેડા ફરતે વાળનો ઊગેલો ગચ્છો

**થોર** પું. થુવેર; **–રિયો** પું; **–રિયું** નપું. થુવેરનું થડિયું

**થોરો** પું. ઓશિયાળાપણાથી ભરેલી દિલગીરી બતાવવી એ

## દ

**દક્ષિણ** [સં.] વિ. જમણી બાજુનું; સ્ત્રી. પૂર્વ બાજુ મોઢું રાખી ઊભા રહેતાં જમણી બાજુની દિશા; પું. મુંબઇ રાજ્યનો દક્ષિણ દિશા બાજુનો પ્રદેશ, દખ્ખણ, મહારાષ્ટ્રનો પ્રદેશ; **–ણી** વિ. મહારાષ્ટ્રી (માણસ); સ્ત્રી. મરાઠી ભાષા; **–ણા** [સં.] સ્ત્રી ધાર્મિક ક્રિયા કે પ્રસંગને અંતે બ્રાહ્મણોને અપાતું રોકડ દાન

**દખમું** નપું. પારસીઓનું સ્મશાન

**દખલ** સ્ત્રી. વચ્ચે પડવું એ-દરમ્યાનગીરી, ડખલ; કનડગત, પજવણી; **૦ગીરી** સ્ત્રી. દખલ કરવી એ

**દગો** પું. છળકપટ; વિશ્વાસઘાત; **–ગલબાજ, –ગાખોર, –ગાબાજ** વિ. દગો કરનારું

**દડ** પું. નપું. ઝીણી ધૂળ રેતી કે એવી રજના મોટા થરવાળી જમીન; **–ડિયો** પું. પડિયો, પાંદડાનો બનાવેલો વાટકો; **–ડી** સ્ત્રી. નાનો દડો; દોરાની ફીંડલી; (લા.) શરીરનો બાંધો; **–ડો** પું. ગોળાકાર ગોટો

**દનિયું** નપું. દિવસ; રોજનું મહેનતાણું

**દફ્તર** નપું. કામકાજનાં કાગળિયાં–ચોપડી–ચોપડા વગેરે સાંચવવાનું સાધન; કાર્યાલય, કચેરી, ઑફિસ

**દફન** નપું. મુડદાને દાટવું એ; **–નાવવું** સ. ક્રિ. મુડદાને દાટવું

**દબવું** અ. ક્રિ. ચપટ રીતે ચગદાવું, ચંપાવું; **દબાવું** અ. ક્રિ. દબવું; **દબાણ** નપું. દાબ; (લા.) અંકુશ; **દાબવું, દબાવવું** (પ્રેરક) સ. ક્રિ. ચપટ રીતે ચગદવું, ચાંપવું; (લા.) અંકુશમાં રાખવું; **દાબ** પું. દબાણ; (લા.) અંકુશ; **દબાવ(–મ)ણી** સ્ત્રી. (લા.) અંકુશમાં રાખવાની ક્રિયા; **દાબો** પું. ધૂળનો ઢગલો; (લા.) પેટમાં થતો મળનો દબાવ; **દબાવ** પું. દાબવું એ

**દમ** [સં.] પું. ઇંદ્રિયોને દમવાની ક્રિયા; **૦ન** [સં.] નપું. દબાવવાની ક્રિયા; સરકાર કે સત્તાધારીઓ તરફનું દબાણ; કેર, જુલમ; **૦વું** સ. ક્રિ. દમન

**દમ** [ફા.] પું. શ્વાસ; શ્વાસનો એક રોગ; (લા.) તાકાત, શાકત; **–મિયું, –મિયેલ** વિ. દમના રોગવાળું

**દયા** [સં.] સ્ત્રી. અનુકંપા, મહેર; **૦મણું** વિ. દયા ઉપજાવે તેવું, રાંક, ગરીબડું; **૦ળુ** વિ. દયાવાળું

**દર** નપું. પ્રાણીઓએ જમીન વગેરેમાં રહેવા કરેલું બાકોરું. ભોણ

**દર** [ફા.] વિ. દરેક, હરેક; **૦માયો** પું. માસિક પગાર; **૦રોજ** અ. હમેશાં

**દર** પું. કીમત, ભાવ

**દરકાર** [ફા.] સ્ત્રી. કાળજી; પરવા

**દરખાસ્ત** [ફા.] સ્ત્રી. અરજી; ઠરાવ, પ્રસ્તાવ

**દરગાહ** [ફા.] સ્ત્રી. પીરની કબર; એવી કબરનું સ્થાન, તકિયો

**દરગુજર** [ફા.] વિ. માફ

**દરજી** [ફા.] પું. લૂગડાં સીવવાનો ધંધો કરનાર, સઇ; **–જણ** સ્ત્રી. દરજીની સ્ત્રી

**દરજ્જો** [આ.] પું. પાયરી, કોટિ, કક્ષા; અધિકાર, હોદ્દો

**દરબાર** [ફા.] પું. રાજસભા, કચેરી; નાની હકૂમતવાળો રાજા; **–રી** વિ. દરબારને લગતું

**દરમિયાન, દરમ્યાન** અ. અમુક સમયના વચલા ગાળામાં; **૦ગીરી** સ્ત્રી. વચ્ચે પડવું એ

**દરવાજો** [ફા.] પું. બારણું; ઝાંપો;

**દરાખ** સ્ત્રી. દ્રાક્ષ; કિસમિસ

**દરિદ્ર** [સં.] વિ. ગરીબ, કંગાળ; એદી; **–દ્રી** વિ. એદી

**દરિયો** [ફા.] મોટી નદી; પું. સમુદ્ર; **–યાઈ** વિ. દરિયાને લગતું–દરિયામાં રહેતું; **–યાવ** વિ. (લા.) મોટા દિલનું

**દરોડો** પું. એકદમ આવી થાપો મારવો એ, ધોંસ

**દર્દ** [ફા.] નપું. દુઃખ, પીડા; રોગ; **–ર્દી** વિ. માંદું, રોગી

**દર્શન** [સં.] નપું. જોવું એ; દેખાવ; **દર્શાવવું** સ. ક્રિ. બતાવવું

**દલાલ** [આ.] પું. મારફતિયો; સાટું ગોઠવી આપનાર; **–લી** સ્ત્રી. મારફત

**દલિત** [સં.] વિ. દબાયેલું, કચડાયેલું

**દલીલ** [આ.] સ્ત્રી. વાતનું સમર્થન; સમર્થન માટેની રજૂઆત

**દવલું** વિ. અળખામણું; અણગમતું

**દવા** [આ.] સ્ત્રી. ઓસડ; (લા.) ઉપાય, ઇલાજ; **૦ખાનું** નપું. ઔષધાલય

**દશા** [સં.] સ્ત્રી. સ્થિતિ, હાલત; (લા.) પડતી સ્થિતિ

**દશેરા** પું. બ. વ. આસો સુદિ ૧૦નો વિજયાદશમીનો તહેવાર

**દશૈયું** નપું. લગ્ન પછી વરવહુને વહુના બાપ તરફથી અપાતું દશ દિવસનું જમણ

**દસકત** પું. બ. વ. અક્ષર; સહી

**દસ્ત** [ફા.] પું. હાથ; ઝાડો, રેચ; **–સ્તો** પું. ખાંડણી-શિખળી માટેનું લોખંડનું નાનું સાધન; ૨૪ કાગળનો ઘા; **–સ્તાવેજ** [ફા.] લેણદેણનું લખાણ

**દહાડો** પું. દિવસ; તિથિવાર, તારીખ; (લા.) મરનાર પાછળ કરવામાં આવતો ભોજન વગેરેનો વિધિ; ગર્ભ; સમય, વખત

**દહીં** નપું. દૂધની જમાવટથી થતો પદાર્થ; **૦થરું** નપું. એક જાતની પોચી પૂરી; **૦વડું** નપું. દહીંમાં આથેલું વડું

**દહેશત** [આ.] સ્ત્રી. ભય, બીક

**દળ** [સં.] નપું. પાંદડું, ફૂલની પાંખડી; (લા.) જાડાઈ; **૦દાર** વિ. દળવાળું, જાડું

**દળવું** સ. ક્રિ. ભૂકો થાય એમ કચડવું, પીસવું; **–ણું** નપું. દળવાની વસ્તુ -અનાજ; દળવાની ક્રિયા; **દળાઈ, દળામણી** સ્ત્રી. દળવાનું મહેનતાણું

**દંડ** [સં.] પું. સજા, શિક્ષા; લાકડી; સજામાં લેવાતું નાણું; (લા.) કસરતમાં ઊંધા અધ્ધર સૂતા રહી કરવાની એક ક્રિયા; **–ડાબાજી** સ્ત્રી. દંડા કે લાઠીથી કરેલી મારામારી; **-ડૂકો,-ડો** પું. લાકડીનો જાડો ટુકડો

**દંત** [સં.] પું. દાંત; **૦કથા** [સં.] સ્ત્રી. મુખપરંપરાથી ચાલતી આવતી વાત; **–તાળ** પું. ખેતીનું એક ઓજાર, પંજેટી; **–તૂડી** સ્ત્રી. બાળકનો ફૂટતો નાનો દાંત; **–તૂશ(–સ)ળ** પું. હાથીદાંત

**દંભ** [સં.] પું. ડોળ, ખોટો ભપકો; **–ભી** [સં.] વિ. ડોળી

**દંશ** [સં.] પું. ડંખ, કરડ; **–શીલું** વિ. (લા.) દંશ રાખનારું, ઝેરીલું

**દાઈ, દાઇયણ, દાયણ, દાયા** સ્ત્રી. સુયાણી, ધાવ; સ્ત્રી નોકર, આયા

**દાક્તર** પું. 'એલોપથી' ની રીતે દવા કરનાર વૈદ્ય

**દાખડો** પું. શ્રમ, મહેનત

**દાખલ** વિ. અંદર ગયેલું–પેઠેલું; અ. –ને કારણે, માટે; તરીકે

**દાખલો** પું. ઉદાહરણ, દૃષ્ટાંત; પુરાવો, પ્રમાણ

**દાગીનો** પું. ઘરેણું, અલંકાર; માલસામાનનું પ્રત્યેક નંગ કે બીંડલું

**દાઝવું** અ. ક્રિ. બળવું, સળગવું; શરીર ઉપર બળવાની અસર થવી; રસોઇમાં અનાજનું વધુ પાકી ચોંટવું કે પોપડો જામવો; **દાઝ** સ્ત્રી. (લા.) લાગણી અનુકંપા; કિન્નો, દ્વેષ; ગુસ્સો

**દાટવું** સ. ક્રિ. ખાડો કરી એમાં વસ્તુ નાખી ઉપર ધૂળ વગેરે નાખવું; એવી રીતે છુપાવવું; (લા.) દમદાટી મારવી, ડર બતાવવો; **દાટી** સ્ત્રી. (લા.) ધમકી, ડર; **દાટો** પું. ખાળ વગેરેમાં મુકાતો લૂગડા લાકડા વગેરેનો ડૂચો, ડાટો

**દાઢ** સ્ત્રી. મોંમાં ચાવવાનો પ્રત્યેક ખેવડો દાંત; **–ઢા** પું. બ. વ. કરબડીના લોઢાના દાંતા; **–ઢી** સ્ત્રી. હડપચી; હડપચીમાં ઊગતા વાળ; **દાઢવું** સ. ક્રિ. (લા.) કટાક્ષમાં બોલવું

**દાણ** નપું. જકાતી મહેસૂલ; અ. ફેરે, વાર

**દાણો** પું. અનાજનો કણ; અનાજ; કણ; સોગટાંબાજીનો અંક; **–ણાદાર** વિ. કણદાર, કણ પડ્યા હોય તેવું; **–ણાપીઠ** સ્ત્રી. કણિયા બજાર; **–ણિયો** પું. સોગટાંબાજી વગેરેમાં રમવા કામ લાગતી મોટી કોડી; **–ણિયું** નપું. સોહાગણ સ્ત્રીનું ગળાનું એક ઘરેણું

**દાતણ** નપું. દાંત સાફ કરવાનો બાવળ વડવાઇ વગેરેની ડાંડીનો ટુકડો; એ દાંતે ઘસવાની ક્રિયા

**દાતરડું** નપું. કમાન -ઘાટનું ઘાસ કાપવાનું ધારવાળું ઓજાર; **–ડી** સ્ત્રી. નાનું દાતરડું; સૂવર વગેરેનો એ ઘાટનો દાંત

**દાતા** [સં.], **ાર** વિ. દાન આપનાર, સખાવતી

**દાથરું**, **–રિયું** નપું. કાથરોટ ઘાટનું માટીનું રસોઈ-ઉપયોગી એક ઠામ; **–રી** સ્ત્રી. માટીની થાળી

**દાદ** [ફા.] સ્ત્રી. અરજી; ફરિયાદ; ઇન્સાફ

**દાદર** પું. લાકડાની પહોળી મોટી સીડી; **–રો** પું. દાદર; ૭ માત્રાનો સંગીતમાં એક તાલ

**દાદર** સ્ત્રી. દરાજનો રોગ, ધાદર

**દાદો** પું. બાપનો બાપ; માનો બાપ; (લા.) ગુંડો; **–દી** સ્ત્રી. બાપની મા; માની મા; **–દાગીરી** સ્ત્રી. ગુંડાઈ, જબરદસ્તી

**દાન** [સં.] નપું. (શ્રદ્ધાથી) આપવું એ; બક્ષિસ

**દાનત** સ્ત્રી. મનનું વલણ, વૃત્તિ

**દાનું** વિ. ડાહ્યું, સમજુ

**દાપું** નપું. હક્કનો લાગો; લગ્નમાં લેવાતી કપાળગોરની હકશી

**દાબડો** પું. ડબરો, કટોદાન; **–ડી** સ્ત્રી. નાનો ડબરો; ચપટી ડબ્બી

**દાયકો** પું. દસ વર્ષનો ગાળો, દસકો

**દાયજો** પું. લગ્ન વખતે કન્યાને તેમજ વરને અપાતી પહેરામણી

**દાયરો** પું. સમુદાય, ટોળું; રાવણું; નાતનો કે સમાજનો બેઠેલો સમૂહ

**દારુણ** [સં.] વિ. ભયાનક; નિર્દય, કઠોર; તીવ્ર, સખત

**દારૂ** [ફા.] પું. મદિરા, મદ્ય; બંદૂક વગેરેમાં ફોડવા નખાતું ગંધક કોયલા વગેરેનું મિશ્રણ

**દાવ** [ફા.], **દા** પું. રમતમાં આવતો વારો; પાસામાં દાણાનું પડવું એ; (લા.) લાગ, અનુકૂળ સમય; યુક્તિ, પેચ

**દાવો** પું. માલિકીહક્ક; માલિકીહક્ક મેળવવા સરકારમાં કરાતી ફરિયાદ; (લા.) પ્રમાણપુરઃસરતું કથન

**દાળ** સ્ત્રી. કઠોળનું ફાડિયું; એની પ્રવાહી કે લચકા પ્રકારની વાની; ઈંડાંની જરદી

**દાંડ** વિ. (લા.) ઉદ્દંડ (માણસ), ડાંડ; વાયડું; **–ડી** સ્ત્રી. નાના કતીકા જેવી લાકડાની ગોળ કે ચોરસ છડી; **–ડો** પું. શેરડી વગેરેનો સાંઠો; મોટી દાંડી; દંડૂકો

**દાંત** પું. મોઢામાંનો પ્રત્યેક દંત હાથી-દાંત; **–તિયું** નપું. (લા.) દાંત દેખાડી કચકડવા દોડવું એ; **–તિયો** પું. મોટો કાંસકો; **–તી** સ્ત્રી. વાઘ-નખિયું; ધારિયું; ધારવાળા પદાર્થમાં કે દોરામાં પડતી કરકરિયાવાળી ખાંડ; ખસકો; **–તો** પું. દાંતના આકારનો પદાર્થ (કરવત વગેરેમાં હોય છે તેવો); ચણતરમાં ફાટ ન પડે એ માટે ખૂણે મૂકવામાં આવતા દગડા

**દિય(–યે,–યો)ર, દેર** પું. પતિનો નાનો ભાઈ

**દિલ** [ફા.] નપું. અંતઃકરણ, મન; **–લાસો** [ફા.] પું. આશ્વાસન; **–લોજાન** [ફા.] વિ. પ્રાણપ્રિય, ખૂબ વહાલું; **–લ્લગી** [હિં.] સ્ત્રી. પ્રેમ, દોસ્તી; વિનોદ, મજાક

**દિવસ** [સં.] પું. સૂર્યના ઉદયથી અસ્ત સુધીનો સમય; રાતદહાડો; (લા.) ચડતી પડતીનો સમય; હમેલ, ગર્ભ

**દિવાસો** પું. આષાઢ વદિ અમાસનો તહેવાર

**દિવ્ય** [સં.] વિ. દૈવી, અદ્ભુત

**દિશા** [સં.] સ્ત્રી. પૂર્વ પશ્ચિમ ઉત્તર દક્ષિણ એ ચાર બાજુ; માર્ગ, રસ્તો; બાજુ, તરફ

**દીકરો** પું. પુત્ર; **–રી** સ્ત્રી. પુત્રી

**દીક્ષા** [સં.] સ્ત્રી. ગુરુ પાસેથી વ્રત નિયમ ઉપદેશ મંત્ર વગેરે લેવાની ક્રિયા

**દીન** [સં.] વિ. ગરીબ

**દીન** [આ.] પું મુસ્લિમ ધર્મ; કોઈ પણ ધર્મ; **–ની** વિ. ધાર્મિક

**દીપડો** પું. વાઘની જાતનું એક પ્રાણી

**દીપવું** અ. ક્રિ. શોભવું; **દીપાવવું** સ. ક્રિ. (પ્રેરક) શોભાવવું

**દીર્ઘ** [સં.] વિ. લાંબું

**દીવાન** [આ.] પું. પ્રધાન, કારભારી; **૦ખાનું** નપું. મકાનમાંનો વચ્ચેનો કે મુખ્ય મોટો બેઠકનો ખંડ; **–ની** વિ. લેણદેણના ઇન્સાફને લગતું; **–નું** વિ. (લા.) ગાંડું

**દીવાલ** [હિં.] સ્ત્રી. ભીંત

**દીવો** પું. પ્રકાશ આપનારું સાધન; **–વડી** સ્ત્રી. નાની દીવી; **–વડો** પું. લગ્ન વખતે વાપરવામાં આવતો પતરાંનો દીવો; **–વી** સ્ત્રી. પિત્તળ તાંબા કે લાકડાની કોડિયું કે દિવેટ રાખી પ્રજાળવામાં આવતી માંડણી; **–વાદાંડી** સ્ત્રી. દરિયામાં કે દરિયા-કાંઠે વહાણોને રાત્રે દોરવણી આપવા કરાતો દીવાવાળો થાંભલો કે મોટી ચીમની ઘાટની ચણતર; **–વાસળી**

સ્ત્રી. કાંઠી; **દીવટ, દવેટ, દિવેટી** સ્ત્રી. વાટ; **દિવેલ** નપું. એરંડિયું તેલ; **દિવેલિયું** વિ કોડિયું; (લા.) જુલાબ લીધો હોય અને જેવું નિમાણું મોઢું થાય તેવા મોઢાવાળું; **દિવેલી** સ્ત્રી. એરંડી; **દિવેલો** પું. એરંડો; **દિવાળી** સ્ત્રી. આસો વદિ અમાસનો તહેવાર

**દીંટ,-ટિયું,-ટું** નપું. ફળ કે પાંદડાંનું ડોચકું, ડીંટું

**દીંડું** નપું. થોર વગેરેની દાંડલી, ડીંડું

**દુકાન** [ફા.] સ્ત્રી. હાટ; **૦દાર** વિ. પું. દુકાનમાં બેસી વેપાર કરનાર; **-ની** સ્ત્રી. બે પાઈ

**દુકાળ** પું. અનાજ ઘાસ વગેરેની અછતનો સમય; **-ળિયું** વિ. દુકાળમાં દુઃખી થઈ ગયેલું; (લા.) ભિખારી

**દુનિયા** [અ.] સ્ત્રી. સૃષ્ટિ; જગત; **દુન્યવી** વિ. દુનિયાને લગતું

**દુરસ્ત** [ફા.] વિ. મરામત કરેલું, સમારેલું; ખરું; **-સ્તી** સ્ત્રી. મરામત

**દુરાચાર** [સં.] પું. ખરાબ વર્તણૂક; અનીતિમય આચરણ; **-રી** [સં.] વિ. ખરાબ વર્તણૂકવાળું

**દુર્ગતિ** [સં.] સ્ત્રી. ખરાબ ગતિ, નઠારી હાલત

**દુર્ગંધ** [સં. પું.] સ્ત્રી.,**-ધી** સ્ત્રી. ખરાબ વાસ, બદબો

**દુર્બળ** [સં.] વિ. દૂબળું, કમજોર; (લા.) ગરીબ, રાંક

**દુર્બુદ્ધિ** [સ.] સ્ત્રી. ખરાબ-દુષ્ટ બુદ્ધિ

**દુર્બોધ** [સં.] વિ. મુશ્કેલીથી સમજાય એવું

**દુર્લક્ષ** [સં.] નપું. બેદરકારી

**દુર્લભ** [સં.] વિ. મેળવવું મુશ્કેલ

**દુર્વ્યવસ્થા** [સં.] સ્ત્રી. ગેરવ્યવસ્થા

**દુવા** સ્ત્રી. આશીર્વાદ; **૦ઈ** સ્ત્રી. આણ; સોગંદ

**દુશ્મન** [ફા.] પું. શત્રુ; **-નાઈ** **-ની** સ્ત્રી. શત્રુતા

**દુષ્ટ** [સં.] વિ. નઠારું; પાપી; લુચ્ચું

**દુહો** પું. દોહરો; સોરઠી લોકસાહિત્યનો અનિયંત્રિત દોહો

**દુંદ** સ્ત્રી. પેટની ફાંદ; **-દાળો** પું. ગણપતિ દેવ

**દુઃખ** [સં.] પીડા, કષ્ટ; **-ખી** [સં.] વિ. દુઃખથી પીડાતું; **દુખડું, -ણું** નપું. ઓવારણું; **દુખણી** સ્ત્રી. દુઃખી સ્ત્રી; **દુખવું** અ. ક્રિ. દુઃખ થવું, દૂભવવું; **દુખવવું** સ. ક્રિ. (પ્રેરક) દુઃખ દેવું, **દુખાડવું** સ. ક્રિ. (પ્રેરક) ગૂમડું કે વ્રણ ઉપર સ્પર્શ કરવાથી દુખાય એમ કરવું; **દુખિયારું, દુખિયું** વિ. દુઃખથી પીડાતું, દુઃખી

**દૂઝવું** અ. ક્રિ. દૂધ દેવું; ઝરવું, નીગળવું; **-ણું** વિ. દૂધ આપતું (ઢોર); **દુઝાણું** નપું. ઘરમાં ઢોર દૂઝતાં હોય તેવી સ્થિતિ

**દૂત** [સં.] પું. સંદેશો પહોંચાડનાર, કાસદ; **-તી** [સં.] સ્ત્રી. સંદેશો પહોંચાડનારી સ્ત્રી, કુટણી; **-તું** વિ, (લા.) લુચ્ચું

**દૂધ** નપું. સ્તન કે આંચળમાંથી નીકળતું ધોળું પ્રવાહી; કેટલીક વનસ્પતિમાંથી નીકળતો એવો પદાર્થ; (લા.) જાત; **–ધિયા** પું. બ. વ. બાળકને સૌથી પહેલા આવેલા દાંત; **–ધી** સ્ત્રી. મીઠી તૂંબડીનો વેલો; એનું ફળ; **–ધિયું** વિ. દૂધના રંગનું; તેલ પાણી ને ખારો મેળવી દાળ વગેરેમાં નાખવા કરેલું પ્રવાહી; નપું. દૂધીનું ફળ; **દુધાળ, –ળું** વિ. દૂધ આપનારું (પશુ)

**દૂબળું** વિ. દુર્બળ; **–ળો** પું. ભીલને મળતો એ જ જાતનો આદમી; **–ળી** સ્ત્રી. દૂબળાની સ્ત્રી

**દૂભવું, દુભાવું** અ. ક્રિ. દુઃખી થવું; **દૂભવવું** સ. ક્રિ. (પ્રેરક) દુઃખ દેવું; વાણીથી પજવવું; **દૂભણ** સ્ત્રી. મન દુભાવું એ

**દૂર** [સં. ફા.] વિ. વેગળું, આઘું, છેટું; અ. વેગળે, છેટે; **૦બીન** [ફા.] નપું. દૂરદર્શક યંત્ર; **–રંદેશી** સ્ત્રી. અગમચેતી, દીર્ઘદૃષ્ટિ

**દૂંટી** સ્ત્રી. પેટ ઉપરની નાળના મૂળ સંબંધવાળું ખાડાવાળું અંગ, ડૂંટી; **–ટો** પું. દૂંટી ઉપરનો બહાર નીકળતો ટણિયો

**દૃઢ** [સં.] વિ. મજબૂત; સ્થિર

**દૃષ્ટાંત** [સં.] નપું. ઉદાહરણ, દાખલો

**દૃષ્ટિ** [સં.] સ્ત્રી. નજર; (લા.) ધ્યાન, લક્ષ્ય

**દેખવું** સ. ક્રિ. જોવું; **–રેખ** સ્ત્રી. સંભાળ, તપાસ; **દેખા** સ્ત્રી. પ્રત્યક્ષ જણાવું એ; **દેખાડવું** સ. ક્રિ. (પ્રેરક) બતાડવું; **દેખાડ, દેખાડો** પું. બતાડવું એ; હૂંડીનાં નાણાં મેળવવા પહેલાં હૂંડીને દેખાડવાની ક્રિયા; **દેખાદેખી** સ્ત્રી. વાદોવાદે કરવામાં આવતું અનુકરણ; **દેખાવ** પું. દેખાવું એ; **દેખાવડું** વિ. સુશોભિત; રૂપાળું; **દેખીતું** વિ. ઉપર ઉપરથી દેખાતું; પ્રત્યક્ષ, ખુલ્લું

**દેગ** [ફા.] પું. તાંબાની મોટી ચરવી; **૦ડો** પું. દેગથી જરા નાની ચરવી; **૦ડી** સ્ત્રી. તદ્દન નાની ચરવી

**દેચ, –જ** પું. કન્યાને વરપક્ષ તરફથી આપવામાં આવતી લગડાં નાણાં વગેરેની ભેટ; કન્યાના બાપને વરપક્ષ તરફથી આપવામાં આવતું નાતારીત મુજબનું નાણું

**દેડક, –કો** પું. મંડૂક; **–કું** નપું. મંડૂક; **–કી** સ્ત્રી. દેડકાની માદા; નાનું દેડકું

**દેન** સ્ત્રી., નપું. તાકાત

**દેન** નપું. મડદાને આપવામાં આવતો અગ્નિસંસ્કાર

**દેરું** નપું. દેવઘર, દેવાલય; **–રી** સ્ત્રી. નાનું દેરું; **–રાસર** નપું. જૈન તીર્થંકરોનું દેવાલય

**દેવ** [સં.] પું. સ્વર્ગમાં રહેનાર દિવ્ય સત્ત્વ, દેવતા; દેવોના પણ દેવ, પરમેશ્વર; સ્વામી, રાજા; **૦તા** [સં. સ્ત્રી.] પું. દેવ; અગ્નિ, દેવતા; **૦તાઈ** વિ. દિવ્ય; **–વી** [સં.] સ્ત્રી.

દેવની સ્ત્રી, અપ્સરા; દેવતાઈ શક્તિ; દેવતાઈ શક્તિની મૂર્તિ, માતા; **દેવાલય** [સં. પું. નપું.], નપું. દેવ-મંદિર; **દેવળ** નપું. ખાસ કરી ખ્રિસ્તી લોકોનું ધર્મસ્થાન; **દૈવ** [સં.] નપું. નસીબ; **દૈવત** [સં.] નપું. દેવપણું; તાકાત; **દૈવી** [સં.] વિ. દિવ્ય

**દેવડી** સ્ત્રી. પહેરેગીરને બેસવાની જગ્યા; ચબૂતરો, ચોકી

**દેવું** સ. ક્રિ. આપવું; **–કારો** પું. 'દે દે' એવો અવાજ; (લા.) સખત મારામારી; **દેણું, દેવું** નપું. કરજ, ઋણ; **દેણગી** સ્ત્રી. દાન, બક્ષિસ; **દેણદાર, દેવાદાર** વિ. કરજવાળું; **દે(–દિ)વાળું** નપું. કરજ ન ભરી શકવાથી બતાવવામાં આવતી નાદારી; **દે(–દિ)વાળિયું** વિ. દેવાળું જાહેર કરનાર, નાદાર

**દેશ** [સં.] પું. મુલક; વતન; **૦નિકાલ, ૦વટો** પું. દેશમાંથી હાંકી કાઢવાની સજા; **–શા(–સા)ઈ** પું. રાજ્યને કરેલી સેવામાં મળેલી જાગીરવાળો આદમી; એક અટક; ગુજરાતી રબારીની સામાન્ય ઓળખ; **–શાવર** [સં.] પું. પરદેશ; **–શી** [સં.] વિ. દેશને લગતું; સ્વદેશી

**દેહ** [સં.] પું. શરીર, કાયા, કલેવર

**દૈનિક** [સં.] વિ. દરરોજનું; નપું. દરરોજ પ્રસિદ્ધ થતું છાપું

**દોકડો** પું રૂપિયાનો સોમો ભાગ, એ કીમતનો સિક્કો; બાર ટકા વ્યાજ; ગુણ, માર્ક (પરીક્ષાપત્રોમાં મુકાતી અંકસંખ્યા)

**દોટ, –ડ** સ્ત્રી. દોડવાની ક્રિયા; **દોડવું** અ. ક્રિ. ઝડપથી ઉતાવળે પગલે દૂર જવું; નાસવું; **દોડાદોડી** સ્ત્રી. વારંવાર દોડવું એ; **દોડધામ** સ્ત્રી. જ્યાં ત્યાં દોડદોડ કરવી એ

**દોઢ,–ઢું** વિ. એક ને અડધું; **–ઢડાહ્યું** વિ. વધુ પડતું ડાહ્યું; **–ઢિયું** વિ. દોઢ પનાવાળું; નપું. પૈસે, કાવડિયું; દોઢ પ્રાસવાળું ગીત

**દોણી** સ્ત્રી. દૂધ દહીં ભરવાની હાંડલી; **–ણું** નપું. મોટી દોણી; (લા.) દોણા જેવું પેટ

**દોથો** પું. ખોબો

**દોદળું** વિ. ખોખરું; નિર્બળ

**દોર** [ફા.] પું. સત્તા, અમલની કરડાકી; ભભકો, દમામ

**દોર** [સં.] પું., સ્ત્રી. જાડું દોરડું; પતંગની દોરી; **૦ડી** સ્ત્રી. નાનું દોરડું; **૦ડું** નપું. વળવાળું નાળું; **૦ડો** પું. દોરો; મંત્રવાળો દોરો; વરકન્યાને બાંધવામાં આવતી છેડાછેડીની દોરી; **૦વું** સ. ક્રિ. હાથ ઝાલી ચલાવવું; લીટી આંકવી; ચીતરવું; **૦વવું** સ. ક્રિ. (પ્રેરક) દોરા ભરવા; દોરવું; **૦વણી** સ્ત્રી. દોરવવું એ; પ્રેરણા; શિખવણી; **–રિયો** પું. એક જાતનું કાપડ; ગળાનું એક ઘરેણું; **–રી** સ્ત્રી. રસ્સી, નાળી; પતંગની દોર; (લા.) કાબુની ચાવી

**દોલત** [ફા.] સ્ત્રી. પૂંજી, દ્રવ્ય, પૈસો

**દોલું,–લિયું** વિ. દુલ્લું, ઉદાર

**દોષ** [સં.] પું. ભૂલ; ખામી; ગુનો, વાંક; લાંછન, એબ; પાપ; **-ષિત** [સં.] વિ. દોષવાળું; ગુનેગાર

**દોસ્ત** [ફા.] પું. મિત્ર; **-સ્તી** [ફા.] સ્ત્રી. મિત્રાચારી

**દોહવું** સ. ક્રિ. ઢોરનું દૂધ કાઢવું; (લા.) સાર ખેંચવો; **દોવાવું** અ. ક્રિ. (કર્મણિ) દૂધ કઢાવું; **દોવડા(-રા)-વવું** સ. ક્રિ. (પ્રેરક) દૂધ કઢાવડાવવું

**દ્યૂત** [સં.] નપું. જુગાર, જૂગટું

**દ્રવ્ય** [સં.] નપું. પદાર્થ; નાણું, પૈસો

**દ્વેષ** [સં.] પું. ઈર્ષ્યા, અદેખાઈ; **-ષી** [સં.] વિ. દ્વેષવાળું; **-ષીલું** વિ. અદેખું

## ધ

**ધક્કો** પું. હડસેલો; ફેરો; (લા.) નુકસાન; **ધકાધકી** સ્ત્રી. વારંવાર હડસેલા મારવા એ; **ધકેલવું** સ. ક્રિ. હડસેલવું; ગમે તેમ આગળ ચલાવ્યે રાખવું; **ધક્કામુક્કી** સ્ત્રી. હડસેલાને મુક્કાઓની મારામારી

**ધક્કો** (અં. 'ડોક') પું. ફુરજો

**ધખ** સ્ત્રી. ભારે તરસ; **-ખારો** પું. બાફ, ગરમી; (લા.) ઝંખના; **ધખવું** સ. ક્રિ. (લા.) ગુસ્સે થવું; ખિજાવું

**ધગવું** અ. ક્રિ. દાઝી જવું

**ધજા** સ્ત્રી. ધ્વજ, વાવટો

**ધડ** નપું. માથા વિનાનું શરીર

**ધડકવું** અ. ક્રિ. (હૃદયનું) ધબકવું; **ધડક** સ્ત્રી. ધબકાર; (લા.) બીક; **ધડકાર,-રો** પું. ધબકારો, થડકારો

**ધડકી** સ્ત્રી. નાની ગોદળી

**ધડાકો** પું. 'ધડ' એવો અવાજ; (લા.) આશ્ચર્યમાં નાખે તેવો એકાએક બનેલો બનાવ

**ધડી** સ્ત્રી. ત્રાજવું; **-ડો** પું. ત્રાજવાનું સમતોલપણું ન હોવું એ; સમતોલ કરવાને ત્રાજવામાં મૂકવામાં આવતું વજન; (લા.) ધોરણ, નિયમ; બોધ

**ધણ** નપું. ગાયોનું ટોળું

**ધણધણવું** અ. ક્રિ. પૃથ્વીનું ધમધમવું- **ધણધણાટ** પું. પૃથ્વીની ધ્રુજારી, કંપ

**ધણી** વિ. સ્વામી, પતિ; માલિક; (લા.) આધાર; **-ણિયાણી** સ્ત્રી. માલિક સ્ત્રી; પત્ની; **-ણિયાતું** વિ. માલિકી વાળું (ઘર વગેરે)

**ધતિંગ** નપું. ઢોંગ ધતૂરો

**ધધડાવવું** સ. ક્રિ. (લા.) ખૂબ ઠપકો આપવો

**ધન** [સં.] નપું. દ્રવ્ય, પૈસો; સમૃદ્ધિ

**ધનુષ** [સં.],**-ષ્ય** નપું. કામઠું; **ધનુર્વા** પું. લોહીમાં રસી પ્રસરી જતાં થતો રોગ

**ધનેડું,-રું** નપું. ધાન્યમાં પડતું એક જંતુ

**ધબ્બો** પું. પોલા મુક્કાનો માર; **ધબેડવું** સ. ક્રિ. ધબ્બે ધબ્બે મારવું

**ધમકવું** અ. ક્રિ. સુગંધ આવવી; **ધમકાવવું** સ. ક્રિ. (પ્રેરક) (લા.) ઠપકો આપવો, ડર બતાવવો; **ધમકી** સ્ત્રી. ઠપકો; બીક

**ધસધોકાર** અ. પૂર ઝડપથી, સપાટા-બંધ
**ધમપછાડ** સ્ત્રી. તોફાન અને અધીરાઈ
**ધમરોળવું** સ. ક્રિ. ભારે રોકકળ કરવી; **ધમરોળ** સ્ત્રી. ભારે રોકકળ
**ધમવું** સ. ક્રિ. ધમણ ચલાવવી; અગ્નિને પવન નાખવો
**ધમારવું** સ. ક્રિ (પશુને) નવડાવવું; (લા). ખૂબ માર મારવો
**ધમાલ** સ્ત્રી. ધાંધલ, ધમાચકડી; **–લિયું** વિ. ધમાલ કરનારું
**ધરણી** [સં.] સ્ત્રી. ધરતી, જમીન
**ધરતી** સ્ત્રી. જમીન
**ધરપત** સ્ત્રી. ધીરજ, ધારણા
**ધરબવું** સ. ક્રિ. ખાડો પાડી રોપેલી ચીજના આસપાસ માટી કાકરા નાખી ઠાંસવું
**ધરમૂળ** નપું. છેક શરૂઆત
**ધરવું** સ. ક્રિ. ધારણ કરવું, પકડવું, પકડી રાખવું; **ધારવું** સ. ક્રિ. ધારણ કરવું, પહેરવું; વિચારવું; અટકળ કરવી; **ધારણા**[સં.] સ્ત્રી. વિચારણા; ધરપત
**ધરા** [સં.] સ્ત્રી. ધરણી, જમીન
**ધરાર** અ. સામાની ઇચ્છા ન હોય તોપણ કરવામાં આવે એમ; અલબત્ત, અવશ્ય
**ધરાર,–ળ** પું. ધૂંસરી બાજુ ગાડામાં ભાર કે દબાણનું વધી પડવું એ
**ધરાવું** અ. ક્રિ. તૃપ્ત થવું; સંતુષ્ટ; **ધરવ** પું. તૃપ્તિ; સંતોપ
**ધરી** સ્ત્રી. પૈડાની લઠ્ઠી, આંસ; પૃથ્વીની દક્ષિણ–ઉત્તર જતી કાલ્પનિક મધ્યરેખા; **–રો** પું. મોટી ધરી
**ધરુ** પું. બ. વ., નપું. બીજ ઉગાડીને બીને રોપવા કરેલા છોડ (ચોખા રીંગણી વગેરેના)
**ધરો** સ્ત્રી. દૂર્વા, ધ્રોકડ નામનું ઘાસ
**ધરો** પું. પાણીનો નદીમાં આવેલો ધૂનો, ધ્રે
**ધર્મ** [સં.] પું. ગુણ, લક્ષણ; ફરજ; નીતિ સદાચાર તેમજ જન્મ મરણ અને ઈશ્વરાદિ ગૂઢ તત્ત્વોની વિચારણા માટેનો પરંપરાગત સંપ્રદાય; (લા.) દાનપુણ્ય; **ધાર્મિક** [સં.] વિ. ધર્મને લગતું
**ધસવું** અ. ક્રિ. જોશથી આગળ જવું, હલ્લો કરવો; **ધસારો** પું. ધસવું એ, હલ્લો
**ધંધ** પું. ધમસાણ, તોફાન; **–ધો** પું. ઉદ્યમ, રોજગારું વેપાર; **–ધાદાર** વિ. ધંધો કરનારું; **ધાંધલ** સ્ત્રી. તોફાન; **ધાંધાલિયું** વિ. તોફાની
**ધા** સ્ત્રી. મદદ માટેનો પોકાર; હાય
**ધાક** સ્ત્રી. બીક; અંકુશ; (કાને) બહેપણું
**ધાગો** પું. દોરો
**ધાડ** સ્ત્રી. લુટારુ ટોળીનો હુમલો
**ધાણી** સ્ત્રી. શેકવાથી ફૂટેલી જુવાર બાજરી રોજગરો વગેરેના દાણા
**ધાતુ** [સં. પું.] પું. શબ્દમૂળ, ક્રિયાવાચક મૂળ શબ્દ; સ્ત્રી. શરીરમાંનાં સાત મૂળ તત્ત્વ; વીર્ય, શુક્ર, સોનું, ચાંદી વગેરે ખનિજ પદાર્થ
**ધાન** નપું. ધાન્ય, અનાજ; રાંધેલા; ચોખા કે ખીચડી
**ધાન્ય** [સં.] નપું. અનાજ

**ધાપ** સ્ત્રી. થાપ, છેતરપિંડી; ફરેબ; ચોરી

**ધાબળો** પું. કામળો; –**ળી** સ્ત્રી. કામળી

**ધાબું** નપું. છાપરાને સ્થળે કરેલી ચૂના વગેરેની પાકી અગાસી યા માળના સપાટી; મોટો ડાઘો ડબકો; દૂધનો હાંડો કે વાસણ, ઝાલ; –**બો** પું. અગાસી કે માળનું ધાબું; મોહનથાળ વગેરેમાં કરવામાં આવતી દૂધની ધરબ

**ધામ** [સં.] નપું. રહેવાનું ઠામ, મકાન; તીર્થસ્થળ; –**મો** પું. લાંબા સમય માટેનો પડાવ

**ધામધૂમ** સ્ત્રી. આનંદ ઉત્સવની સારી તૈયારી

**ધારા** [સં.] સ્ત્રી. ધારે, શેડ; **ધાર** સ્ત્રી. હથિયાર કે ઓજારના ઝીણા કિનારી –કોર; પ્રવાહી પદાર્થોની પાતળી શેડ; કોર, કિનારો છેડો; ડુંગરની જમીનથી બહુ ઊંચી નહિ તેવી લાંબી દૂર સુધી જતી માળા; લાંબે સુધી જતો ઊંચાણવાળો સાંકડો ભૂમિભાગ; –**રાળો** પું. એવી ધાર ઉપર રહેતો ભીલ જાતિનો વર્ગ; –**રિયું** નપું. દાતરડાના ઘાટનું લાંબી લાકડીના હાથાવાળું એક હથિયાર; –**રો** પું. કાયદો, નિયમ

**ધાલાવેલી** સ્ત્રી. આકરી અધીરાઇ, ભયની તાલાવેલી

**ધાવવું** સ. ક્રિ. સ્તન કે થાનમાંથી દૂધ પીવું; **ધાવ** સ્ત્રી. ધવડાવનારી દાયા; **ધાવણ** નપું. ધાવવામાંથી મળતું દૂધ

**ધાવું** અ. ક્રિ. દોડવું

**ધાશ(–સ)કો** પું. હૃદયમાં ઊભી બીક, ધ્રાસકો

**ધાસ્તી** સ્ત્રી. બીક, ડર, દહેશત

**ધાંસ** સ્ત્રી. મરચાં વગેરેની રજથી આવતી સૂકી ખાંસી

**ધિક્કાર** [સં.] પું. ફિટકાર; ૦**વું** સ. ક્રિ. ધિક્કાર આપવું, ફિટકારવું

**ધિંગું** વિ. શરીરે હૃષ્ટપુષ્ટ, લઠ્ઠ; –**ગાણું** નપું. ભારે ધાંધલ; હાથોહાથની નાની લડાઈ

**ધીકવું** અ. ક્રિ. ખૂબ સળગવું; (લા.) ખૂબ વેગમાં રહેવું

**ધીટ** વિ. ધૃષ્ટ; નીડર; સહનશીલ

**ધીમું** વિ. ધીરું, મંદ; શાંત પ્રકૃતિનું; શિથિલ પ્રકૃતિનું; –**મેધીમે** અ. ધીરે ધીરે; –**મેથી** અ. ધીરેથી

**ધીર,**૦**જ,**૦**પ** સ્ત્રી. ધૈર્ય; ધીરતા, ધીરપણું; **ધીરું** વિ. ધીમું; **ધીરેથી** અ. ધીમેથી

**ધીરવું** સ. ક્રિ. ભરોસે સોંપવું; ઉછીનું કે વ્યાજે આપવું; (લા.) કોઠું આપવું, સામાનું દિલ સ્વીકારવું;

**ધીરાણ** નપું. ધીરવું એ

**ધુમ્મસ** પું. નપું. હવામાં આવતી આંધી

**ધૂણવું** અ. ક્રિ. ભૂત પ્રેત પિશાચ, જેવાના આવેશમાં આવી શરીર ધ્રુજાવવું; **ધુણાવવું** સ. ક્રિ. (પ્રેરક) બીજાને ધ્રુજાવવું; (લા.) (પોતાની ઇચ્છા મુજબ) સામાની પાસે બોલાવવું

**ધૂણી** સ્ત્રી. બેઠો ધુમાડો; બાવા સાધુઓ પોતાની સામે બળતાં લાકડાં રાખે છે તે જગ્યા

**ધૂતવું** સ. ક્રિ. છેતરવું; **–ધુતારું** વિ. છેતરપિંડી કરનાર

**ધૂન** સ્ત્રી. સતત ચાલતો ધ્વનિ (ભજન વગેરેનો); લહે; તરંગ, લહેર; **–ની** વિ. ધૂનવાળું; તરંગી

**ધૂપ** [સં.] પું. અગ્નિ ઉપર સુગંધી દ્રવ્ય નાખતાં થતો ધુમાડો; ધૂપનો પદાર્થ; **૦સળી** સ્ત્રી. અગરબત્તી; **–પિયું** ન. ધૂપ કરવાનું ચલાળું; **ધુપેલ** નપું. ધુમાડી આપી કરવામાં આવેલું સુગંધી તેલ

**ધૂમ** વિ. અ. સતત; પુષ્કળ

**ધૂમ** [સં.] ધુમાડો; **૦કેતુ** [સં.] પું. પૂંછડિયો તારો; **૦પાન** [સં.] નપું. બીડા, ચલમ, હુક્કો વગેરે પીવો એ; **ધુમાડી** સ્ત્રી. ધૂણી; **ધુમાડો** પું. ભડકા વિનાના અગ્નિમાંથી નીકળતો ધૂંવો; (લા.) આંધળો ભારે ખર્ચ; **ધુમાડિયું** નપું. ધુમાડો નીકળવાનું છાપરા કે દીવાલમાંનું જાળિયું; **ધુમાવું** અ. ક્રિ. બળતાં ધુમાડો થવો

**ધૂળ** સ્ત્રી. માટી રજનો ઝીણો ભૂકો; **ધુળેટી** સ્ત્રી. (ધૂળ ઉડાવવા વગેરેની ક્રિયા થવાને કારણે ઊજવાતો) હોળીના વળતા પડવાનો ઉત્સવ

**ધૂંધવાવું** અ. ક્રિ. ધુમાડો થવો; **ધૂંધળું** વિ., નપું. ધુમાળાવાળું; **ધૂંધળાવું** અ. ક્રિ. ઝાંખું પડવું

**ધોકડું** નપું. રૂની મોટી ગાંસડી; **–ડી** સ્ત્રી. નાનું ધોકડું

**ધોકો** પું. જાડી લાકડી; ચટણી વગેરે વાટવાનો ગોળજાડો બડીકો; લુગડાં ધોવાનો પાટડો; (લા.) વિઘ્ન; નડતર; નુકસાન; **–કાવવું** સ. ક્રિ. પદાર્થને ધોકા વતી કૂટવો, **ધોકણું, ધોકાણું** નપું. કપડાં ધોવાનો ધોકો

**ધોખો** પું. રોષ અને દુઃખની લાગણી; (લા.) દગો, નુકસાન

**ધોતિયું** નપું. થેપાડું; **–તલી** સ્ત્રી. ફાળિયું, પંચિયું

**ધોધ** પું. પાણીનો ઉપરથી પડતો પ્રવાહ; **૦માર** અ. મોટી ધારાઓમાં પડે એમ

**ધોબી** પું. લૂગડાં ધોવાનો ધંધો કરનાર જાતિનો પુરુષ; **–બણ** સ્ત્રી. ધોબીની સ્ત્રી

**ધોમ** પું. સૂર્યનો સખત તાપ

**ધોરણ** [સં.] નપું. વલણ; નિયમ; રિવાજ; શ્રેણી; પ્રમાણ; વહીવટી પદ્ધતિ; **૦સર** અ. ધોરણ–નિયમ પ્રમાણે

**ધોરી** વિ. મુખ્ય; સરિયામ; પું. બળદ; (લા.) મોટો દીકરો; **-રિયો** પું. ખેતર અને બાગ વગેરેમાં થતી પાણીની નીક; **–રો** પું. અગાસીની પાળ; ઓટલાનો તકિયો; ખેતરની પાળ; ઝાડના મૂળ ફરતો કરાતો માટીનો ઓટો

**ધોલ** પું. માથાના પાછળના ભાગ ઉપર હાથનો પંજો મારવામાં આવે એ ક્રિયા

**ધોવું** સ. ક્રિ. પાણી વતી પદાર્થને શુદ્ધ કરવો, પાણીથી સાફ કરવું; (લા.) ઠપકો આપી સામાનો ગર્વ ઉતારવો; -ણ નપું. એઠાં વાસણ ધોઈ ભેગો કરેલો એઠવાડ; **-લાઈ** [હિં.] સ્ત્રી. ધોવાની ક્રિયા કે રીત; ધોવાનું મહેનતાણું; **-વડા(-રા)વવું** સ. ક્રિ. કપડાં ધોવાય એમ કરવું; **-વડા(-રા)મણ** નપું., **-વડા(-રા) મણી** સ્ત્રી. ધોવાનું મહેનતાણું

**ધોળ** નપું. માંગલિક ધાર્મિક ગીત, ધવલ ગીત; **-ળું** વિ. સફેદ, ઊજળું; **-ળવું** સ. ક્રિ. દીવાલને ચૂનો છાંટવો; **-ળાઈ** સ્ત્રી., **-ળામણ** નપું. ધોળવાનું મહેનતાણું

**ધોંસ** સ્ત્રી ધસારો, હલ્લો

**ધોંસરું** નપું. ગાડાં કોશ વગેરે ખેંચવા બળદની પાડાની કે ઘોડાની કાંધ ઉપર જોડાતું લાકડું, ધુરા; **-રી** સ્ત્રી. નાનું ધોંસરું

**ધ્યાન** [સં.] નપું. ચિંતન; લક્ષ્ય, એકાગ્રપણું; **-ની** [સં.] વિ. ધ્યાન ધરનાર; **ધ્યેય** [સં.] નપું. લક્ષ્ય, ઉદ્દેશ્ય, નેમ

**ધ્રાશ(-સ)કો** પું. ધાસકો, ફાળ

**ધ્રુવ** [સં.] વિ. સ્થિર; પું. પૃથ્વીની ધરીનો ઉત્તર-દક્ષિણનો છેડો; એ નામનો તારો

**ધ્રૂસકો** પું. શ્વાસે શ્વાસે ભરાતો ભેંકડો

**ધ્રૂજવું** અ. ક્રિ. કંપવું; **ધ્રુજારો** પું., **ધ્રુજારી** સ્ત્રી., **ધ્રુજારો** પું. ધ્રૂજવું કે ધ્રુજાવવું એ

## ન

**નકરું -ર્યું** વિ. નર્યું, સાવ; (લા.) જંજાળ કે લફરા વગરનું

**નકલ** સ્ત્રી. અસલ ઉપરથી ઉતારેલું લખાણ; (લા.) અનુકરણ; અનુકરણાત્મક મશ્કરી; **-લિયો** પું. નકલ કરનાર; **-લી** વિ. (લા.) બનાવટી, કૃત્રિમ

**નકશી** [અ.] સ્ત્રી. કળામય બારીક કોતરકામ; **-શો** પું. જગ્યા કે પ્રદેશનો માપસર આલેખ

**નકામું** વિ. કામમાં ન આવે તેવું, ઉપયોગ વિનાનું; અ. નિરર્થક, વિના કારણ

**નકાર** પું. 'ના' એવું કહેવું એ; **૦વું** સ. ક્રિ. ના પાડવી; સ્વીકાર ન કરવો

**નકૂચો** પું. સાંકળ કે આંકડી ભરાવવાનો વાંકો વાળેલો આંકડો

**નકોરડો** વિ. પું. કશુંય ખાધા વિનાનો ઉપવાસ

**નક્કર** વિ. પોલું નહિ એવું; સખત

**નખ** [સં.] પું. આંગળાંના ટેરવા પરનું પતલું હાડકું; પશુ પંખીનો નહોર; **નખિયું** પું. નખ કાપવાનું ઓજાર

**નખરું** નપું. શૃંગારિક ચાળો; લટકું

**નખેદ** વિ. નીચ, લુચ્ચું, લબાડ

**નખોદ** નપું. વંશવેલાનો ઉચ્છેદ; સત્યાનાશ; **-દિયું** વિ. જેનો નિર્વંશ ગયો હોય તેવું

**નગર** [સં.] નપું. શહેર; **નાગરિક** [સં.] વિ. નગરને લગતું; (લા.) નગરજન; **નાગરી** વિ. સ્ત્રી. દેવનાગરી-બાળબોધ (લિપિ) વિ. સ્ત્રી. જેમાં પાણીનો સ્પર્શ નથી તેવી ઘી અને ગળપણવાળી ગોળચોપડી મગજ વગેરે સામગ્રી

**નગારું** નપું. અર્ધગોળ આકારનું ચામડે મઢેલું વાદ્ય

**નગુણું** વિ. ગુણપાડની કીમત ન હોય તેવું, કૃતઘ્ન

**નગુરું** વિ. ગુરુ ન કર્યા હોય તેવું; નગુણું; બેશરમ

**નચિંત** વિ. ચિંતા વિનાનું, બેફિકર

**નજર** [આ.] સ્ત્રી. દૃષ્ટિ; લક્ષ

**નજર** [ફા.] સ્ત્રી., **–રાણું** નપું; **–રાણો** પું. રાજા મહારાજાને અપાતી ભેટ

**નજીક** અ. પાસે

**નજીવું** વિ. મામૂલી, ક્ષુદ્ર

**નટ** [સં.] પું. નાટકમાં વેશ ભજવનાર ખેલાડી; દોરડા પર અંગકસરતના ખેલ કરનાર

**નઠારું** વિ. ખરાબ

**નઠોર** વિ. હૃદયહીન; નફ્ફટ; શિખામણ ન લાગે એવું

**નણંદ, નણદી** સ્ત્રી. પતિની બહેન; **નણદોઈ, નણદોયો** પું. નણંદનો વર

**નથ, ૦ડી, ૦ણી, ૦ની** સ્ત્રી. નાકની વાળી (જુઓ 'નાથવું' માં)

**નદાવા** અ. હક્ક દાવો ન રહ્યો હોય એમ

**નદી** [સં.] સ્ત્રી. પહાડ ડુંગર કે સરોવરમાંથી નીકળી આગળ જતાં જેમાં મોટો પ્રવાહ વહે તેવો ખોયાણ વહેળો, સરિતા

**નધણિયું, નધણિયાતું** વિ. ધણીધોરી વિનાનું

**નનામી** સ્ત્રી. મુડદું લઇ જવાની વાંસની ઠાઠડી, અનામી; **–મું** વિ. નામ વિનાનું; લેખકની સહી વિનાનું

**નપાણિયું** વિ. પાણી વિનાનું; પાણી પાયા વિનાનું

**નપાવટ** વિ. નઠારું; તદ્દન હલકા પ્રકારનું કે તકલાદી

**નફકરું, નાફકરું** વિ. ફિકર-ચિંતા વિનાનું

**નફ(–ફ્ફ)ટ** વિ. બેશરમ; **–ટાઇ** સ્ત્રી. બેશરમી

**નફો** પું. ફાયદો, લાભ, કમાણી; **-ફાખોર** વિ. નફો મેળવવાની વૃત્તિવાળું; **–ફાખોરી** સ્ત્રી. નફો મળે એવી રીતનો વેપાર કરવાની વૃત્તિ

**નબળું** વિ. બળ વિનાનું, નિર્બળ, કમજોર

**નભવું** અ. ક્રિ. ટકી રહેવું; પોષાવું, નિર્વાહ થવો; **નભાવ** પું. નભવું એ; ભરણપોષણ, નિભાવ

**નમવું** સ. ક્રિ. વંદન કરવું; વાંકા વળવું; **–ણ** નપું. દેવપૂજાનું પવિત્ર પાણી; **–ણું** વિ. સુંદર વળાંકવાળું, ઘાટીલું; **–ન** [સં.] નપું. નમસ્કાર; **નામવું** સ. ક્રિ. નમાવવું; (લા.) હગેલા બાળકને ધોવડાવવું

**નમસ્કાર** [સં.] પું. નમન; **નમસ્તે** [સં.] અ. 'તમને નમસ્કાર'

**નમાજ, –ઝ** [ફા.] સ્ત્રી, મુસ્લિમો જે પ્રકારની મસીદમાં પાંચ વાર બંદગી કરે છે તે; **–જી, –ઝી** વિ. નમાજ કરનારું

**નમાયું** વિ. મા વિનાનું

**નમાલ** વિ. માલ-તાકાત વિનાનું; માયલું

**નમૂછિયું** વિ. મૂછ વિનાનું

**નમૂનો** [ફા.] પું. વાનગી; જેના ઉપરથી નકલ ઉતારવાની હોય કે ચીતરવાનું હોય તે અસલ લખાણ કે વસ્તુનો ઘાટ

**નમેરું** વિ. નિર્દય

**નર** [સં] પું. આદમી, પુરુષ; પુરુષ પ્રાણી; બારી બારણાની માદા જેમાં બેસાડવામાં આવે છે તે ખૂંટાવાળો ખાલો

**નરક** [સં. પું.] નપું. મર્યા પછી પાપી જીવાત્મા જયાં જઈ રહે છે તેવો પૌરાણિક કે કાલ્પનિક પ્રદેશ; (લા.) વિષ્ઠા, ગૂ

**નરઘું** નપું. તબલું

**નરણું,-ણ્યું** વિ. ખાધાપીધા વિનાનું

**નરતું** વિ. નરસું, ખરાબ

**નરદમ** વિ. શુદ્ધ; અ. તદ્દન, સાવ

**નરમ** વિ. પોચું; ઢીલા સ્વભાવનું; સુંવાળું; (લા.) નબળું

**નરવું, વ્યું** વિ. તદ્દન નીરોગી, તંદુરસ્ત

**નરસ, -સું** વિ. નરતું, ખરાબ

**નરાજ** સ્ત્રી.ખોદવાની કોશ

**નરા(-રે)ણી** સ્ત્રી. નખ કાપવાનું સળી જેવું હથિયાર

**નરાતાળ** અ. નરદમ, તદ્દન, નર્યું, સાવ, મૂળપાયા વિનાનું

**નર્યું** વિ. અ. તદ્દન, સાવ, નરદમ

**નવતર** [સં.] વિ. તદ્દન નવું, અજાણ્યું

**નવયુવક** [સં.] પું. નવજવાન

**નવરાત્ર** [સં.], **નવરાત** નપું. બ. વ. આસો અને ચૈત્રના પહેલા નવ દિવસ જેમાં માતાના ઉત્સવ મનાય છે

**નવરું,-ર્યું** વિ. કામકાજ-ધંધાધાપા વિનાનું

**નવલ, ૦કથા** [સં.] સ્ત્રી. ગદ્યમાં લખેલી અર્ધસત્ય કે કલ્પિત વારતા; **નવલિકા** સ્ત્રી. ટૂંકી વારતા

**નવલોહિયું** વિ. ચડતા લોહીનું, જુવાન

**નવસાર** પું. એક ક્ષાર

**નવસ્ત્રું** વિ. લૂગડા વિનાનું, નાગુંપૂગું

**નવાજવું** અ. ક્રિ. ભેટ આપવી; વખાણના શબ્દોથી સત્કારવું; **નવાજેશ** [ફા.] સ્ત્રી. ભેટ

**નવાબ** [આ.] પું. સૂબો; **-બી, -બશાહી** સ્ત્રી. નવાબગીરી

**નવું** વિ. અગાઉ ન રહેલું કે થયેલું કે જોયેલું જાણેલું; તરતનું, તાજું; બિન-અનુભવી; **-વાઈ** સ્ત્રી. અચરજ; **-વેસર (૦થી)** અ. ફરીથી જ શરૂ કરીને

**નવેળિયું, નવેળું** નપું. ઘરની પછીતની છીતરી; **નવેળી** સ્ત્રી. છીતરી

**નશો** પું. કેફી ચીજથી ચડતો કેફ; **-શાખોર, -શાબાજ** વિ. કેફી પીણું પીનારું

**નસ** સ્ત્રી. શરીરમાંની લોહી વહી જતી રગ; પાંદડાંનો રેસો

**નસકોરું** નપું. નાકનું ફણસું; **-રી** સ્ત્રી, નાકના ફણસામાં રહેલી ધોરી નસ (જે ફૂટતાં નાકમાંથી લોહી નીકળે છે)

**નસીબ** [આ.] નપું. ભાગ્ય, કરમ

**નસ્તર** [ફા.] શરીર ઉપરની વાઢકાપ (ગૂમડા વગેરેની)

**નહિ** [સં.] અ. ન **૦તર, ૦તો** અ. ન હોય તો, નકર, નીકર

**નહેર** સ્ત્રી. સરોવર કે નદીમાંથી બંધ; વાળી કાઢેલો કાંસ, સારણ; **–રિયું, –રું** નપું. નાળું, વહેળો

**નહોર** પું. પંજાનો બહાર નીકળતો નખ (ખાસ કરી હિંસ્ર પશુઓનો); નખનો ઉઝરડો; **–રિયું** નપું. નખનો ઉઝરડો; **–રા** પું. બ. વ., **–રાં** નપું. બ. વ. (લા.) નખરાં સહિતની આજીજી, કાલાવાલા

**નળ** [સં.] પું. પેટમાંનું મોટું આંતરડું; માટી કે ધાતુનો પાણીના જવા આવવા માટેનો પોળો લાંબો ધાટ; **–ળાકાર** વિ. નળના આકારનું; **–ળિયું** નપું. છાપરાં ઢાંકવાની પરનાળ જેવી નાની નાની માટીની બનાવટ, કવલું; **–ળિયેર** વિ. છાપરા પર નળિયાવાળું; **–ળી** સ્ત્રી. ભૂંગળી, ત્રાંબા પિત્તળની પવાલી; **–ળો** પું. ઘૂંટણથી પાટલી સુધીનો લાંબો અવયવ કે હાડકું; ધાતુની કે માટીની નળાકાર ઊભી કોઠી કે પવાલું

**નંગ** નપું. એક ચીજ, એક વસ્તુ (એકમ); પહેલ પાડેલો હીરો; (લા.) લુચ્ચો માણસ; મૂર્ખ માણસ

**નંદવાવું** અ. ક્રિ. (ખાસ કરીને દાંત માટી કે કાચની વસ્તુનું) ભાંગી પડવું

**નંબર** [અં.] પું. સંખ્યા, આંક; આંકડો; ક્રમાંક; **૦વાર** અ. નંબર પ્રમાણે, ક્રમ પ્રમાણે

**ના** અ. નહિ; સ્ત્રી. નકાર

**નાઈ** પું. વાળંદ, હિંદુ હજામ

**નાક** નપું. મોઢા ઉપરનું શ્વાસ લેવાનું મુખ્ય અંગ, નાસિકા; (લા.) આબરૂ

**નાકું** નપું. સોયનું કાણું; રસ્તાનો છેડો કે પ્રવેશદ્વાર; જકાત લેવાની ચોકી; (લા.) ગામમાં પેસવાનો કર; **–કાબંદી(–ધી)** સ્ત્રી. નાકું રોકી લેવું એ; **–કેદાર** પું. જકાતી થાણા ઉપર બેસતો અમલદાર

**ના(–નાં)ખવું** સ. ક્રિ. ફેંકવું; દાખલ કરવું; પછાડી પાડવું; (લા.) ગુમાવવું, વેડફી કાઢવું; **ન(–નં)-ખાવું** અ. ક્રિ. (કર્મણિ) (લા.) શરીરે ઢીલા પડી જઈ દૂબળા થવું

**નાગ** [સં.] પું. ફેણવાળો કાળોતરો સાપ; **૦ણ, ૦ણી** સ્ત્રી. સાપણ

**નાગર** [સં.] વિ. નગરનું; બ્રાહ્મણ અને વાણિયાની એ નામની એક જાતનું; **–રાણી** સ્ત્રી. નાગરની સ્ત્રી

**નાગરવેલ** સ્ત્રી. મુખવાસ માટે વપરાતાં પાનની વેલ, તંબોળ

**નાગલી** સ્ત્રી. બાવટા જેવું એક અનાજ

**નાગું** વિ. વસ્ત્ર ન પહેર્યાં હોય એવું, નગ્ન, નવસ્ત્રું; અલંકાર કે શોભા વિનાનું (અંગ); (લા.) લુચ્ચું; બેશરમ; **–ગોડિયું** વિ. નગ્ન; **–ગાઈ** સ્ત્રી. (લા.) લુચ્ચાઈ

**નાચવું** અ. ક્રિ. નૃત્ય કરવું; તાલબદ્ધ કૂદવું; (લા.) કોઈના કહ્યા મુજબ કરવું; **નાચ** પું. નૃત્ય; નૃત્યનો જલસો; **–ણિયું** વિ. નાચવાનો ધંધો કરનારું

**નાજુક** [ફા.] વિ. સુકુમાર

**નાટક** [સં. નપું.] નપું., પું. ખેલ, તમાશો; (લા.) ભવાડો, ફજેતી; **–કિયું** વિ. નાટકને લગતું; નાટક ભજવનાર (નટ); **–કી** વિ. નાટકના જેવું; **–કીય** [સં.] વિ. નાટકને લગતું; **નાટિકા** [સં.] પુ. સ્ત્રી. નાનું નાટક; **નાટ્ય** [સં.] નપું. નાચ અને અભિનય બેઉ જેમાં હોય તેવો પ્રયોગ

**નાડું** નપું. (ખાસ કરી કાથીનું) દોરડું; નાડાછડી (મંગલ કામમાં વપરાતી રંગેલી કાચી દોરી); ઘાઘરા લેંઘા કે સુરવાળ વગેરેની દોરી; અંબોડો બાંધવાની દોરી; **–ડી** [સં.] સ્ત્રી. નસ, રગ; નાની દોરી; ઘાઘરા, લેંઘા વગેરેનું નાડું; **–ડા** પું. મોટું દોરડું, રસ્સો; **–ડાછોડ** સ્ત્રી. [લા.] પેશાબ જવાની ક્રિયા, લઘુશંકા

**નાણું** નપું. ચલણી સિક્કો; દ્રવ્ય, ધન, પૈસો; **–ણાવટ** સ્ત્રી. નાણાં બજાર; **–ણાવટી** વિ. નાણાંની હેરફેર કરનાર, શરાફ

**નાત** સ્ત્રી. એક કુળ કે વર્ગનો લોક સમૂહ; **–તીલું** વિ. એક જ નાતનું; **–તો** પું. (લા.) સંબંધ; **–તરું** નપું. સગપણ, વિવાહ; વિધવા સાથેનું પુનર્લગ્ન; **–તરાળ** વિ. સ્ત્રી. નાતરાની સ્ત્રી; **–તરિયું** વિ. નાતરાને લગતું; એક જ નાતનું, નાતીલું

**નાથ** [સં.] પું. સ્વામી, ધણી; પતિ

**નાથવું** સ. ક્રિ. બળદ–પાડા વગેરેને નાકમાં વીંધ પાડવું; (લા.) અંકુશમાં લાવવું; **નાથ** સ્ત્રી. બળદ–પાડા વગેરેના નાકમાં નાખવામાં આવતી દોરી; **નથ,૦ડી** સ્ત્રી. સ્ત્રીનું નાકનું મોટી વાળીના ઘાટનું ઘરેણું

**નાદ** [સં.] પું. અવાજ, ઘોષ; ગર્જન (લા.) ધૂન, આદત

**નાદાન** [ફા.] વિ. અણસમજુ, મૂર્ખ; **–નિયત, –ની** સ્ત્રી. નાદાનપણું

**નાદાર** [ફા.] વિ. કંગાળ; દેવાળિયું **–રી** સ્ત્રી. દેવાળું

**નાદુરસ્ત** [ફા.] વિ. માંદું

**નાનું** વિ. કદમાં અલ્પ; થોડા ઉમરનું; **–નકડું** વિ. ખૂબ નાનું; **–નડિયું** વિ. નાની નાની ઉમરનું (સ્ત્રી પુરુષ); **–નપ** સ્ત્રી. નાનાપણું; (લા.) હલકાઈ; **–નમ** સ્ત્રી. (લા.) હલકાઈ; **–નો** પું. માતાનો બાપ; **–ની** સ્ત્રી. માતાની મા

**નાન્યતર** [સં.] વિ. નર કે નારી નહિ તેવું, નપુંસક લિંગનું

**નાબૂદ** [ફા.] વિ. નિર્મૂળ; **–દી** [ફા.] સ્ત્રી. નિર્મૂળ ઉચ્છેદ, સદંતર નાશ

**નામ** [સં. ફા.] નપું. સંજ્ઞા; (લા.) યાદગીરી; કીર્તિ; **૦ચીન, –મીચું** વિ. નામાંકિત, પ્રખ્યાત; **–માંકિત** [સં.] વિ. પ્રખ્યાત; **–મેરી** વિ. એકસરખા નામનું

**નામું** [ફા.] નપું. જમે ઉધારને હિસાબ; નામ લખાવવાં એ

**નામોશી** સ્ત્રી. બેઆબરૂ, હિણપત

**નારિયેળી** સ્ત્રી. નારિયેળ -શ્રીફળનું ઝાડ; **-ળ** નપું. શ્રીફળ

**નારી** [સં.] સ્ત્રી. સ્ત્રી

**નારું** નપું. ગૂમડું પાકી ફૂટતાં પડેલું ઊંડું કાણું; વાળાનો રોગ

**નાશ** [સં.] પું. સંહાર; (લા.) ખુવારી પાયમાલી; **૦કારક** [સં.] વિ. નાશ કરનારું; **૦વંત** વિ. નાશ પામનારું

**નાસ** સ્ત્રી. નાક વાટે ધૂણી કે વરાળ ચડાવવી એ

**નાસવું** અ. ક્રિ. ભાગી છૂટવું, જતાં રહેવું; (લા.) પીછેહઠ કરવી; **-ભાગ** સ્ત્રી. ગમે તેમ ગમે તે બાજુ ભાગી જવું (અનેકનું); **નાસેડું** વિ. નાસી જવાની ટેવવાળું, ભાગેડુ

**નાસિ(-સી)પાસ** [ફા.] વિ. નિરાશ; **-સી** સ્ત્રી. નિરાશા

**નાસૂર** [અ.] નપું. નાક અને ગળાનો એક રોગ

**નાસ્તો** પું. સવારનું પહેલું શિરામણ; ગમે તે વખતે ચવાણું કે એવું કાંઈ ખાવું એ; એવી રીતે ખાવાનો પદાર્થ

**નાહવું** અ. ક્રિ. સ્નાન-અંઘોળ કરવું; (લા.) ખોટ કરવી, ગુમાવવું; **નવાડવું**, **નવડા(-રા)વવું** સ. ક્રિ. (પ્રેરક) સ્નાન કરાવવું; (લા.) ઠગવું, નુકસાનમાં ઉતારવું; **નવાણ** નપું. નાહવાનું સ્થળ, જળાશય; **નવણ** સ્ત્રી. નાહ્યા પછી કોઈ કે કાંઈ બહારનાને ન અડાય તેવી સોળી હાલત, અપરસ; (લા.) રસોડું (જ્યાં નાહ્યા ધોયા વિના ન પેસાય); **નવેણિયું** વિ. નવેણને લગતું, સ્વચ્છ; **નવેણિયો** પું. રાંધનારો, પીરસનારો

**નાળ** સ્ત્રી. નળી; બળદ ઘોડા વગેરેને પ્રવાહી પાવાની વાંસની પોલી નાળ; નળિયાંમાં નીચે રહેતું નળિયું; પરનાળ; બંદૂકની નળી; મોટી બંદૂક; નપું. ગર્ભમાં બાળકની દૂંટી સાથે જોડાયેલી નસ; ૦ ,, નપું. પ્રવાહી પદાર્થ રેડવાની અમુક આકારની નળી; નાનો કરવડો; **નાળિયું** નપું. નેળિયું; **નાળું** નપું. વહેળો; ગરનાળું

**નાળ** સ્ત્રી. ઘોડા-બળદને પગે તેમજ જોડામાં એડી નીચે જડવામાં આવતી અર્ધગોળાકાર લોખંડની પટ્ટી; **૦બંદ** (-ધ) પું. નાળ જડનારો

**નાંગરવું** અ. ક્રિ. (વહાણ વગેરેને થોભવા પાણીમાં) લંગર નાખવું; **નાંગર** નપું. લંગર

**નિકાલ** પું. ફેંસલો, નિવેડો; (લા.) નીકળવાનો માર્ગ

**નિકાશ(-સ)** સ્ત્રી. માલનું સ્થળ ઉપરથી બીજે જવું

**નિગમ** [સં.] પું. ધર્મશાસ્ત્ર

**નિચોવાવું** અ. ક્રિ. દબાવવાથી પાણીનું બહાર નીકળવું; **નિચોવવું** સ. ક્રિ. (પ્રેરક) દબાવી પાણી કે રસ કાઢવો; **નિચોડ** પું. નિચોવવું એ; (લા.) નિવેડો

**નિત્ય**[સં.], **નિત** અ હમેશાં; **-ત્યકર્મ** [સં.] નપું. દરરોજનો વિધિ

**નિદાન** [સં.] નપું. રોગ નક્કી કરવો એ; કારણ; પરિણામ, અંત; અ. અવશ્ય

**નિભાડો** પું. કુંભાર ઠામ પકવવા ઘાસ-કચરાનો ઢગલો કરી સળગાવે છે એ; એવું સ્થાન

**નિમાણું** વિ. ઊતરી ગયેલા મોઢાવાળું, ખિન્ન

**નિયમ** [સં.] પું. બંધન, નિયંત્રણ; ધારો, કાયદો; ચાલ; પ્રતિજ્ઞા; ઠરાવ; ૦સર અ. નિયમ પ્રમાણે; –મિત [સં.] વિ. મુકરર કર્યા પ્રમાણેનું

**નિરક્ષર** [સં.] વિ. જેને અક્ષરજ્ઞાન નથી મળ્યું તેવું, અભણ; ૦તા [સં.] સ્ત્રી. અભણપણું

**નિરંકુશ** [સં.] વિ. બેકાબુ , અંકુશ વિનાનું

**નિરંતર** [સં.] અ. સતત, હમેશાં

**નિરાકરણ** [સં.] નપું. ખુલાસો, નિવેડો

**નિરાધાર** [સં.] વિ. આધાર વિનાનું; અનાથ

**નિરાશ** [સં.] વિ. નાઉમેદ; –શા [સં.] સ્ત્રી. નાઉમેદી

**નિરાશ્રિત** [સં.] વિ. આશરા વિનાનું, અનાથ

**નિરાળું** વિ. ન્યારું; અલગ, જુદું

**નિરાંત** સ્ત્રી. ફુરસદ; સુખ, જંપ, શાંતિ; –તિયું વિ. શાંતિવાળું

**નિરીક્ષક** [સં.] વિ. બારીક તપાસ રાખનાર

**નિરુપયોગી** [સં.] વિ. ઉપયોગમાં–ખપમા ન આવે તેવું નકામું

**નિરુપાય** [સં.] વિ. ઉપાય નથી રહ્યો તેવું, લાચાર

**નિર્જન** [સં.] વિ. જ્યાં એકપણ માણસ નથી તેવું; ઉજ્જડ

**નિર્જલ(–ળ)** [સં.] વિ. પાણી વિનાનું, નપાણિયું

**નિર્જીવ** [સં.] વિ. જીવ વિનાનું; (લા.) નિર્બળ; નકામું

**નિર્ણય** [સં. પું. ફેંસલો; નિશ્ચય

**નિર્દોષ** [સં.] વિ. દોષ વિનાનું; નિરપરાધી

**નિર્ધાર** [સં.] પું. નિર્ણય, નિશ્ચય; ૦વું સ. ક્રિ. નક્કી કરવું

**નિર્બલ(–ળ)** [સં.] વિ. બળ વિનાનું, નબળું

**નિર્ભેળ** વિ. ભેળ વિનાનું, ચોખ્ખું, શુદ્ધ

**નિર્માલ્ય** [સં.] વિ. દેવ ઉપરથી ઉતારેલું કે ધરેલું (ખાસ કરીને શિવમંદિરનું)

**નિર્માલ્ય** વિ. માલ વિનાનું; બાયલું

**નિર્મૂલ(–ળ)** [સં.] વિ. મૂળ વગરનું; નિર્વંશ

**નિર્વંશ** [સં.] વિ. વંશ ન ચાલ્યો હોય એવું, નાવારસ

**નિર્વાણ** [સં.] નપું. મોક્ષ, મુક્તિ; મોત

**નિર્વાસિત** [સં.] વિ. ઘરબાર કે વતનમાંથી હાંકી કાઢેલું

**નિર્વાહ** [સં.] પું. ગુજારો, ભરણ-પોષણ

**નિર્વિઘ્ન** [સં.] વિ. વિઘ્ન–અડચણ વિનાનું

**નિર્વિવાદ** [સં.] વિ. કોઈ પણ જાતના વાદ કે વિવાદ વિનાનું, બિન-તકરારી, સ્પષ્ટ

**નિવાસ** [સં.] પું. રહેઠાણ; –સી [સં.] વિ. વતની

**નિવૃત્તિ** [સં.] સ્ત્રી. ફુરસદ; નિરાંત: **-ત્ત** [સં.] વિ. નોકરી કે કામગીરી-માંથી ફારેગ થયેલું

**નિવેડો** પું. ફેંસલો; નિરાકરણ

**નિવેદન** [સં.] નપું. નમ્રતાથી અર્પણ કરવું-રજૂ કરવું એ; અરજ; અહેવાલ

**નિશાન** [ફા.] નપું. ચિહ્ન, એંધાણ; તાકવાનું લક્ષ્ય; (લા.) વાવટો; ઘોડ-હાથી-ઊંટ ઉપરનું નગારખાનું; **-ની** સ્ત્રી. ચિહ્ન

**નિશાળ** સ્ત્રી. છોકરાંને ભણવાની શાળા

**નિશ્ચય** [સં.] પું. નક્કી કરવું એ, નિર્ધાર; નિર્ણય

**નિશ્ચલ (-ળ)** [સં.] વિ. સ્થિર, અચલ

**નિશ્ચિંત** [સં.] વિ. ચિંતા-ફિકર વિનાનું, નફિકરું

**નિષેધ** [સં.] પું મનાઈ, અટકાવવું એ

**નિષ્ઠા** [સં.] સ્ત્રી. આસ્થા, ભક્તિ, શ્રદ્ધા; આશય

**નિષ્પાપ** [સં.] વિ. પાપ વિનાનું; પવિત્ર

**નિષ્ફલ(-ળ)** [સં.] વિ. ફળ વિનાનું; નકામું

**નિસરણી** સ્ત્રી. સીડી, નાને દાદરો

**નિસર્ગ** [સં.] પું. સ્વભાવ; કુદરત; **નૈસર્ગિક** [સં.] વિ. કુદરતી

**નિસાસો** પું. નિઃશ્વાસ; દાઝ

**નિહાળવું** સ. ક્રિ. તાકી તાકીને કે ધ્યાનપૂર્વક જોવું

**નિંદા** [સં.] સ્ત્રી. વગોવણું, બદગોઈ; **-દવું** સ. ક્રિ. નિંદા કરવી, વગોવવું

**નીક** અ. પાણી જવાનો ધોરિયો; ખાળ

**નીકર** અ નહિતર

**નીકળવું** અ. ક્રિ. -માંથી બહાર આવવું; જવું, પસાર થવું; (લા.) નીવડવું

**ની(-નીં) ઘલવું** અ. ક્રિ. ડૂંડાંમાં દાણા આવવા

**નીચ** [સં.] વિ. (લા.) અધમ, હલકું; **-ચું** વિ હેઠાણ ભાગમાં રહેલું, હેઠું; બઠ્ઠું, વામણા ઘાટનું; **-ચાણ** નપું. જમીનનો નીચો ભાગ; ઢોળાવ; **-ચાજોણું** નપું. (લા.) શરમ ઉપજાવે તેવું કામ કરવું એ

**નીડર** વિ. ડર વિનાનું, નિર્ભય

**નીતરવું** અ. ક્રિ. કચરો નીચે ઠરી જતાં સ્વચ્છ થવું, આછરવું; ટપકવું

**નીતિ** [સં.] સ્ત્રી. સદાચાર ભરેલું વર્તન; પદ્ધતિ; ધોરણ; (લા.) રાજનીતિ

**નીપજવું** અ. ક્રિ ઊપજવું, પેદા થવું; પરિણામ આવવું; **નીપજ** સ્ત્રી. ઉત્પન્ન, પેદાશ

**નીભવું** અ. ક્રિ. જુઓ 'નભવું'; **નિભાવ** પું. નભવું એ, ભરણપોષણ

**નીમ** નપું. નિયમ, વ્રત

**નીમ** સ્ત્રી. (મકાનનો) પાયો

**નીમવું** સ. ક્રિ. કામ કે પદ ઉપર સ્થાપવું, નિયોજન કરવું; **નિમણૂક** સ્ત્રી. નીમવું એ, નિયોજના; **નિમે-તાણું** નપું. પગાર

**નીરખવું** સ. ક્રિ. તાકીને સૂક્ષ્મતાથી જોવું

**નીરવું** સ. ક્રિ. (ઢોરને) ઘાસ નાખવું; (લા.) માર મારવો; **-ણ** સ્ત્રી. નીરવામાં આવતી ચાર, ચારો

**નીરો** પું. તાડનો તાજો રસ

**નીરોગ** [સં.], **–ગી** વિ. રોગ વિનાનું, તંદુરસ્ત

**નીવડવું** અ. ક્રિ. પરિણામ થઈ આવવું; સિદ્ધ થવું

**નીસરવું** અ. ક્રિ. બહાર નીકળી આવવું

**નીંગળવું** અ. ક્રિ. ઝરવું, ટપકવું

**નીંદર** સ્ત્રી. નિદ્રા, ઊંઘ; **૦ભારું** વિ. ઊંઘે ઘેરાયેલું

**નીં(–નેં)દવું** સ. ક્રિ. ખેતરમાંથી નકામું ઘાસ કાપી કાઢવું; **નીંદામણ** નપું., **નીંદામણી** સ્ત્રી. નીંદવાનું મહેનતાણું; **નીંદણ** નપું. **નેંદ** પું. નકામું ઘાસ

**નુકસાન** [આ.] નપું. બગાડ, હાનિ; ગેરફાયદો; **૦કારક** વિ. નુકસાન કરનારું; **–ની** સ્ત્રી. નુકસાન; નુકસાનનું વળતર; વિ. નુકસાન પામેલું

**નુસખો** [ફા.] પું. (લા.) અટકચાળું; મશ્કરી

**નૂર** [આ.] નપું. તેજ, પ્રકાશ

**નૂર** નપું. નોર, ભાડું

**નૃત્ય** [સં.] નપું. નાચ

**ને** અ. અને, તથા

**નેક** [ફા.] પ્રામાણિક; ન્યાયી; ધાર્મિક; **–કી** સ્ત્રી. ઇમાનદારી; રાજામહારાજા સમક્ષ છડી પોકારવી એ

**નેગ** પું. ઠાકોરજીના મંદિરમાં નક્કી કરવામાં આવેલી સામગ્રીનો દરરોજનો અંદાજ

**નેજું** નપું., **–જો** પું. વાવટો, ધ્વજા; નિશાન

**નેઠું** નપું. ઠા–ઠેકાણું; નિશ્ચય

**નેડો** પું. સ્નેહ

**નેણ** નપું. નયન, આંખ; દેવદેવીની આંખો ઉપર ચોડવામાં આવતું આંખના આકારનું પતરું

**નેતર** નપું. પાણી કાંઠે ઊગનારો એક છોડ-વેલો, વેતસ

**નેતરૂં** નપું. છાશ વલોવવાનું દોરડું

**નેતા** [સં.] પું. અગ્રેસર, મોવડી, નાયક

**નેફો** [ફા.] પું. જેમાં નાડી પરોવવામાં આવે છે તે ઘાઘરા લેંઘા વગેરેની પોલવાળી કિનારી

**નેમ** સ્ત્રી. લક્ષ્ય, નિશાન; આશય, હેતુ

**નેવ, –વું** નપું. છાપરાની નીચલી કિનારી, નળિયાંનો નીચેનો છેડો–જ્યાંથી વરસાદનું પાણી જમીન પર પડે; એમાંથી ટપકતું પાણી

**નેસ,૦ડો** ભરવાડ રબારીઓ વગેરે ઢોર ચારનારી પ્રજાએ જંગલમાં બાંધેલું કામચલાઉ ઘર કે ઘરોનો સમૂહ

**નેળ** સ્ત્રી., **–ળિયું** નપું. સાંકડો રસ્તો

**નૈૠર્ત્ય** [સં.] વિ. પશ્ચિમ-દક્ષિણ દિશા વચ્ચેનું

**નૈવેદ્ય** [સં.], **–દ** નપું. દેવને; ધરવામા આવેલી સામગ્રી

**નોકર** [ફા.] પું. ચાકર, સેવક; **૦ડી** સ્ત્રી. સ્ત્રી ચાકર; **–રી** સ્ત્રી. ચાકરી, પગારવાળી સેવા; બરદાસ્ત

**નોખું** વિ. જુદું, અલગ પાડેલું

**નો(–ન્યો)છાવર** વિ. કુરબાન કરેલું; અર્પણ કરેલું; પું. કીમત

**નિવૃત્તિ** [સં.] સ્ત્રી. ફુરસદ; નિરાંત; **-ત્ત** [સં.] વિ. નોકરી કે કામગીરી-માંથી ફારેગ થયેલું

**નિવેડો** પું. ફેંસલો; નિરાકરણ

**નિવેદન** [સં.] નપું. નમ્રતાથી અર્પણ કરવું-રજૂ કરવું એ; અરજ; અહેવાલ

**નિશાન** [ફા.] નપું. ચિહ્ન, એંધાણ; તાકવાનું લક્ષ્ય; (લા.) વાવટો; ઘોડ-હાથી-ઊંટ ઉપરનું નગાર-ખાનું; **-ની** સ્ત્રી. ચિહ્ન

**નિશાળ** સ્ત્રી. છોકરાંને ભણવાની શાળા

**નિશ્ચય** [સં.] પું. નક્કી કરવું એ, નિર્ધાર; નિર્ણય

**નિશ્ચલ (-ળ)** [સં.] વિ. સ્થિર, અચલ

**નિશ્ચિંત** [સં.] વિ. ચિંતા-ફિકર વિનાનું, નફિકરું

**નિષેધ** [સં.] પું મનાઈ, અટકાવવું એ

**નિષ્ઠા** [સં.] સ્ત્રી. આસ્થા, ભક્તિ, શ્રદ્ધા; આશય

**નિષ્પાપ** [સં.] વિ. પાપ વિનાનું; પવિત્ર

**નિષ્ફલ(-ળ)** [સં.] વિ. ફળ વિનાનું; નકામું

**નિસરણી** સ્ત્રી. સીડી, નાનો દાદરો

**નિસર્ગ** [સં.] પું. સ્વભાવ; કુદરત; **નૈસર્ગિક** [સં] વિ. કુદરતી

**નિસાસો** પું. નિ:શ્વાસ; હાઈ

**નિહાળવું** સ. ક્રિ. તાકી તાકીને કે ધ્યાનપૂર્વક જોવું

**નિંદા** [સં.] સ્ત્રી. વગોવણું, બદગોઈ; **-દવું** સ. ક્રિ. નિંદા કરવી, વગોવવું

**નીક** અ. પાણી જવાનો ધોરિયો; ખાળ

**નીકર** અ નહિતર

**નીકળવું** અ. ક્રિ. -માંથી બહાર આવવું; જવું, પસાર થવું; (લા.) નીવડવું

**ની(-નીં) ઘલવું** અ. ક્રિ. ડૂંડાંમાં દાણા આવવા

**નીચ** [સં.] વિ. (લા.) અધમ, હલકું; **-ચું** વિ. હેઠાણ ભાગમાં રહેલું, હેઠું; બઠકું, વામણા ઘાટનું; **-ચાણ** નપું. જમીનનો નીચો ભાગ; ઢોળાવ; **-ચાજોણું** નપું. (લા.) શરમ ઉપજાવે તેવું કામ કરવું એ

**નીડર** વિ. ડર વિનાનું, નિર્ભય

**નીતરવું** અ. ક્રિ. કચરો નીચે ઠરી જતાં સ્વચ્છ થવું, આછરવું; ટપકવું

**નીતિ** [સં.] સ્ત્રી. સદાચાર ભરેલું વર્તન; પદ્ધતિ; ધોરણ; (લા.) રાજનીતિ

**નીપજવું** અ. ક્રિ ઊપજવું, પેદા થવું; પરિણામ આવવું; **નીપજ** સ્ત્રી. ઉત્પન્ન, પેદાશ

**નીભવું** અ. ક્રિ. જુઓ 'નભવું'; **નિભાવ** પું. નભવું એ, ભરણપોષણ

**નીમ** નપું. નિયમ, વ્રત

**નીમ** સ્ત્રી. (મકાનનો) પાયો

**નીમવું** સ. ક્રિ. કામ કે પદ ઉપર સ્થાપવું, નિયોજન કરવું; **નિમણૂક** સ્ત્રી. નીમવું એ, નિયોજના; **નિમે-તાણું** નપું. પગાર

**નીરખવું** સ. ક્રિ. તાકીને સૂક્ષ્મતાથી જોવું

**નીરવું** સ. ક્રિ. (ઢોરને) ઘાસ નાખવું; (લા.) માર મારવો; **-ણ** સ્ત્રી. નીર-વામાં આવતી ચાર, ચારો

**નીરો** પું. તાડનો તાજો રસ

**નીરોગ** [સં.], **–ગી** વિ. રોગ વિનાનું, તંદુરસ્ત

**નીવડવું** અ. ક્રિ. પરિણામ થઈ આવવું; સિદ્ધ થવું

**નીસરવું** અ. ક્રિ. બહાર નીકળી આવવું

**નીંગળવું** અ. ક્રિ. ઝરવું, ટપકવું

**નીંદર** સ્ત્રી. નિદ્રા, ઊંઘ; **૦ખારું** વિ. ઊંઘે ઘેરાયેલું

**નીં(–ને)દવું** સ. ક્રિ. ખેતરમાંથી નકામું ઘાસ કાપી કાઢવું; **નીંદામણ** નપું., **નીંદામણી** સ્ત્રી. નીંદવાનું મહેનતાણું; **નીંદણ** નપું. **નેદ** પું. નકામું ઘાસ

**નુકસાન** [આ.] નપું. બગાડ, હાનિ; ગેરફાયદો; **૦કારક** વિ. નુકસાન કરનારું; **–ની** સ્ત્રી. નુકસાન; નુકસાનનું વળતર; વિ. નુકસાન પામેલું

**નુસખો** [ફા.] પું. (લા.) અટકચાળું; મશ્કરી

**નૂર** [આ.] નપું. તેજ, પ્રકાશ

**નૂર** નપું. નોર, ભાડું

**નૃત્ય** [સં.] નપું. નાચ

**ને** અ. અને, તથા

**નેક** [ફા.] પ્રામાણિક; ન્યાયી; ધાર્મિક; **–કી** સ્ત્રી. ઇમાનદારી; રાજામહારાજા સમક્ષ છડી પોકારવી એ

**નેગ** પું. ઠાકોરજીના મંદિરમાં નક્કી કરવામાં આવેલી સામગ્રીનો દરરોજનો અંદાજ

**નેજું** નપું., **–જો** પું. વાવટો, ધ્વજા; નિશાન

**નેઠું** નપું. ઠા–ઠેકાણું; નિશ્ચય

**નેડો** પું. સ્નેહ

**નેણ** નપું. નયન, આંખ; દેવદેવીની આંખો ઉપર ચોડવામાં આવતું આંખના આકારનું પતરું

**નેતર** નપું. પાણી કાંઠે ઊગનારો એક છોડ-વેલો, વેતસ

**નેતરું** નપું. છાશ વલોવવાનું દોરડું

**નેતા** [સં.] પું. અગ્રેસર, મોવડી, નાયક

**નેફો** [ફા.] પું. જેમાં નાડી પરોવવામાં આવે છે તે ઘાઘરા લેંઘા વગેરેની પોલવાળી કિનારી

**નેમ** સ્ત્રી. લક્ષ્ય, નિશાન; આશય, હેતુ

**નેવ, –વું** નપું. છાપરાની નીચલી કિનારી, નળિયાંનો નીચેનો છેડો–જ્યાંથી વરસાદનું પાણી જમીન પર પડે; એમાંથી ટપકતું પાણી

**નેસ, ૦ડો** ભરવાડ રબારીઓ વગેરે ઢોર ચારનારી પ્રજાએ જંગલમાં બાંધેલું કામચલાઉ ઘર કે ઘરોનો સમૂહ

**નેળ** સ્ત્રી., **–ળિયું** નપું. સાંકડો રસ્તો

**નૈઋર્ત્ય** [સં.] વિ. પશ્ચિમ-દક્ષિણ દિશા વચ્ચેનું

**નૈવેદ્ય** [સં.], **–દ** નપું. દેવને; ધરવામા આવેલી સામગ્રી

**નોકર** [ફા.] પું. ચાકર, સેવક; **૦ડી** સ્ત્રી. સ્ત્રી ચાકર; **–રી** સ્ત્રી. ચાકરી, પગારવાળી સેવા; બરદાસ્ત

**નોખું** વિ. જુદું, અલગ પાડેલું

**નો(–ન્યો)છાવર** વિ. કુરબાન કરેલું; અર્પણ કરેલું; પું. કીમત

**નો(-નોં)ઝણું** નપું. ગાય વગેરેને દોહતી વખતે પાછલા પગે બાંધવામાં આવતું દોરડું, સેલો

**નોટ** [અં.] સ્ત્રી. નોંધ; નોંધપોથી; ચિઠ્ઠી; ચલણી સિક્કાને બદલે વપરાતી તે તે કીમતની છાપેલી કાગળની ચબરકી

**નોટીસ** [અં.] સ્ત્રી. ચેતવણી; ચેતવણીનું કાગળિયું

**નોતરવું** સ. ક્રિ. નિમંત્રણ આપવું; **નોતરું** નપું. જમવાનું નિમંત્રણ; **નોતરિયો** પું. નોતરાં દેવાનું કામ કરનારો

**નોધારું** વિ. આધાર વિનાનું, નિરાધાર

**નોબત** [આ.] સ્ત્રી. મોટી નગારા-જોડ

**નોરતું** નપું. (લા.) નવરાત્રનો પ્રત્યેક દિવસ **-તાં** નપું. બ. વ. નવરાત્ર

**નોળિયું** નપું. એક નાનું ચોપગું પ્રાણી

**નોંધવું** સ. ક્રિ. ટાંચણ કરવું, લખી-ટપકાવી લેવું; **નોંધ** સ્ત્રી. નોંધવું એ; ટિપ્પણ; આપેલા માલની વિગતવાળી નોંધપોથી; **નોંધાઈ** સ્ત્રી. નોંધવાનું મહેનતાણું

**ન્યાત, ન્યાતીલું** જુઓ 'નાત'માં

**ન્યાય** [સં.] પું. કહેવત, રૂઢિ; ધારો, રિવાજ; વાજબીપણું; ઇન્સાફ, ફેંસલો; **-યી** [સં.] વિ. વાજબી ઇન્સાફ આપે એવું; (લા.) પ્રામાણિક; **-યાધીશ** [સં.] પું. ઇન્સાફ આપનાર અમલદાર

**ન્યારું** વિ. જુદા જ પ્રકારનું; અજાયબ

## પ

**પકડવું** સ. ક્રિ. ઝાલવું; **પકડ** સ્ત્રી. પકડવું એ; પકડવાનું સાણસી જેવું ઓજાર; (લા.) દાવપેચ; **પકડાપકડી** સ્ત્રી. ઉપરાછાપરી ધરપકડ કરવામાં આવે એ

**પક્કું** વિ. (લા.) છેતરાય નહિ એવું; ખંધું

**પકવાન્ન** [સં.] નપું. મીઠાઈ; ગોળ-ચોપડી

**પક્ષ** [સં.] પું. તરફેણ; વિભાગ, તડ, ગોળ; પક્ષપાત, ઉપરાણું; પખવાડિયું; **-ક્ષી** [સં. પું.] નપું. પાંખાળું પ્રાણી, પંખી

**પખવાડું, -ડિયું** નપું. હિંદુ મહિનાનો પંદર દિવસ કે તિથિનો ગાળો; **-ડિક** વિ. ૧૫ દિનનું; પખવાડિયે એક વાર પ્રસિદ્ધ થતું છાપું કે સામાયિક

**પખાજ** સ્ત્રી. બેઉ છેડે ઢાળવાળો સાંકડો ઢોલ, મૃદંગ, પખવાજ; **-જી** વિ. પખાજ વગાડનાર

**પખાળવું** સ. ક્રિ. ધોવું; **પખાલ** સ્ત્રી. પખાળવું એ; ફૂલ વગેરે દૂર કરી દેવસ્થાન ધોવું એ

**પખોડવું** સ. ક્રિ. ધૂળ ઊડી જાય એ રીતે લૂગડાં ગોદડાં ગાદલાં વગેરે ઝાટકવાં

**પગ** પું. પ્રાણી-પશુ-માનવ વગેરેનો ચાલવાનો અવયવ, ટાંગો; **-ગું, ૦થિયું** ન. સીડી દાદરનું પગું; **૦થી** સ્ત્રી. રસ્તાની બેઉ બાજુએ હાલવા ચાલવા માટેની ફરસબંધી; **૦ડંડી**

સ્ત્રી. માત્ર એક જણ જ ચાલી શકે તેવી કેડી; ૦દંડો પું. (લા.) અવર-જવર કરી જમાવવામાં આવતો હક્ક; ૦પેસારો પું. સલૂકાઇથી આવવા જવાનો સગવડ મેળવી લેવી એ; લાગવગ; ૦રખું નપું. જોડા, કાંટારખું; ૦લું નપું. પગનો પંજો; પગના પંજાની છાપ; (લા.) ચાંપનો ઉપાય; ૦લી સ્ત્રી. નાના બાળકનું પગલું; –ગી વિ. ચોકિયાત; –ગેરું નપું. ચોરનાં પગલાંનો સગડ

**પગતું** વિ. પહોળું; ખૂલતું

**પગરણ** નપું. સારું ટાણું; (લા.) આરંભ

**પગાર** [પોર્ચ્યુ.] પું. માસિક વેતન, દરમાયો

**પચરકી** સ્ત્રી. મોઢામાંથી 'પચરક' કરી થૂંકની શેડ કાઢવામાં આવે તે

**પચવું** અ. ક્રિ. હજમ થવું, જરવું; (લા.) હરામનું મળવું; **પચવવું**, **પચાવવું** સ. ક્રિ. (પ્રેરક) પચે એમ કરવું; **પચાવ**,(–વો) પું. હજમ થવું એ

**પછડાવું** સ. ક્રિ. જોરથી નીચે પટકાવું; **પછાડ** સ્ત્રી, **પછડાટ** પું. પછાડવું એ; પછાડવાથી લાગતો માર; **પછાડવું** સ. ક્રિ. (પ્રેરક) પટકવું; (લા.) હરાવવું; **પછાડી** સ્ત્રી પછડાટ

**પછી**,–છે અ –ના બાદ આ સમયે, પાછળથી, હવે; **પછવાડું** નપું. પાછળનો ભાગ, છેવાડું; **પછાડી** સ્ત્રી. ઘોડાના પાછલા પગે બાંધવાની દોરડી; **પછાત** વિ. પાછળ રહેલું; (લા.) ઉચ્ચ વર્ણમાં ન ગણાતું; **પછીત** સ્ત્રી. મકાનની પાછલી દીવાલ

**પછેડી** સ્ત્રી. પિછોડી, ખેસ; ખેડૂતની વચ્ચે સાંધાવાળી બે પાટના ચાદર; –ડો પું. પુત્ર અવતરતાં સગાંસંબંધી તરફથી મળતી વસ્ત્રો વગેરેની ભેટ

**પજવવું** સ. ક્રિ. હેરાન કરવું, ત્રાસ આપવું; **પજવણી** સ્ત્રી. હેરાનગતી

**પજુસણ** નપું. બ. વ. શ્રાવણ વદિ બારસથી ભાદરવા સુદિ ચોથ સુધીના જૈનોના તહેવાર (જેમાં જૈનોમાં મહાવીર સ્વામીના જન્મની કથા વગેરે વંચાય છે અને ઉપવાસાદિક વ્રતો થાય છે)

**પટ** [સં.] પું. પડદો; શેતરંજ વગેરે રમવાનું પાટિયું; કોઇ પણ પદાર્થ વસ્ત્ર જગ્યા નદી વગેરેની પહોળાઇનો વિસ્તાર

**પટ** પું. પુટ, પાસ; (લા.) અસર

**પટકાવું** અ. ક્રિ. પછડાવું; **પટકવું** સ. ક્રિ. (પ્રેરક) પછાડવું; **પટક** સ્ત્રી. પટકવું એ; **પટકી** સ્ત્રી. (લા.) ખૂબ ખિજાવું એ (સામાને ઊધડો લેવામાં આવે એ રીતની); **પટકાવવું** સ. ક્રિ. (લા.) આનંદથી 'પટપટ' એમ ભોજન કરવું

**પટરાણી** સ્ત્રી. મુખ્ય રાણી

**પટવું** સ. ક્રિ. છેતરવું, ફોસલાવવું; **પટામણી** સ્ત્રી. છેતરપિંડી, ફોસલામણી; **પટાઉ** વિ. ફોસલાવનારું

**પટાપટી** સ્ત્રી. (લા.) બોલાચાલી

**પટોળું** નપું. રંગબેરંગી રેશમી દોરાના વણાટની સાડી

**પટ્ટો,-ટો** પું. લૂગડા કે ચામડાં વગેરેનો લાંબો પહોળો ચીરો; કમરબંધ; ચપરાશનો કાર્યાલયના નામના ચકતા-વાળો ખભે નખાતો રંગીન પટ્ટ; (લા.) સરકારી સનદ; **પટ્ટી,-ટી** સ્ત્રી. ચીપ, સાંકડો પટ્ટો; પટ્ટાની ટુકડી; આંકવાનું સાધન, આંકણી; (લા.) લાંબા ઝડપી દોડ; **પટા** પું. બ. વ. તલવાર કે લાકડીના દાવ; **પટેલ** પું. ગામનો મુખી; નાતના તડ ગોળ કે એકડાનો મુખી; લેઉવા અને કડવા પાટીદારોની સામાન્ય ઓળખ; **પટે-લાઈ, પટલાઈ** સ્ત્રી. પટેલનો દરજ્જો; (લા.) દોઢડહાપણ; **પટેલિયો** પું ગામનો ખેડૂત; **પટેલાણી, પટલાણી** સ્ત્રી. પટેલની સ્ત્રી

**પડ** નપું. થર; ઢાંકણ; ગડી; **-ડો** પું. પુટ; **-ડિયો** પું. ખાખરાના; પાનનો વાડકો, દડિયો; **પડી** સ્ત્રી. નાનું પડીકું; **પડીકું** ન. કાગળ કે પાંદડાનું નાનું બંધન; **પડીકી** સ્ત્રી. નાનું પડીકું

**પડકાર,-રો** પું. મોટેથી આહ્વાન કરવું એ; બહાદુરી કે સરસાઈનો અવાજ; **૦વું** સ. ક્રિ. પડકાર કરવો; સામે આહ્વાન કરવું

**પડખું** નપું. પાસું; (લા.) પક્ષ; મદદ

**પડઘી** સ્ત્રી. વાસણ કે લાડુની બેસણી; છોડ વૃક્ષ કે ઓટલાને ફરતી કરેલી હાંસ

**પડઘમ** નપું. ઢોલ જેવું સાંકડું ખેવડા થાળ જેવું વિદેશી પ્રકારનું વાદ્ય

**પડઘો** પું. પ્રતિઘોષ, અવાજની સામા બાજુથી ઊઠતો સામો અવાજ

**પડછંદ** પું. પડછંદો, પ્રતિઘોષ; (લા.) વિ. મહાકાય; **-દો** પું. પ્રતિઘોષ, પડછાયો

**પડછાયો** પું. ઓળો, માણસ કે પદાર્થ-ની પાછળના પ્રકાશને લીધે પડતી છાયા

**પડછું** નપું. પાંદડું; શેરડીની ટોચ ઉપરનું આગળું

**પડથાર** પું. ઓસરીની ફરસબંધી

**પડદો** પું. પરદો, આંતરો; ઓઝલ; **-દી** સ્ત્રી. નાનો પડદો; પાટિયાની આંતરી

**પડપૂછ** સ્ત્રી. પૂછપરછ

**પડવું** અ. ક્રિ. નીચે ગબડવું; (છાપ વગેરેનું) ઊઠવું; થવું, બનવું; લાંબા થઈ સૂવું; કીમત થવી; હારી જવું; **પડતર** વિ. ખેડ્યા વિનાનું કે ચણા-વ્યા વિનાનું; વેચાયા વગર પડી રહેલું; જેના ઉપર નફો ચડાવ્યો નથી તે રીતનું; **પડતી** સ્ત્રી. અવનતિ, અવદશા, બૂરી દશા; **પડાપડી** સ્ત્રી. ઉપરાઉપરી પડવું એ; **પડાવ** પું. મુકામ; છાવણી; **પડાવવું** સ. ક્રિ. (લા.) છેતરી લેવું, ઝૂંટવી લેવું

**પડવો** પું. હિંદુ મહિનાના પખવાડિ-યાનો પહેલી તિથિ; **-વાસાઈ** વિ. સ્ત્રી. પડવાને દિવસે ઊગતી (બીજ)

**પડસાળ, પરસાળ** સ્ત્રી. ઘરના દર-વાજામાંથી અંદર પેસતાં આવતી ઓસરી

**પડળ** નપું. આંખને છાવરી લેતું પડ

**પડાઇ** સ્ત્રી. મોટા કપડાનો પતંગ; મોટો પતંગ

**પડાળ** નપું. છાપરાના બેઉ ઢોળાવમાંનો દરેક; **–ળી** સ્ત્રી. ઉપલે માળ કરેલી એક ઢાળવાળી જગ્યા, અડાળી

**પડો** પું. ઢંઢેરો; સગપણ નિમિત્તે અપાતાં સાકર–ભગ-વસ્ત્ર વગેરે

**પડોશ, પાડોશ** પું. પાસામાં નજીક નજીકમાં રહેઠાણ; **૦ણ** સ્ત્રી. પડોશમાં રહેનારી સ્ત્રી; **–શી** વિ. પાડોશમાં રહેનાર

**પણ** અ. પરંતુ, કિંતુ; તો

**પણ** નપું. પ્રતિજ્ઞા; ટેક

**પણો** પું. શાકભાજીનો ઝૂડો; પોપૈયાં કેળાં વગેરેનો ખાવા માટે બનાવેલો છૂંદો; સાકરનું સરબત; **–ણી** સ્ત્રી. ઝૂડી

**પણે** અ. ત્યાં, પરે

**પત** સ્ત્રી. પતીજ, આબરૂ; વિશ્વાસ

**પતરાજ,–જી** સ્ત્રી. બડાઈ

**પતરું** નપું. ધાતુનો ઘડેલો મોટો સપાટ ઘાટ; **–રી** સ્ત્રી પતરાની નાની પતલી ચીપ; **પત(–ત્ત)રવેલિયું** નપું. અડવીનાં પાંદડાંની વેસણથી ભેળી કરેલી એક વાની; **પતરાવળ, પતરાવળી, પતરાળી** સ્ત્રી. ખાખરાના પાંદડાંની બનાવેલી થાળી, પાતળ; **પતરાળું** નપું. પતરાળી

**પતવું** અ. ક્રિ. નિકાલ આવવો; પૂરું થવું; ચૂકતે થવું; **પતાવટ** સ્ત્રી. પતાવવું એ

**પતંગ** [સં.] પું. પતંગિયું; પું. સ્ત્રી. કનકવો; **–ગિયું** નપું. ફૂદું

**પતાકડું** નપું. નાની ધજા; કાગળનો છાપેલો નાનો ટુકડો, પત્રિકા

**પતાસું** નપું. ખાંડની ચાસણીના ચકતાં જેવી એક બનાવટ

**પતિ** [સં.] પું. ધણી; માલિક; ઉપરી; **૦વ્રતા** [સં.] સ્ત્રી. એક જ પતિને ધર્મથી વળગી રહેનાર સ્ત્રી

**પત્તું** નપું. પાંદડું; કાગળનું પાનું; ગંજીફાનું પાનું; ટપાલનો એકવડો કાગળ

**પત્તો** પું. ઠામઠેકાણાની ભાળ

**પત્ની** [સં.] સ્ત્રી. ઘરવાળી, ભાર્યા

**પત્ર** [સં. નપું.] પું. ટપાલનો કાગળ; નપું. પાંદડું; વર્તમાનપત્ર, છાપું; **૦ક** [સં.] નપું. ટીપ, યાદી; રજિસ્ટર; **૦કાર** [સં.] વિ. વર્તમાનપત્રમાં લખવાનો ધંધો કરનાર; **૦કારત્વ** [સં.] નપું., **૦કારી** સ્ત્રી. વર્તમાનપત્રમાં લખવાનો ધંધો; **–ત્રિકા** [સં.] સ્ત્રી. નાનું પતાકડું; માસિક કે પાક્ષિક છાપું

**પથરો, પથ્થર** પું. શિલા, પાષાણ; **પથરાળ** વિ. પથ્થરવાળું (જમીન પ્રદેશ વગેરે); **પથરી** સ્ત્રી અસ્ત્રા વગેરેની ધાર કાઢવાની પથ્થરની પટ્ટી; મૂત્રમાર્ગમાં કે શરીરના ગમે તે ભાગમા જામતી પથ્થરની જાતની કાંકરી

**પદવી** [સં.] સ્ત્રી. (લા.) દરજ્જો; ઉપાધિ, ઇલકાબ

**પદાર્થ** [સં.] પું. ચીજ, વસ્તુ, દ્રવ્ય; (લા.) શબ્દાર્થ; સાર, તત્ત્વ

**પદાડવું** સ. ક્રિ. ખૂબ થાકી જાય ત્યાંસુધી ઘોડાં–ગધેડાં વગેરેને દોડાવવાં; (લા.) બગડી જાય ત્યાં સુધી વાપરવું

**પદ્ધતિ** [સં.] સ્ત્રી. રીત; વ્યવસ્થિત રીતે કામ કરવાનો પ્રકાર; શાસ્ત્રશુદ્ધ રીતે ક્રમસર કામ કરવાનું બતાવતો શાસ્ત્રગ્રંથ

**પદ્ય** [સં.] નપું. છંદોબદ્ધ રચના; (લા.) કવિતા

**પધારવું** અ. ક્રિ. આદર અપાતો હોય તે રીતનું આવવું; **પધરામણી** સ્ત્રી. ગુરુ આચાર્ય વગેરેને પધરાવવું એ; (લા.) પધરાવતી વખતે આપવામાં આવતી ભેટ

**પનારો** પું. કોઈની સાથે ફરજિયાત સહવાસ કે સંબંધમાં આવવું એ

**પનો** પું. કાપડની પહોળાઈ; **–નાદાર** વિ. પનાવાળું; **–નિયું** વિ. પૂરા પનાનું

**પનોતું** વિ. મંગળકારી, શુભ; વંશ વિસ્તારવાળું, સુખી; **–તી** સ્ત્રી. ભાગ્યશાળી સ્ત્રી; (લા.) શનિની મહાદશા કે અલ્પ દશાનો સમય; (લા.) પડતી દશા

**પપૈયો, પોપૈયો** પું. અમૃત ફળનું ઝાડ; **–યું** નપું. પપૈયાનું ફળ, અમૃતફળ

**પબડી** સ્ત્રી. કમળ-કાકડી

**પબેડો** પું. લાકડીનો બડીકો; (લા.) ગપ્પ; કવિતાની નિર્બંધ કડી

**પર** અ. ઉપર

**પર** [સં.] વિ બીજું

**પરખ** સ્ત્રી. ઓળખ, પરીક્ષા

**પરગજ** વિ. પરોપકારી

**પરગણું** નપું. તાલુકો

**પરચૂર(–ટ)ણ** વિ. પ્રકીર્ણ, ફુટકળ; નપું. સિક્કાઓનો ખુરદો; **–ણિયું** વિ. (લા.) ફાલતુ, ખાસ મહત્ત્વનું નહિ એવું

**પરચો** પું. ચમત્કારિક બનાવ

**પરડ** સ્ત્રી. (લા.) લાંબું કંટાળા ભરેલું વર્ણન કે કથની; લપ

**પરડકું** નપું. નાનું સાપોલિયું

**પરણવું** સ. ક્રિ. લગ્ન; કરવાં; **પરણ** નપું. પરણવું એ; **પરણિયાત** વિ. પરણેલું; **પરણેતર** નપું. પરણવું એ; પત્ની

**પરત** અ. પાછું મોકલાય એમ

**પરતંત્ર** [સં.] વિ. પરાધીન, ઓશિયાળું

**પરનાળ** સ્ત્રી., **–ળું** નપું. નેવાંનું પાણી ઝિલાઇને એક બાજુ ચાલ્યું જાય એ રીતની ધાતુના પતરાની બનાવેલી નીક

**પરપોટો** પું. હવાથી પ્રવાહીમાં થતે ફુક્કો

**પરબ** નપું. માર્ગમા મુસાફરોને પાવાને કરવામાં આવતી પાણી પાવાની જગ્યા; **૦ડી** સ્ત્રી. પંખીઓને દાણા નાખવા એક થાભલા ઉપર કરેલી માંડણી

**પરબા(–ભા)રું** વિ. બારોબાર, સીધેસીધું બહાર

**પરબીડિયું** નપું. કાગળની કોથળી, લખોટો

**પરમેશ્વર** [સં.] પું. પરમાત્મા, ભગવાન

**પરલોક** [સં.] પું. મૃત્યુ પછી જ્યાં જવાનું મનાય છે તેવો પ્રદેશ

**પરવડવું** અ. ક્રિ. પોસાવું, પાલવવું

**પરવા** [ફાં.] સ્ત્રી. દરકાર; ગરજ

**પરવાડ** સ્ત્રી. ગામનો છેવાડાનો ભાગ

**પરવાનગી** [ફા.] સ્ત્રી. રજા; **પરવાનો** [ફા.] પું. રજાનો લેખિત હુકમ; લાઇસન્સ; (લા.) છૂટ

**પરસૂદી** સ્ત્રી. ઘઉંનો બારીક લોટ, મેંદો

**પરસેવો** પું. પસીનો

**પરસ્પર** [સં.] અ. અરસપરસ, એકબીજાને

**પરહેજ** [ફા.] વિ. બંધનમાં નાખેલું, કેદી; સ્ત્રી. માંદગી વગેરેમાં પાળવામાં આવતી ચરી, કરી; -જી સ્ત્રી. કેદ; ચરી

**પરંતુ** [સં.] અ. પણ

**પરંપરા** [સં.] સ્ત્રી. હાર; ઘણા સમયથી ચાલતી આવતી રૂઢિ કે રિવાજ

**પરાઈ** સ્ત્રી. ખાંડણીનો દસ્તો

**પરાકાષ્ઠા** [સં.] સ્ત્રી. છેવટની હદ

**પરાક્રમ** [સં. પું.] નપું. બહાદુરી; **-મી** [સં.] વિ. બહાદુર

**પરાગ** [સં.] પું. ફૂલની રજ

**પરાજય** [સં.] પું. જિતાઈ જવું એ, હારી જવું એ

**પરાણે** અ. માંડમાંડ, મહા મહેનતે; (લા.) બળાત્કારથી

**પરા(-રો)ણો** પું. છેડે ફળાવાળી લાકડી; **-ણી** સ્ત્રી. નાનો પરોણો

**પરાધીન** [સં.] વિ. પરવશ, પરતંત્ર, ઓશિયાળું

**પરાપૂર્વ** [સં.] પું. બહુ જૂનો સમય

**પરાભવ** [સં.] પું. પરાજય

**પરાયું** વિ. પારકું; અજાણ્યું

**પરાર** અ. ગયે કે આવતે ત્રીજે વર્ષે

**પરાળ** નપું. ડાંગર વગેરે અનાજનું પોચું ઘાસ

**પરાં(-રો)ઠું** નપું. લોઢી ઉપર ઘી-તેલ રેડી કરાતું ચોપડું

**પરિક્રમા** [સં.] સ્ત્રી. ફરતે ફરવું એ

**પરિચય** [સં.] પું. ઓળખાણ; સહવાસ; મહાવરો; આદત

**પરિણામ** [સં. પું.] નપું. નતીજો, ફળ; રૂપાંતર

**પરિપત્ર** [સં. નપું.] પું. લાગતાં વળગતાંને ફેરવવામાં આવતું લખાણ; સર્ક્યુલર

**પરિભાષા** [સં.] સ્ત્રી. કોઈપણ શાસ્ત્રીય વિષયની સમજૂતી માટે કરવામાં આવેલા તે તે પદાર્થ-ક્રિયા વગેરેની સંજ્ઞા

**પરિયાણ** નપું. પ્રયાણ કરવાની તૈયારી; (લા.) ઢીલ, વિલંબ

**પરિ(-રી)વાર** [સં.] પું. કુટુંબ કબીલો, સ્ત્રી અને છોકરાં છૈયાં

**પરિશિષ્ટ** [સં.] નપું. પુરવણી

**પરિષદ** [સં.] સ્ત્રી. સભા

**પરિસ્થિતિ** [સં.] સ્ત્રી. આજુબાજુનો સંયોગ કે સંયોગો

**પરી** [ફા.] સ્ત્રી. પાંખોવાળી દેવતાઈ સુંદરી

**પરીક્ષક** [સં.] વિ. પરીક્ષા કરનાર

**પરીક્ષા** [સં.] સ્ત્રી. તપાસ, કસોટી

**પરું** વિ. દૂર, અળગું

**પરું** નપું. શહેર બહાર વસેલો વાસ, ઉપનગર

**પરુણો, પરોણો** પું. મહેમાન; **-ણાગત** સ્ત્રી. મહેમાનગત, આતિથ્યસત્કાર

**પરે** અ. દૂર સામે, ત્યાં, પણે

**પરે** સ્ત્રી મળસકાનું અજવાળું, પોહ

**પરોપકાર** [સં.] પું. પારકાં-બીજા ઉપર પાડ કરવાની ક્રિયા, બીજાનું ભલું કરવું એ; **-રી** [સં.] વિ. પરોપકાર કરનારું

**પરોવવું** સ. ક્રિ. વેહવાળી વસ્તુમાં દોરો દાખલ કરવો; (લા.) જોડવું, તલ્લીનતા કરવી

**પર્યટન** [સં.] નપું. ફરવા જવું એ; મુસાફરી

**પર્વત** [સં.] પું. પહાડ

**પલકારો** પું. આંખની પાંપણોનું ઊઘડવું ને બંધ થવું એ

**પલટણ** સ્ત્રી. લશ્કરી સિપાઇઓની ટુકડી

**પલટાવું** અ. ક્રિ. બદલાવું; **પલટવું** અ. ક્રિ., સ. ક્રિ. બદલવું; **પલટો** પું. ફેરબદલો; ઊલટપાલટ

**પલળવું** અ. ક્રિ. ભીંજાવું; (લા.) પોચું થવું; **પલાળવું** સ. ક્રિ. ભીંજવવું

**પલંગ** પું. ઢાંકેલો મોટો ખાટલો; **૦ડી** સ્ત્રી. નાનો પલંગ

**પલાખું** નપું. આંકના ઘડિયાનો પ્રશ્ન

**પલાણ** નપું. ઘોડાની પીઠ ઉપર નાખવાનો સામાન, જીન; **૦વું** સ. ક્રિ. ઘોડા ઉપર પલાણ નાખવું; સવારી કરવી

**પલાયન** [સં.] નપું. નાસી જવું એ

**પલાં(-લો)ઠી** સ્ત્રી. ઘૂંટણ નીચેનો બેઉ પગનો ભાગ એકબીજાની નીચે આવે એમ ચપટ બેસવાની સ્થિતિ; **-ઠો** પું. મોટી પલાંઠી

**પલીત** પું. નપું. ભૂત પ્રેત; **-તી** સ્ત્રી. ગૂ, વિષ્ઠા; **-તો** પું. બંદૂકની જામગીરી

**પલો(-ળો)ટવું** સ. ક્રિ. (ઘોડા વગેરેને) કેળવી સવારી લાયક કે કામમાં આવે એવું કરવું; (લા.) કામકાજમાં જોડી પાવરધું બનાવવું

**પલ્લું** નપું. ત્રાજવાનું છાબડું; વર તરફથી કન્યાને અપાતું સ્ત્રીધન; **-લ્લો** પું. મજલ, ટપ્પો

**પલ્લો** પું. પાલવ; (લા.) છેડો; અંતર

**પવન** [સં.] પું. વાયુ, હવા; (લા.) તોર, મિજાજ

**પવાલું** નપું. પ્યાલું; અડધા શેરના માપનું ઠામ; મોટી નળાકાર કોઠી; **-લી** સ્ત્રી. નાની નળી, કોઠી

**પવિત્ર** [સં.] વિ. શુદ્ધ, પાવન; **-ત્રી** સ્ત્રી. બ્રાહ્મણો આંગળી ઉપર પહેરે છે તે સોના-ચાંદી-તાંબાની મિશ્ર કરઠી; **-ત્રું, -તરું** નપું. શ્રાવણ સુદિ ૧૧ ને દિવસે ઠાકોરજીને ધરાવવામાં આવતું સૂતરનું ફીંડલું યા રેશમની ગુચ્છાવાળી માળા

**પશુ** [સં. પું.] નપું. ચોપગાળું પ્રાણી, જાનવર, ઢોર; (લા.) અણસમજુ

**પશ્ચિમ** [સં.] પાછળનું; આથમણી દિશાનું; સ્ત્રી. આથમણી દિશા

**પસ** સ્ત્રી. પોશ, ખોળો; **૦લી** સ્ત્રી. પોશ, ખોળો; ભાઈની બહેનને (ખાસ કરી ભાદરવાની નોમે) અપાતી ભેટ

**પસર** નપું. પરોઢિયે ઢોર ચરાવવા જવાની ક્રિયા

**પસંદ** [ફા.] વિ. ગમતું; સ્વીકારેલું; **૦ગી** સ્ત્રી. પસંદ કરવું એ

**પસાયતું** નપું. સરકાર તરફથી બક્ષિસ મળેલી જમીન; **–તો** પુ. ગામડાંનો સિપાઈ

**પસીનો** [હિં.] પરસેવો

**પસ્તાનું** નપું. બહારગામ જવાનું મુહૂર્ત સાચવવા પોતાને ઘેરથી બીજે કોઈને ત્યાં જઈ વાસ કરવો કે પ્રવાસમાં સાથે લઈ જવાની ચીજ મૂકવી એ; (લા.) પસ્તાનામાં મૂકેલો પદાર્થ

**પસ્તાવું** અ. ક્રિ. પશ્ચાત્તાપ કરવો; ભૂલ કે દોષને માટે પાછળથી ખેદ કરવો; **–વો** પું. એવો ખેદ, પશ્ચાત્તાપ

**પસ્તી** સ્ત્રી. નકામા રદ્દી કાગળ

**પહાડ** પું. પર્વત; **–ડી** સ્ત્રી. પહાડને લગતું; (લા.) પડછંદ

**પહાણ, –ણો** પું. પથ્થર; **–ણવું** સ. ક્રિ. રંગવા માટે કોરું કપડું ધોવું; **–ણી** સ્ત્રી. તપાસણી; **–ણીપત્રક** નપું. ખેતરનાં ઝાડ મોલ વગેરેની નોંધ રાખતું તલાટીનું પત્રક

**પહેરવું** સ. ક્રિ. શરીર ઉપર ધારણ કરવું; **–ણ** નપું. કુડતું, બદન; **–ણું** નપું. ઘાઘરાને સ્થળે આહીર મેર ચારણ રબારી વગેરે કોમોમાં સ્ત્રીઓ કેડે વીંટે છે તે વચ્ચે સાંધાવાળું બે ફાળનું વસ્ત્ર; **–વેશ** પું. પોશાક; કપડાં પહેરવાની રીત; **પહેરામણી** સ્ત્રી. કન્યાના બાપ તરફથી વરપક્ષને આપવામાં આવતી વસ્ત્રોની ભેટ

**પહેરો** પું. ચોકીદારી, જાપતો; સંભાળ; **–રેગીર** પું. ચોકીદાર

**પહેલ** પું. પાસાની સપાટી

**પહેલવાન** પું. કુસ્તીબાજ, મલ્લ; (લા.) શૂરવીર

**પહેલું** વિ. પ્રથમ, આદિમાં રહેલું; **–લ** સ્ત્રી. આગેવાની કરવી એ; શરૂઆત; **–લાં** અ. અગાઉ; આગળથી

**પહો(–હોં)ચવું** સ. ક્રિ. –ના સુધી જવું, પૂગવું; આંબવું; ટકવું; **પહો–(–હોં)ચ** સ્ત્રી. પહોંચવું એ; પાવતી, રસીદ; (લા.) શક્તિ; સમજશક્તિ

**પહોર** પું. સાડાસાત ઘડી કે ત્રણ કલાકનો દિવસ-રાતનો આઠમાંનો પ્રત્યેક સમય, પ્રહર

**પહોળું** વિ. પનાદાર, પગતું; ખૂલતું, મોકળું; છૂટું પથરાયેલું; **–ળાઈ** સ્ત્રી. પહોળાપણું

**પહોંચો** સ્ત્રી. હાથનું કાંડું; **–ચી** સ્ત્રી. કાંડામાં પહેરવાનું પુરુષનું એક જાળીવાળું ઘરેણું; **–ચિયું** નપું. એવું બાળકનું ઘરેણું

**પળ** [સં. નપું.] સ્ત્રી. ઘડીનો સાઠમો ભાગ, ક્ષણ

**પળી** સ્ત્રી. ઘી તેલ લેવાનું લોખંડનું સાધન, મોટું પાવળું

**પંખી** નપું. પાંખવાળું પ્રાણી, પક્ષી; **–ખો** પું. વીંજણો

**પંગત** સ્ત્રી. પંક્તિ, હાર

**પંચ** [સં.] વિ. પાંચ; નપું. કોઈ વાતનો નિવેડો લાવવા બેઠેલું એ કે વધુ માણસોનું મંડળ; પું. એમાનો પ્રત્યેક પુરુષ; **–ચાત** સ્ત્રી. (લા.) નકામી કૂથલી; **–ચાયત** સ્ત્રી. પંચનું મંડળ; **–ચાંગ** [સં.] નપું. જોશીનું ટીપણું જેમાં તિથિ વાર નક્ષત્ર યોગ અને કરણ મહિનાવાર આખા વર્ષનાં આપવામાં આવ્યાં હોય; **–ચિયું** નપું. નાનું ફાળિયું, ધોતલી

**પંજરી** સ્ત્રી. પંચાજીરી

**પંજેટી** સ્ત્રી. ખેતીનું એક કાસકી આકારના ફણાવાળું ઓજાર, ખંપાળી

**પંજો** [ફા.] પું. આંગળાં ને હથેલીનો બનેલો ખુલ્લો અવયવ; હિંસ્ર પશુનો નહોરવાળો એવો અવયવ; (લા.) પકડ

**પંડિત** [સં.] ત્રિ. પું. શાસ્ત્રનો જાણકાર વિદ્વાન; સાક્ષર; ઉત્તર હિંદુસ્તાનમાં નામે બ્રાહ્મણ હરકોઈ, પંડો

**પંતુજી** પું. માત્ર છોકરાં ભણાવી જાણનાર શિક્ષક; (લા.) વેદિયો

**પંથ** પું. માર્ગ, રસ્તો; **૦ક** પું. દેશનો અમુક વિભાગ

**પંપ** [અં.] પું. હવાના દબાણનું યંત્ર–હવા ભરવાનું સાધન; પાણીની ડંકી; પેટ્રોલ ભરવાનું યંત્ર

**પંપાળવું** સ. ક્રિ. વહાલથી કોઈના શરીર પર હાથ ફેરવવો; (લા.) ખોટું ઉત્તેજન આપવું

**પાક** [સં.] પું. પાકવું એ; રસોઈ; ખેતીની નીપજ; ગોળચોપડી; **૦વું** અ. ક્રિ પરિપક્વ થવું; નીપજવું; ગૂમડાં વગેરેનું ભરાઈ રસીના રૂપમાં થવું; નીવડવું; **–કું** વિ. પાકેલું (લા.) પક્કું; હોશિયાર

**પાકીટ** [અં.] સ્ત્રી. પૈસા રાખવાની ગજવામાં રખાય તેવી નાની થેલી; દફતર; પરબીડિયું

**પાખંડ** [સં.] પું. ઢોંગ, દંભ; (લા.) તરકટ; **–ડી** [સં.] વિ. ઢોંગી, દંભી; (લા.) તરકટી

**પાગરણ** નપું. પથારી માટેનાં ગોદડાં ગાદલાં

**પાગિયો** પું. મદદગાર; કૂવામાં ઊતરતાં ઝાલવાને માટે બાજુમાં રાખેલો વધારાનો નાડો

**પાઘડી** સ્ત્રી. માથાનો ફીંડલાના આકારનો એક પહેરવેશ; (લા.) નવાજેશ, સરપાવ; **–ડું** નપું. પાઘડી (કટાક્ષમાં)

**પાચન** [સં.] નપું. હજમ થવું એ

**પાછું** વિ. પાછળનું; અ. વળી, પાછળથી; **–છ(–છો)તર** વિ. મોસમના પાછલા ભાગનું; **–છલું** વિ. પાછળ રહેલું; બાકીનું; પૂર્વનું, પહેલાનું; **–છળ** અ. પછવાડે

**પાજ** સ્ત્રી. પાળ, સેતુ; દીવાલોના છોકામ વગેરે માટે બાંધવામાં આવેલી ખપેડાઓની માંડણી

**પાજી** [ફા.] વિ. નીચ પ્રકૃતિનું; લુચ્ચું; હલકું

**પાટ** પું. મોટો વિસ્તાર; પટ્ટ; આખું થાન, તાકો; સ્ત્રી. મોટો પહોળો બાંકડો; નદી કે જળાશયની સાંકડી પાણી ભરેલી લાંબી ગાળી; રાજગાદી; **૦ડી** સ્ત્રી. પાટિયાનો ટુકડો; **૦ડો** પું. પાટિયાનો સાંકડો જાડો ટુકડો; **૦લી** સ્ત્રી. બાંકડો; **૦લો** પું. જમવા બેસવાનો નાનો બાજોઠ; **–ટિયું** નપું. લાકડાની પહોળી અને ઓછી જાડાઈની મોટી ચીપ; નિશાળમાં શિક્ષક જેના પર ચાક ખડીથી લખી સમજાવે છે તે લાકડાનો ઘાટ; છાતીનું પ્રત્યેક પાંસળું; **–ટી** સ્ત્રી. લોખંડની પટ્ટી; પથ્થરની સ્લેટ; જમીન ગરાસની જમીન; **–ટીદાર** પું. જમીનદાર; (લા.) કણબી પટેલ; **–ટો** પું. પટ્ટીના આકારનો લોખંડનો કે લૂગડાનો ઘાટ; રેલનો પાટડો; (લા.) બંદોબસ્ત

**પાટ** સ્ત્રી. આંકના ઘડિયા બોલી જવા એ

**પાટુ** સ્ત્રી. લાત

**પાઠ** [સં.] પું. બોલી જવું એ; ધાર્મિક સ્તોત્ર વગેરેનું રોજનું વાચન; નિશાળમાં વિદ્યાર્થીનું રોજનું ભણતર થાય તેટલો પાઠ્ય પુસ્તકનો વિભાગ; શબ્દો કે વાકયની ગ્રંથમાની યોજના; નાટકના પાત્રનું કામ

**પાઠવવું** સ. ક્રિ. મોકલવું

**પાઠું** નપું. અદીઠ ગૂમડું; કુંવારનું લેંખું

**પાડ** પું. ઉપકાર

**પાડું** નપું. ભેંસનું બચ્ચું; **–ડો** પું. ભેંસનું નર બચ્ચું; ભેંસનો નર, મહિષ; **–ડી** સ્ત્રી. ભેંસનું માદા બચ્ચું

**પાડો** પું. પા, મહોલ્લો

**પાડો** પું. આંકના ઘડિયા

**પાણ** સ્ત્રી. સંખ્યાંકમાં આખાનો ચોથો ભાગ; એ દર્શાવનારી ઊભી લીટી '।'

**પાણી** નપું. જળ; (લા.) નૂર, તેજ; (હથિયારની) ધાર આપવી એ; તીક્ષ્ણતા; પોરસ, શૂરાતન; ટેક; સોના રૂપાનો ઢોળ; **–ણિયારી** સ્ત્રી. પાણીની હેલ લાવનારી સ્ત્રી; **–ણિયારું** નપું. પાણીનાં ઠામ રાખવાની પથ્થર યા લાકડા વગેરેની માંડણી; **પાણ–(–ણે)ત** નપું. ખેતરમાં પાણી પાવાની ક્રિયા; **પાણ(–ણે)તિયો, –તી** પું. ખેતરમાં પાણી વાળનારો

**પાતરું** નપું. પાંદડું; જૈન સાધુનું લાકડાનું વાસણ; પતરવેલિયું; **–ર** સ્ત્રી. ખાટલામાં વાણની ચાર ચાર સેરની હાર; **–રી** સ્ત્રી. મગ મઠ વગેરેનાં પાંદડાનો ભૂકો; **–ળ** સ્ત્રી. પતરાવળું

**પાતળું** વિ. જાડું નહિ તેવું; પ્રવાહી પ્રકારનું; આછું

**પાતાળ** [સં.] નપું. પૌરાણિક માન્યતા પ્રમાણેનો પૃથ્વી નીચેના સાત લોકમાંનો છેલ્લો લોક; પૃથ્વીનું બહુ ઊંડું પેટાળ

**પાત્ર** [સં.] વિ. નપું. યોગ્ય, લાયક; નપું. ઠામ, વાસણ; નદીના બે કાંઠા વચ્ચેનો ભાગ, પટ; (નાટકમાં) જેનો વેશ લેવામાં આવે તે; **૦તા** [સં.] સ્ત્રી. યોગ્યતા

**પાથરણું** સ. ક્રિ. બિછાવવું; **-ણ,-ણું** નપું. પાથરવા માટેનું જાડું કપડું, બૂંગણ; મરનાર પાછળ ખરખરે આવનારાઓ માટે પાથરવામાં આવતું કપડું; **પાથરો** પું. કાપણી કર્યા પછી આડો નાખેલો મોલ; **પથારો** પું. મોટી પથારી; (લા.) મોટો વિસ્તાર; **પથારી** સ્ત્રી. નાનું પાથરણું, બિછાત

**પાદર, પાધર** નપું. ગામની ભાગોળ આગળનું મેદાન; (લા.) ઉજ્જડ

**પાદરી** [પોર્ચ્યું.] પું. ખ્રિસ્તી ધર્મોપદેશક

**પાદવું** સ. ક્રિ. વા-છૂટ કરવી; **પાદ** પું. વા-છૂટ

**પાધરું** વિ. સાધેસીધું, પાંસરું; **૦દોર** વિ. સીધું, પાંસરું

**પાન** [સં.] નપું. પીવું એ

**પાન** નપું. પાંદડું; પુસ્તકનું પાનું (મરાઠી અસરે); નાગરવેલનું પાંદડું, તંબોળ; **૦ખર** સ્ત્રી. મહા ફાગણની ઋતુ, હેમંત ઋતુ; **-નિયું** નપું. કાગળનું છૂટું પાનું; (લા.) નસીબ-ભાગ્યનું પાનું; **-નું** નપું. પુસ્તક વગેરેનાં બેઉ બાજુનાં પૃષ્ઠ થઈને એક; ગંજીફાનું પત્તું; ચપ્પુ વગેરેનું ફળું; લીલા રંગનું એક રત્ન, પન્નું; **-નેતર** નપું. કન્યાને પરણતી વખતે પહેરવાનું કિનારીએ અને વચ્ચે વચ્ચે રાતી ભાતવાળું સફેદ વસ્ત્ર

**પાની** સ્ત્રી. પગના તળિયાનો એડી બાજુનો ભાગ

**પાનો** પું. બચ્ચા તરફના પ્રેમને લીધે છાતીમાં દૂધનું ઊભરાઇ આવવું; (લા.) નિર્બળને ચડાવવામાં આવતો જુસ્સો

**પાપ** [સં.] નપું. ખરાબ કૃત્ય; (લા.) કૂડ કપટ; અણગમતી વ્યક્તિ; **-પી** [સં.] વિ. પાપ કૃત્ય કરનારું

**પાપડ** પું. અડદ મગ વગેરેના લોટ-માંથી બનતી રોટલી ઘાટની એક પતલી વાની (જે સેકીને ખવાય છે); **૦ખાર,-ડિયોખાર** પું. પાપડમાં દાળ શાકમાં નાખવામાં આવતો ખારો; **-ડી** સ્ત્રી. વાલ-એળિયાની શિંગ, પાંદડી

**પામર** [સં.] વિ. ક્ષુદ્ર, હલકું; (લા.) કંગાલ, રાંક; તુચ્છ અને સાંકડા મનનું

**પામવું** સ. ક્રિ. પ્રાપ્ત કરવું, મેળવવું; (લા.) સમજવું, કળી જવું

**પાય** પું. પગ; **-યો** પું. ખુરશા વગેરે માંડણી આકારનું પગના સ્થાનનું પગું; મકાનની નીમ

**પાયરી** સ્ત્રી. પગથી; (લા.) દરજ્જો, પદવી

**પાયરી** [પોર્ચ્યું.] સ્ત્રી. હાફૂસ કેરીની છેડે અણાવાળી એક મીઠી જાત

**પાયલી** સ્ત્રી. અનાજ માપવાનું એક માપ, પાલી

**પાર** [સં.] પું. છેડો; કાંઠો; (લા.) ઊંડો ભેદ કે મર્મ; **૦દર્શક** [સં.] જેમાં આરપાર જોઈ શકાય તેવું

**પારકું** વિ. બીજાનું; બીજું; (લા.) અજાણ્યું

**પારખવું** સ. ક્રિ. ઓળખી લેવું; **પારખું** નપું. પરીક્ષા, કસોટી; **પારેખ** પું. સોના ચાંદી વગેરેનો આંક કાઢી આપનાર ને વેચનાર-લેનાર વેપારી; પરીખ; વાળંદ

**પારણું** નપું. બાળકને સુવડાવવાની ચાર પાયાવાળી નાની હિંડોળાખાટ

**પારણું** નપું. ઉપવાસ વગેરેને અંતે લેવામાં આવતું ભોજન વગેરે ક્રિયા

**પાર(-રા)ધી** પું. શિકારી

**પારવું** વિ. અલગ અલગ પાડેલું; પાંખું

**પારસી** પું. ઈરાનમાંથી ગુજરાતમાં આવેલો જરથોસ્ત ધર્મનો અનુયાયી; એ જાતનો આદમી; **-સણ** સ્ત્રી. પારસીની સ્ત્રી

**પારેટ(-ઠ)** વિ. વિયાયા પછી દૂઝવાની મુદત લગભગ પૂરી થવા આવી હોય તે સમયનું દૂઝણું ઢોર

**પારેવું** નપું. કબૂતર

**પારો** પું. એક વજનદાર પ્રવાહી ખનીજ

**પારો** પું. માળાનો કે એવો ગોળ મણકો; આંખો ઊઠી હોય ત્યારે ઉપચારમાં દૂધનાં પોતાં ભરવામાં આવે છે એ

**પાલખી** સ્ત્રી. સુખપાલ, માણસો ઉઠાવી લઈ જઈ શકે છે તેવું ખુલ્લું કે ઢાંકેલું વાહન; **-ખ** સ્ત્રી. ઇમારતની દીવાલે છો વગેરે કરવા બાંધવામાં આવતી પાજ

**પાલર** વિ. પહેલા વરસાદનું (પાણી)

**પાલવ** પું. સાડીનો છેડો; પાઘડી વગેરેનો ભરેલો છેડો

**પાલવવું** અ. ક્રિ. પોસાવું, પરવડવું

**પાલી** સ્ત્રી. અનાજનું એક માપિયું

**પાલો** પું. વૃક્ષનો તોડી કાઢેલો કૂંપળ વગેરેનો ચારો; ગાડાં ગાડી ઉપરનું વાંસનાં છોતાં વગેરેનું ઢાંકણ

**પાવઠી** સ્ત્રી. કૂવા ઉપર પાણી ખેંચવાની પગાંવાળી ગોળાકાર રચના-જેના ઉપર રેંટની માળ હોય છે

**પાવડી** સ્ત્રી. ચાખડી, પાદુકા, (કસરતમાં) દંડ પીલવાનું સાધન

**પાવડો** પું. પતરાંઘાટનો ખરપડો

**પાવતી** સ્ત્રી. પહોંચ, રસીદ

**પાવરધું** વિ. ખૂબ હોશિયાર, કુશળ

**પાવલી** સ્ત્રી. ચારઆનીનો સિક્કો; **-લું** નપું. ચારઆનીનો સિક્કો; ઊભી બેસણીવાળી ઉપર ચામડાના પટાવાળી ચાખડી

**પાવળું** નપું. નાની પળી

**પાવો** પું. નાની વાંસળી; આગગાડી જેવાં વાહનની સિસોટીનો અવાજ

**પાસ** પું. સ્પર્શથી થતી અસર

**પાસું** નપું. પડખું; (લા.) પક્ષ; **-સે** અ. નજીક, બાજુમાં; તાબામાં

**પાસો** પું. ચોપટ વગેરે રમતોમાં વપરાતો આંકવાળો દરેક લંબચોરસ ટુકડો (હાથીદાંત કે લાકડાનો)

**પાળ** સ્ત્રી. તળાવ કે સરોવરનો ઢોળાવવાળો કિનારો; પ્રવાહીને રોકવા કરવામાં આવતી આડ; **-ળિયું** નપું. એક જ ધોરિયાથી પવાતો ક્યારાઓનો સમૂહ; ઘીનો ધાડવો

**પાળિયો** પું. સ્મારક તરીકે મરનારની વિગત કોતરી હોય તેવો ખંભો, પાવળિયો

**પાળી** સ્ત્રી. છરી

**પાળી** સ્ત્રી. વારો; વારાનો સમય

**પાળું** વિ. પગે ચાલીને જતું

**પાંકડું** વિ. ગર્ભધારણ કરવાની વય આવી હોય છતાં ગર્ભધારણ ન કરી શક્યું હોય તેવું (ઢોર)

**પાંખ** સ્ત્રી. પક્ષી વગેરેનો ઊડવાનો અવયવ: છાપરાનો બેઉ બાજુનો બહાર પડતો ભાગ; લશ્કરની બેઉ-બાજુમાંની દરેક; **૦ડી** સ્ત્રી ખીલેલી કળીમાં છૂટું પડતું દરેક દળ; **૦ડું** નપું. ડાળની બાજુમાંથી ફૂટતું નાનું ડાળું; **–ખિયું** નપું. કાતરનું પાનું

**પાંગત** સ્ત્રી. ખાટલાનો કે પથારીનો પગ બાજુનો ભાગ

**પાંખું** વિ. તાણાવાણા પારવા પડેલા દેખાય તેવું; પારવું

**પાંગરવું** અ. ક્રિ. અંકુર -કોંટા ફૂટવા

**પાંગરું** નપું. ઘોડિયાની ખોઈના છેડા બંધાય છે તે દોરીવાળી લાકડાની આડી

**પાંગળું** વિ. લંગડું; (લા.) અશક્ત

**પાંજરું** નપું. પીંજરું; અદાલતમાં ન્યાયાધીશને જવાબ આપવા સાક્ષી કે આરોપી ઊભો રહી શકે તે પીંજરા જેવી જગ્યા; **–રાપોળ** સ્ત્રી. નપું. જ્યાં માંદાં ઢોરની સંભાળ લેવામાં આવે છે તે ધર્માદા જગ્યા

**પાંથી** સ્ત્રી. સેંથી

**પાંદડી** સ્ત્રી. વાલ-ઓળિયાની શિંગ પાપડી; કાનનું એક ઘરેણું; **–ડું** નપું. ઝાડ-વેલ-છોડનું પત્તું

**પાંપણ** સ્ત્રી. પોપચાંની વાળવાળી કિનારી

**પાંપળું** વિ. નિર્બળ, પોચું; **–ળાં** નપું. બ. વ. નિર્બળ પ્રયત્ન

**પાંશ(–સ)રું** વિ. પાધરું, સીધું; (લા.) સરળ બુદ્ધિનું

**પાંસળું** નપું. છાતીના માળખાનું પ્રત્યેક હાડકું; **–ળી** સ્ત્રી. નાનું પાંસળું

**પિચકારી** સ્ત્રી. પાણીની કે થૂંકની સેડ; પાણીની કે રંગની સેડ; સામેની વસ્તુ ઉપર નાખવાનું ઓજાર

**પિતૃ** [સં.] પું. બાપદાદા વગેરે પૂર્વજ; **–તા** [સં.] પું. બાપ; **–તામહ** [સં.] પું. દાદો; **–તામહી** [સં.] સ્ત્રી દાદી; **–તરાઈ** વિ. બાપાના વંશનું, ભાયાતી

**પિત્ત** [સં.] નપું. કાળજામાં પેદા થતો કડવો પીળો પાચક રસ

**પિત્તળ** નપું. તાંબા અને જસતના મિશ્રણથી બનતી ધાતુ; (લા.) ચીંડિયું; ઓછું પાત્ર

**પિપૂડી** સ્ત્રી. ફૂંકીને વગાડવાની ભૂંગળી; (લા.) ખુશામતની હાજી હા

**પિય(–યે)ર** નપું. સ્ત્રીનાં મા–બાપનું ઘર, મહિયર

**પિયળ** સ્ત્રી. સ્ત્રીએ કપાળમાં કરેલા કંકુની આડ, પીળ

**પિંડ** [સં.] પું. ગોળો, પિંડો; પિતૃઓને નિમિત્તે લોટની વાળવામાં આવતી ગોળી; (લા.) શરીર; **–ડી** સ્ત્રી. પગના ઘૂંટણથી નીચેના ભાગનો પાછલો માંસલ ભાગ; **–ડો** પું. વાળેલો ગોળો

**પીગળવું** સ. ક્રિ. ઓગળવું; (લા.) દયાથી (દિલનું) ઢીલું પડવું

**પીછો** પું. પૂંઠ, કેડો

**પીટવું** સ. ક્રિ. ખૂબ મારવું; મૂએલાં પાછળ કૂટવું; (દાંડી) વગાડવી

**પીઠ** સ્ત્રી. બજાર; (લા.) બજારભાવ; **–ઠું** નપું. લાકડાં ઘી દારૂ વગેરેની દુકાન

**પીઠ** સ્ત્રી. વાંસો

**પીઠી** સ્ત્રી. લગ્નાદિ પ્રસંગે વરકન્યાને ચોળવામાં આવતું હળદરનું પ્રવાહી

**પીડા** [સં.] સ્ત્રી. દુઃખ, કષ્ટ; **–ડવું** સ. ક્રિ. દુઃખ દેવું, કનડવું; **–ડ** સ્ત્રી. પીડા; પ્રસવની વેદના, વેણ

**પીઢ** વિ. પ્રૌઢ, મોટી ઉમરનું

**પીઢ, –ઢિયું** નપું. જેના ઉપર ધાબું કરવા પાટિયાં કે લાદી પાથરવામાં આવે છે તે આડું

**પીપ** [હિં.] નપું. પરુ, રસી

**પીપ** [પોર્ચ્યુ.] નપું. લાકડાનું કે ધાતુનું નળાકાર વાસણ

**પીચો** પું. ચેપડો, આંખમાં બાઝતો સફેદ મેલ

**પીર** [ફા.] પું. મુસ્લિમોમાં પવિત્ર ગણાતો પુરુષ (ખાસ કરી સૈયદ)

**પીરસવું** સ. ક્રિ. જમવા માટે ભાણા વગેરેમાં વાનીઓ મૂકવી; **પિરસણિયો** પું. પીરસવાનું કામ કરનાર પુરુષ; **પીરસ્યું** નપું. ભોજન સમારંભમાં ભોજન ન કરવા આવનારને મોકલવામાં આવતું ભોજન

**પીલવું** સ. ક્રિ. નિચોવાય એમ દાબી કચરી પીસવું; (કપાસને) લોઢવું; કચડવું; (લા.) દુઃખ દેવું

**પીવું** સ. ક્રિ. પ્રવાહીનું પાન કરવું; (બીડી હુક્કો વગેરેમાંથી) વરાળ મોમાં લેવી; (લા.) ગાંઠવું; **પાવું** સ. ક્રિ. (પ્રેરક) પિવડાવવું; **પિયાઉ** નપું. પાણીનું પરબ; **પીણી** સ્ત્રી. પીવાની ક્રિયા; **પીણું** નપું. પીવાનું પ્રવાહી

**પીસવું** સ. ક્રિ. ભૂકો થાય એમ કચડવું; (ગંજીફાને) ચીપવું, ફીસવું

**પીળું** વિ. હળદરના રંગનું; **–ળાશ** સ્ત્રી. પીળાપણું; **–ળિયો** પુ. 'કમળો' નામનો રોગ

**પીંખવું** સ. ક્રિ. (પાંખ કે જાળાં વગેરેને) વિખેરી નાખવું; (લા.) મહેણાં ટોણાં મારવાં

**પીંગળું** વિ. માંજરા રંગનું, પીળચટ્ટું

**પીંછ, –છું** નપું. પંખીની પાંખનું દરેક પાંખડું; **–છી** સ્ત્રી. પીંછાના છેડાના ઘાટની ચિત્રકારની કલમ

**પીંજવું** સ. ક્રિ. રૂના રેસા છૂટા કરવા; **–ણ** નપું. પીંજવાની ક્રિયા (લા.) વાતને નકામી ચૂંથવી એ; **–ણી** સ્ત્રી. રથ કે ગાડાના પૈડાં ઉપરનું ઢાંકણ; **પીંજામણ** નપું. પીંજવાનું મહેનતાણું; **પીંજારો** પું. પીંજવાનો ધંધો કરનારી એક જાતનો આદમી; **પીંજારી-(રણ)** સ્ત્રી. પીંજારાની સ્ત્રી

**પુખ્ત** [ફા.] વિ. પાકટ ઉમરનું; (લા.) ઠરેલ (માણસ)

**પુણ્ય** [સં.] નપું. સત્કર્મ; સત્કર્મનું ફળ

**પુત્ર** [સં.] પું. દીકરો; **–ત્રિકા** [સં.] દીકરી; પૂતળી; **–ત્રી** [સં.] સ્ત્રી. દીકરી

**પુરાણ** [સં.] નપું. જૂની દેવકથાઓ અને મનુષ્યકથાઓ લખી છે તેવો જૂનો સંસ્કૃત ગ્રંથ (બધાં મળી ૧૮ પુરાણ છે)

**પુરાતત્ત્વ** [સં.] નપું. પહેલાંના સમયની ઐતિહાસિક વસ્તુઓ–વિષયો–ઇતિહાસ વગેરે

**પુરાતન** [સં.] વિ. પ્રાચીન; જૂનું, જર્જરિત

**પુરાવો** પું. સાબિતી

**પુરાંત** સ્ત્રી. સિલિક, બેલેન્સ (હિસાબી ચોપડામાં)

**પુરુષ** [સં.] પું. નર, મરદ; વ્યક્તિ

**પુરોહિત** [સં.] પું. ગોર

**પુષ્કળ** [સં.] વિ. ઘણું

**પુસ્તક** [સં.] નપું. ચોપડી, ગ્રંથ; **પુસ્તિકા** [સં.] સ્ત્રી. નાની ચોપડી; **પુસ્તકાલય** [સં. પું. નપું.] નપું. ગ્રંથાલય, લાઇબ્રેરી

**પૂગવું** સ. ક્રિ. પહોંચવું, આંબવું

**પૂ (–પૂં)છ, ૦ડું** નપું. વાનર પશુ વગેરેનું પીઠ ઉપરનું દોરડા જેવું ઝૂલતું અંગ; **૦ડી** સ્ત્રી. નાનું પૂછડું

**પૂછવું** સ. ક્રિ. પ્રશ્ન કરવો, સવાલ કરવો; તપાસ કરવી; જવાબ માગવો; (લા.) સલાહ લેવી; લેવામાં–ગણતરીમાં લેવું; **–ગાછ**, **–પરછ** સ્ત્રી. પૂછવાની ક્રિયા

**પૂજવું** સ. ક્રિ. પૂજા–અર્ચા કરવી; **પૂજા** [સં.] સ્ત્રી., **–જન** [સં.] નપું. અર્ચન

**પૂ (–પૂં)ઠ** સ્ત્રી. શરીરનો પાછલો ઢાંઢાથી ઉપરનો ભાગ; (લા.) પીછો, કેડો

**પૂડલો, પૂડો** પું. લોટ કે દાળના ખીરાની તળેલી પૂરી

**પૂડો** પું. રોટલા-રોટલી-પૂરીનું ઉપરનું પડ; કોઈપણ ચીજનું ઊપસેલું પડ; મધપૂડો

**પૂણી** સ્ત્રી. કાંતવા માટેનો પીંજેલા રૂનો વણીને બનાવેલો ગોળ લાંબો આકાર

**પૂતળું** નપું. માટી પથ્થર લાકડા કે ધાતુની બનાવેલી માણસ પશુ વગેરેની આકૃતિ કે મૂર્તિ; **–ળી** સ્ત્રી. પૂતળાનો નાનો સ્ત્રીઘાટ

**પૂનમ** સ્ત્રી. મહિનાના અજવાળિયાનો પંદરમો દિવસ; **પુનમિયું** વિ. પૂનમને લગતું; પૂનમે પૂરું થતું

**પૂરવું** સ. ક્રિ. ભરી કાઢવું; ગોંધવું; કેદ કે અટકાયતમાં રાખવું, પૂરું પાડવું; **–ક** [સં.] વિ. પૂરણી કરનારું; **–ણ** [સં.] નપું. પૂરવાની ક્રિયા, પૂરણી પૂરવાની કે પૂરેલી ચીજ વસ્તુ; **–ણી** સ્ત્રી. પૂરવાની વસ્તુ (ઈંટ રોડાં માટી વગેરે); **પૂરું** વિ. પૂર્ણ, સમાપ્ત; (લા.) પહોંચેલું, શક્તિ-બુદ્ધિશાળી; **પુરવઠો** પું. જરૂરિયાત પૂરી પાડવા જોઈતો જથ્થો–માલસામાન; **પુરવણી** સ્ત્રી. પૂર્તિ, પરિશિષ્ટ; **પૂર્ણ** [સં.] વિ. પૂરું, સમાપ્ત; **પૂર્તિ** [સં.] સ્ત્રી. ઉમેરણ; પુરવણી, પરિશિષ્ટ

**પૂર્વ** [સં.] વિ. પ્રાચીન; આગળનું; ઉગમણી દિશાનું, ઉગમણું

**પૂળો** પું. ઘાસ કે ચારાનો મોટો ઝૂડો; **–ળિયું** નપું. નાનો પૂળો

**પૂંજણી** સ્ત્રી. ભીંડી કે સૂતરની નાની સાવરણી; **પૂંજી** સ્ત્રી. મૂડી, દોલત;
**પૂંજો** પું. કચરો
**પૃથ્વી** [સં.] ધરા, જમીન; જમીનનો ગોળો
**પેચ** [ફા.] પું. આંટો, ફેર; (લા.) દાવ, યુક્તિ; પતંગની લડાઈમાં દોરીઓની પડતી આંટી
**પેટ** નપું. જઠર; જઠર ઉપરની ચામડીની સપાટી; (લા.) ગર્ભાશય; પોતાનું સંતાન; અંતર, મન; **–ટું** નપું. કોઇપણ વસ્તુનો અંદરનો ભાગ; **–ટારો** પું. જૂના પ્રકારની મોટી પેટી (પૈડાંવાળી); **પેટાળ** નપું. અંદરનો પોલો ભાગ; **પેટી** સ્ત્રી. નાનો મજૂસ; દીવાસળીની ડાબલી; **–ટિયું** નપું. પેટપૂરતું અનાજ કે વેતન
**પેટવું** અ. ક્રિ. અગ્નિ સળગવાની શરૂઆત થવી
**પેઠે** અ. –ની માફક, –ની જેમ
**પેડુ, –ઢુ** નપું. દૂંટીની નીચેનો ભાગ; **–ઢું** નપું. દાંતના મૂળનો ભાગ; **–ઢી** સ્ત્રી. શરાફની દુકાન; વેપારીની કોઠી; વંશપરંપરા; **–ઢો** પું. પથ્થરનો ઊંચો ચોતરો (ચણ વગેરે નાખવાનો); **–ઢલો** પું. ઈંટ–માટી–પથ્થરની; પડદી, પાર્ટિશન; **–ઢલી** સ્ત્રી. ચૂલા વગેરેની નાની બેઠી ઓટલી
**પેણી** સ્ત્રી. તાવડી; (લા.) એક પછી એક જમવા બેસવાનો ક્રમ; **–ણો** પું. મોટી તાવડી
**પે(–પેં)સવું** અ. ક્રિ. લાગ મળવાથી ઘૂસવું; ટેવાવું
**પેન** [અં.] સ્ત્રી. કલમ; પથ્થરપેન; સીસાપેન
**પેની** સ્ત્રી. (પગની) પાની
**પેપડો** પું. પીપર કે પીપળાનું ફળ; **–ડી** સ્ત્રી પીપરનું ફળ
**પેપું** વિ. સ્ફૂર્તિ વગરનું, લેલું
**પેરવી** [ફા.] સ્ત્રી. તજવીજ, ગોઠવણ; યુક્તિ
**પેલું** સર્વ. સામે આંગળીથી બતાવાય એવું, ઓલ્યું; આવતા કે ગયા પરમ (ત્રીજા) દિવસનું; આવતા જન્મનું
**પેશાબ** [ફા.] પું. મૂત્ર
**પેશી** [સં.) સ્ત્રી. માંસનો મોટો કણ; ફણસ ખજૂર જેવાનો ગળવાળો ભાગ
**પેસવું** અ. ક્રિ. દાખલ થવું, ગરવું; **પેસાડવું** સ. ક્રિ. (પ્રેરક) દાખલ કરવું; **પેસારો** પું. પ્રવેશ
**પેં(–પે)ડા(–ઢો)** પું. દૂધના માવાની બનાવેલી એક વાની
**પેંતરો** પું. (લા.) દાવ, યુક્તિ
**પૈકી** અ.–માંનું,–માંથી (ગણતરી માટે)
**પૈડું** નપું. ચક્ર (ગાડાં વગેરે વાહનનું)
**પૈસો** પું. ત્રણ પાઈની કીમતનો સિક્કો: (લા.) ધન, દોલત; **–સાદાર** વિ. ધનવાન, દોલતમંદ
**પોક** સ્ત્રી. બૂમ પાડીને રોવું એ; **–કાર** પું. બૂમ. અવાજ; (લા.) ફરિયાદ; **–કે પોક** અ. બૂમ પોક મૂકીને
**પોકળ** વિ. પોલું; (લા.) ખોટું
**પોખરો** પું. જાજર કે સુતરડીની બેઠક

**પોગળ** નપું. ભોપાળું, પોલ
**પોચું** વિ. નરમ, દબાવવાથી દબાય એવું; ઢીલું, શિથિલ; (લા.) બીકણ, ડરકણ
**પોટકું, –લું** નપું. નાની ગાંસડી –કી(–લી) સ્ત્રી. ખૂબ નાની ગાંઠડી; –લો પું. મધ્યમસરની ગાંઠડી, મોટલો
**પોટીસ** સ્ત્રી. ગડગૂમડ ઉપર બાંધવામાં આવતી લોટની લૂગદી
**પોટો** પું. ફાનસનો ગોળો
**પોટો** પું. (લા.) ચકલાનું બચ્ચું
**પોઢવું** અ. ક્રિ. લેટી ઊંઘ કરવી; **પોઢાડવું** સ. ક્રિ. (પ્રેરક) સુવડાવવું
**પોણું** વિ. કોઈ પણ વસ્તુ વગેરેના ચારમાં ત્રણ ભાગનું
**પોત** નપું. કપડું; **–તિયું** નપું. **–તડી** સ્ત્રી. નાનું ફાળિયું, પંચિયું;**–તીકું** વિ. પોતાનું અંગત માલિકીનું; **–તું** નપું. પાણીમાં ભીંજવેલા કપડાનો કકડો; **–તે** સર્વ. જાતે, પંડે
**પોથી** સ્ત્રી. નાની પુસ્તિકા; પતરાં આકારની હાથલખી ચોપડી; ચોપડીઓની નાની પોટલી
**પોદળો** પું. ગાય ભેંસના છાણનો પિંડલો
**પોપચું** નપું. આંખનું પાંપણવાળું ઢાંકણ
**પોપટ** પું. શુક, સૂડો; **–ટો** પું. ચણાની કે એવી ભરેલી શિંગ;
**પોપડો** પું. પડ (ઊપસેલું); **–ડી** સ્ત્રી. નાનો પોપડો
**પોપું, –પલું** વિ. પોચા સ્વભાવ કે હિલચાલનું
**પોરસ** પું. ખુશાલીનો ઉકરાંટો; **–સીલું** વિ. પોરસાય એવું; **–સાવું** અ. ક્રિ. વખાણ વગેરેથી ફુલાવું
**પોરો** પું. પાણીમાં પડતી બારીક જીવાત
**પોરો** પું. વિસામો ખાવો એ, થાક ખાવો એ
**પોલાદ** [ફા.] નપું. ખરું લોઢું, ગજવેલ; **–દી** વિ. (લા.) ખૂબ મજબૂત
**પોલીસ** [અં.] પું. સ્ત્રી. સિપાઈ
**પોલું** વિ. વચ્ચે ખાલાવાળું; ખાલી; **–લ** સ્ત્રી. નપું. પોલાણ; નપું. પોલવું; પોચું ગોદડું; **–લકું** નપું. મોટી ચોલી; **–લવું** નપું. રૂની નાની થેપલી; **–લાણ** નપુ. પોલાપણું; પોલો ભાગ
**પોવું** અ. ક્રિ. ગાય ભેંસનું હગવું
**પોશ** પું. સ્ત્રી. ખોબો
**પોશાક** [ફા.]પું. પહેરવેશ; પહેરવાનાં વસ્ત્ર; (લા.) પહેરામણી
**પોષવું** સ. ક્રિ. ભરણપોષણ કરવું; –ણ [સં.] નપું. ગુજરાન
**પોસાવું** અ. ક્રિ. પરવડવું; માફક આવવું; –ણ નપું. માફક આવવું એ, પરવડવું એ
**પોહ** સ્ત્રી. મોટું પરોઢયું
**પોળ** સ્ત્રી. શેરીનો કે રાજમહેલ જેવાં મકાનનો માઢવાળો દરવાજાનો ભાગ; (દરવાજાવાળો) મહોલ્લો
**પોળી** સ્ત્રી. લોટની તળેલી નાની રોટલી, પૂરી
**પોંક** પું. દૂધ ભરાયેલાં ડૂંડાંને સેકી કાઢેલા દાણા; (લા.) મારપીટ

**પોંખવું** સ. ક્રિ. માંગલિક કાર્યોમાં હળ મુસળ રવૈ અને ત્રાકથી વિધિપૂર્વક સંમાન કરવું (વર કે કન્યાનું કે એઉનું); (લા.) માર મારવો;–ણું નપું. પોંખવાની ક્રિયા; પોંખવામાં કામ લાગતી હળ મુસળ રવૈ ને ત્રાકની ઝૂડી

**પૈંઆ, –વા** પું. બ. વ. શેકેલી કાચી ડાંગરના કચડો કરેલા પતલા દાણા (જેનો ચેવડો બને છે)

**પ્યાદું** નપું. શેતરંજમાંનું સિપાઈનું મહોરું

**પ્યાર** પુ. પ્રેમ; –રું વિ. વહાલું

**પ્યાલું** નપું.,–લો પું. પવાલું;–લી સ્ત્રી. નાનું પવાલું; (લા.) દારૂની પ્યાલી

**પ્રકરણ** [સં.] નપું. પ્રસંગ, વિષય; ગ્રંથનો વિભાગ

**પ્રકાશ** [સં.] પું. અજવાળું, તેજ; (લા.) ખુલાસો, વિવરણ

**પ્રગતિ** [સં.] સ્ત્રી. આગળ વધવું એ આગેકૂચ

**પ્રચાર** [સં.] પું. ફેલાવો

**પ્રજા** [સં.] સ્ત્રી. જનતા, લોકસમૂહ; રૈયત; સંતતિ; ૦સત્તાક [સં.] વિ. જેમાં પ્રજાના જ પ્રતિનિધિઓ કારોબાર કરે છે તેવું

**પ્રણામ** [સં. પું.] નપું. નમસ્કાર

**પ્રત** સ્ત્રી. ગ્રંથનું મૂળ લખાણ; ગ્રંથની નકલ; અ. કીમતે, ભાવથી

**પ્રતિજ્ઞા** [સં.] સ્ત્રી. સોગંદ, પણ

**પ્રતિનિધિ** [સં.] પું. –ને બદલે મૂકવામાં આવતો માણસ; અવેજી

**પ્રતિબંધ** [સં.] પું. વાંધો, અટકાયત, રુકાવટ

**પ્રતિબિંબ** [સં.] નપું. પડછાયો

**પ્રતિમા** [સં.] સ્ત્રી. મૂર્તિ

**પ્રતિષ્ઠા** [સં.] સ્ત્રી. આબરૂ, મોભો; મૂર્તિની વિધિપ્રમાણે સ્થાપના; –ષ્ઠિત [સં.] વિ. આબરૂદાર

**પ્રત્યે** અ. તરફ

**પ્રદક્ષિણા** [સં.] સ્ત્રી. મૂર્તિ કે મંદિર વગેરેને જમણી બાજૂથી પૂરા એક ફેરો ફરવો એ

**પ્રધાન** [સં. નપું.] વિ. મુખ્ય; પું. દીવાન, કારભારી; રાજ્યનો મંત્રી; ૦પદ [સં.], ૦પદું નપું. પ્રધાનનું સ્થાન

**પ્રપંચ** [સં.] પું. જગત, દુનિયા; (લા.) તરકટ, કાવાદાવા

**પ્રબળ** [સં.] વિ. ખૂબ બળવાન

**પ્રભાત** [સં.] નપું. સવાર, પ્રાતઃકાળ

**પ્રભાવ** [સં.] પું. મોભો, ઓ, પ્રતાપ

**પ્રભુ** [સં.] પું. માલિક, સ્વામી; પરમેશ્વર, ભગવાન

**પ્રમાણ** [સં.] નપું. પુરાવો, સાબિતી; માપ; ધોરણ

**પ્રમાદ** [સં.] પું. ગફલત; આળસ

**પ્રમુખ** [સં.] પું. મુખ્ય માણસ; સભાપતિ

**પ્રયત્ન** [સં.] પું. મહેનત

**પ્રયોગ** [સં.] પું. ઉપયોગ; અજમાયેશ, અખતરો;–જવું સ. ક્રિ. રચવું

**પ્રવાસ** [સં.] પું. મુસાફરી; –સી [સં.] વિ. મુસાફર

**પ્રશ્ન** [સં.] પું. સવાલ, વિચારવા માટેનો મુદ્દો

**પ્રસન્ન** [સં.] વિ. ખુશ, સંતુષ્ટ, રાજી

**પ્રસંગ** [સં.] પું. યોગ, અવસર; સહવાસ, સંગ; પ્રકરણ, વિષય

**પ્રસાદ** [સં.]પું. મહેરબાની, પ્રસન્નતા; દેવને ધરાઈ ગયેલું નૈવેદ્ય; **–દી** સ્ત્રી. પ્રસાદરૂપમાં રહેલું, પૂજ્યોએ વાપર્યા પછી સેવકો-શિષ્યો વગેરે માટે રહેલું

**પ્રસિદ્ધ** [સં.] વિ. જાહેર, પ્રકટ; **–દ્ધિ** [સં] સ્ત્રી. જાહેરાત

**પ્રાચીન** [સં.] વિ. જૂનું, પુરાતની

**પ્રાણ** [સં.] પું. જીવનશક્તિ; શ્વાસ

**પ્રાયશ્ચિત્ત** [સં.] નપું. પાપ ટાળવા માટેનું વ્રત

**પ્રાર્થના** [સં.] સ્ત્રી. અરજ, આજીજી; ઈશ્વરસ્તુતિ

**પ્રાંત** [સં. પું.] પું. છેડો; તાલુકા કે જિલ્લા કરતાં મોટો દેશનો વિભાગ; સ્ત્રી. પુરાંત, સિલક

**પ્રિય** [સં.] વિ. વહાલું

**પ્રેક્ષક** [સં.] વિ. જોનારું; સભાઓ વગેરેમાં માત્ર સાંભળવા કે નાટકો વગેરેમાં માત્ર જોવા આવનાર

**પ્રેમ** [સં. પું. નપું.] પું. હેત, વહાલ; ચાહ; **–માળ** વિ. પ્રેમવાળું, હેતાળ

## ફ

**ફકીર** [આ.] પું. (મુસલમાન) સાધુ

**ફક્કડ** વિ. લોકલાજની પરવા વિનાનું, સ્વચ્છંદી; (લા.) વરણાગિયું; સુંદર

**ફજેત** વિ. બદનામ;**–તી** સ્ત્રી. બદનામી; **–તો** પું. ફજેતી; (લા.) કેરીનાં ગોટલાં-છાલ ધોઈને કરવામાં આવતી કઢી

**ફટકવું** અ. ક્રિ. (લા.) ચસકવું; વંઠી જવું; **ફટકો** પું. ચાબૂકનો ઝટકો; ચાબૂક કોરડો; (લા.) ખોટ, નુકસાન; **ફટકારવું** સ. ક્રિ. ફટકેફટકે મારવું; (લા.) સખત ઠપકો આપવો; **ફટકાવવું** સ. ક્રિ. દંશ દેવો, કરડવું; **ફટકિયું** નપું. એક જાતનું ચીડિયું, કાચનું મોતી; (લા.) એના જેવા દાણાવાળું એક ચેપી દર્દ (ખાસ કરીને બાળકોને થાય છે); **ફટાકડો, ફટાકિયો** પું. ગલબો, ટેટો

**ફટાણું** નપું. લગ્ન વગેરેમાં ગવાતું બીભત્સ ગાણું

**ફટાયો** પું. મુખ્ય રાણીથી નહિ જન્મેલો રાજકુમાર; વાંટો લઈ ભાઈઓથી જુદો પડેલો રાજકુમાર અને એનો વંશજ

**ફડક** સ્ત્રી. (લા.) બીક, હેબત; **–કો** પું.ચકલી વગેરેનો ઊડવાનો અવાજ; ફડાકો; (લા.) પુ . ગપ

**ફડચો** પું. નિકાલ, તોડ; લવાદી; સમાધાન

**ફતેહ** [આ.] સ્ત્રી. જીત, વિજય

**ફરકવું** અ. ક્રિ. આછું ધ્રૂજવું; (લા.) નજીકમાંથી પસાર થવું

**ફરજ** સ્ત્રી. કર્તવ્ય, ધર્મ; **–જિયાત** વિ. ફરજ તરીકેનું

**ફરફર** સ્ત્રી. વરસાદની બારીક ઝણ

**ફરવું** અ. ક્રિ. આમતેમ કે ગોળગોળ ચાલવું; હવા ખાવા; ટહેલવા જવું; બદલી જવું, પલટવું; **ફેરવવું** સ. ક્રિ. (પ્રેરક) ફરે એમ કરવું; **ફરકડી, ફેરકણી** સ્ત્રી. ફરે એવું રમકડું;

**ફરી** (૦થી) અ. વળી, બીજી વાર;

ફેર પું. તફાવત, ફરક; તગમર; પેચ, આંટો; ઘેરાવો; ફેરી સ્ત્રી. પ્રચારકાર્ય કે વેચાણ માટે ફરવું એ; ફેરિયો પું. પરચૂરણ ચીજો લઈ વેચવા નીકળતો વેપારી

ફેરશી (-સી) સ્ત્રી. કુહાડી; સુથારનું એક ઓજાર

ફેરસબંદી સ્ત્રી. પથ્થર બેસાડેલી જમીન

ફેરસુ વિ. ચણા વટાણાના સ્વાદનું; -સાણ નપું. ચણાના વેસણનું મુખ્યત્વે ખાવાનું; એવા સ્વાદની બીજી બનાવટ-ઢોકળાં વગેરે

ફેરાળ નપું. ફલાહાર

ફેરિયાદ [ફા.] સ્ત્રી. જુલમ કે ગેરઇન્સાફ સામેની અરજ

ફેલાણું સર્વ. અમુકતમુક

ફેસ સ્ત્રી. શરીરમાંની મુખ્ય મુખ્ય નાડી

ફેસકવું અ. ક્રિ. નાહિંમત થઈ બેસવું. છટકવું; ફેસડાવું અ. ક્રિ. 'ફસડ' દઇને પટકાવું

ફેસવું, ફસાવું અ. ક્રિ. સપડાવું; ભરાવું; (લા.) ઠગાવું; ફસામણી સ્ત્રી. ફસાવવું એ કે ફસાવું એ

ફળ [સં.] નપું. પરિણામ; વનસ્પતિનું બીજવાળું કોટલું; —ળું નપું. હથિયાર કે ઓજારનું પાનું

ફળી સ્ત્રી.; —ળિયું નપું. મહોલ્લો

ફંડ [અં.] નપું. ઉઘરાણું, ફાળો; ઉઘરાણાથી બનાવેલી મૂડી (જેનો ઉપયોગ સાર્વજનિક કામમાં કરવાનો હોય)

ફંદ (ફા.), -દો પું. કાવતરું; (લા.) દુર્વ્યસન

ફાકવું સ. ક્રિ. ભૂકા જેવો પદાર્થ મોંમાં મૂકવો, ભૂંકવું; -ડો પું. ભૂકડો, ફાકવું એ; ફાકી સ્ત્રી. ફાકવા માટેની દવાનું ચૂર્ણ

ફાગ પું. બ. વ. હોળીના શૃંગારિક કે બીભત્સ બોલ; એવું ગીત

ફાચર સ્ત્રી. લાકડાની બે લાકડા વચ્ચે નાખવાની ચીપ; (લા.) વિઘ્ન, નડતર

ફાટવું અ. ક્રિ. બે ચીર થઇ શકે એમ તૂટવું; (લા.) છકી જવું; ફાટ સ્ત્રી. ફાટવું એ; તરડ; (લા.) અણબનાવ; ફાટફૂટ સ્ત્રી. અણબનાવથી જુદા પડવું એ; ફાડવું સ. ક્રિ. (પ્રેરક) ફાટે એમ કરવું; ફાડ સ્ત્રી. ફાટ, તરડ; ફાડું નપું. છોડું; ફાડિયું નપું. છોડું; છોલ; ચીરી, ફડશ; (લા.) અડધો રૂપિયો

ફાતડો પું. હીજડો; -ડું વિ. (લા.) હીજડા જેવું, નમાલું

ફાનસ નપું. કાચના ગોળાવાળો કે આવરણવાળો દીવો

ફાફડો પું. એક જાતની પહોળી ચપટ શિંગ; ચણાના વેસણની એક જાતની મોટી પોળી

ફાયદો [આ.] પું. લાભ; નફો; -દાકારક વિ. લાભકારક

ફારસ [અં.] નપું. ગમ્મત, પ્રહસન

ફાલતુ [હિં.] વિ. પરચૂરણ; વધારાનું

ફાલવું અ. ક્રિ. પ્રફુલ્લ થવું (ઝાડ વગેરેનું); વધવું, પુષ્ટ થવું; ફાલ પું. ઝાડ વગેરેનું કોરવું, મોલની વૃદ્ધિ

**ફાવવું** અ. ક્રિ. ગોઠવું, અનુકૂળતા આવવી; સફળ થવું; -ટ સ્ત્રી. ફાવવું એ; **ફાળ** સ્ત્રી. મોટી છલંગ

**ફાળો** પું. હિસ્સો; વહેંચણી; ઉઘરાણું, ફંડ, ટીપ, **ફાળકો** પું. ચકડોળ; આગબોટમાં ત્રીજા વર્ગનાં ઉતારુઓને બેસવાની સપાટ જગ્યા; **ફાળવવું** સ. ક્રિ. વિભાગ કરી વહેંચવું, વાંટવું; **ફાળ** પું. કાપડનો લાંબો ચીરો; (ચોફાળ વગેરેમાં હોય છે તેવો); **ફાળિયું** નપું. નાનું ધોતિયું, પંચિયું; (લા.) ફેંટો

**ફાંકડું** વિ. ફક્કડ

**ફાંકું** નપું. પહોળું કાણું; -કો પું. (લા.) તોર, ગર્વ

**ફાંગું** વિ. આંખે ત્રાંસું (આમાં બેઉ આંખોની કીકી વચ્ચેનું અંતર વધુ નજીક હોય છે)

**ફાંટ** સ્ત્રી. લૂગડાની કામચલાઉ ઝોળી (ખાસ કરી ખેતરમાં ડૂંડાં લણતી વેળાની); પોટલી, ગાંસડી; -ટિયો પું. લૂગડામાં ભરવામાં આવતો ઊભો દોરો; -ટું નપું. (લા.) શાખા; ફાંટો; -ટો પું. ફાંટિયો; શાખા; (લા.) કીનો

**ફાંદ** સ્ત્રી. પેટનો ઝૂલતો ભાગ, દુંદ; -દો પું. દુંદ; (લા.) પ્રપંચ

**ફાંફું** નપું. ડાફોળિયું, વલખું

**ફાંસવું** સ. ક્રિ. ગાળો ઘાલવો, ફાંસો નાખવો; છાલ ઊતરે એમ ઉતરડી નાંખવું; **ફાંસ** સ્ત્રી. લાકડા વગેરેની ઝીણી છોઈ, (લા.) આડખીલી; **ફાંસો** પું. દોરડાનો પાસલો; ગળેટૂંપો

**ફાંસલો** પું. ફાંસો; ફાંસો ઘાલવાનું દોરડું, પાસલો; **ફાંસિયું** નપું. ફાંસો ઘાલવાનું દોરડું; **ફાંસી** સ્ત્રી. ગળે ફાંસલો નાખી કરવામાં આવતી મોતની આકરી સજા

**ફિકર** સ્ત્રી. ચિંતા; કાળજી

**ફિક્કું** વિ. પ્રકાશહીન, નિસ્તેજ; મોળા સ્વાદનું; **ફીકાશ** સ્ત્રી. ફિક્કાપણું

**ફિટકાર** પું. ધિક્કાર

**ફિશિ(-સિ)યારી** સ્ત્રી. બડાઈ, પતરાજી

**ફીટવું** અ. ક્રિ. ટળવું, મટવું; પતવું; (લા.) સામે થવું

**ફીણવું** સ. ક્રિ. ખૂબ ઘુમરડી પરપોટા થાય એમ એકતાર કરવું; **ફીણ** નપું. પ્રવાહી ઉપર થતો પરપોટારૂપ પદાર્થ

**ફીસું** વિ. ફિક્કું; ઢીલું; ઝટ છટકી જાય એવું

**ફીંડલું** નપું. દોરા નાડા વગેરેનું વીંટેલું ખિંડલું

**ફીં(-ફેં)દવું** સ. ક્રિ. વેરણછેરણ કરવું, ચૂંથવું

**ફુક્કો** પું. ફૂલકો, રબર વગેરેની ફૂલે એવી બનાવટ; મૂત્રાશય

**ફુટકળ** વિ. પરચૂરણ, પ્રકીર્ણ

**ફુરસદ** સ્ત્રી. નવરાશ

**ફુવારો** પું. પાણીની સેડો ઊડે એવી યાંત્રિક રચના

**ફૂગવું, ફુગાવું** અ. ક્રિ. ઊબ વળવી; **ફૂગ** સ્ત્રી. ઊબ; **ફુગાવો** પું. (લા.) નાણાંના રૂપના કાગળના ચલણમાં થતો અતિ ઘણો વધારો

**ફૂટવું** અ. ક્રિ. ખીલવું, ઊગવું; ફાટ પડે એમ તૂટવું; જોરથી ફાટવું; (લા.) દગો દેવો; **ફૂટ** સ્ત્રી. કાંટા ફૂટવા એ; ફાટ, ભંગાણ; (લા.) ફાટફૂટ, વેર; ફાટ પડી હોય તેવું પાકું ફળ (ચીભડું વગેરે); **ફૂટડું** વિ. ખૂબસૂરત, દેખાવડું; **ફોડવું** સ. ક્રિ. ફૂટે એમ કરવું; **ફોડ** પું. (લા.) ખુલાસો; **ફોડો** પું. ફોલ્લો; ઊપસેલો જમીનનો ભાગ; **ફોડલો** પું. ફોલ્લો; **ફોડલી** સ્ત્રી. ફોલ્લી

**ફૂદડું** નપું. ગોળ ગોળ ફરવું એ; નાના ગોળ ઘાટની ચકતી; **–ડી** સ્ત્રી. નાનું ફૂદડું ફરવું એ; નાની ચકતી; **ફૂદું** નપું. પતંગિયું

**ફૂમકું, –તું** નપું. કલગી ઘાટનું છોગું

**ફૂલવું, ફુલાવું** અ. ક્રિ. પદાર્થની અંદર હવાવાળું પોલાણ વધવું; ઊપસવું; નવપલ્લવિત થવું; (લા.) હરખાવું; **ફૂલ** નપું. ખીલેલું પુષ્પ; કાનનું એ ઘાટનું એક ઘરેણું; મૂત્રેંદ્રિયની ટોપી; આંખમાં પડેલું ટપકું, ફૂલું; **ફૂલું** નપું. આંખમાં પડેલું ટપકું; **ફુલેકું** નપું. લગ્ન કે જનોઇ અને સુન્નત જેવા માંગલિક પ્રસંગે ચડાવવામાં આવતો વરઘોડો (છોકરા-છોકરી બેઉને માટે આવાં ફુલેકાં ચડે છે. લગ્ન કે જનોઇ પહેલાંના દિવસોમાં-તો દેવની રવાડી પણ ચડે છે તે); **ફુલેલ** નપું. સુગંધીવાળું તેલ; **ફુલણજી** વિ. (લા.) વખાણથી ફુલાય એવું, પોરસીલું

**ફૂવડ** વિ. સ્ત્રી. આળસુ અને ગંદી સ્ત્રી

**ફૂંકવું** સ. ક્રિ. મોઢાની હવા બહાર મારવી; ફૂંકીને વગાડવું; (લા.) દેવાળું કાઢવું; સળગાવી દેવું; **ફૂંક** સ્ત્રી. મોઢાથી પવન ફેંકવો એ; (લા.) પ્રાણ, શ્વાસ; **ફૂંકાવું** અ. ક્રિ. પવનનું ખૂબ વાવું

**ફૂંફવવું** અ. ક્રિ. ફૂંફાડા મારવા; **ફૂંફવાટો (–ડો), ફૂંફાટો (–ડો)** પું. સાપ વગેરેનો મોમાંથી જોરથી શ્વાસ કાઢવાનો અવાજ; (લા.) દંભ; ક્રોધ

**ફેણ** સ્ત્રી. સાંપની ફણા

**ફેફરું** નપું. વાઇનું દર્દ

**ફેફસું** નપું. શરીરમાં હવા ભરવા-કાઢવાનું છાતી નીચે આવેલું અંગ (જમણું અને ડાબું એમ બે ફેફસાં છે)

**ફેંકવું** સ. ક્રિ. નાખવું; (લા.) ગપ્પ મારવી

**ફેંટ** [હિં.] સ્ત્રી. કેડ આજુબાજુનો કપડાનો બંધ; (લા.) હાથથી માર-વામાં આવતી ઝપટ; **–ટો** પું. પાઘડી, સાફો

**ફેંસલ** વિ. ખતમ, પૂરું; **–લો** પું. ચુકાદો, નિકાલ, પૂર્તિ

**ફોઈ, ૦બા** સ્ત્રી. બાપની બહેન, ફઇ, ફુઈ; **ફોઇયાત** વિ. ફોઈને લગતું; **ફોઇયારું, ફુયારું** નપું. ફોઈ તરફની બક્ષિસ; **ફુઓ** પું. ફોઈનો પતિ

**ફોક** વિ. રદબાતલ; **–ક(–ગ)ટ** અ. નકામું; **–ક(–ગ)ટિયું** વિ. નકામું, નિરર્થક; મફતિયું

**ફોજ** [ફા.] સ્ત્રી. સેના; **૦દાર** [ફા.] પું. લશ્કરનો એક અધિકારી, પોલીસ ખાતાનો એક અધિકારી; ઇન્સ્પેકટર; **૦દારી** વિ. કાયદાથી શિક્ષાપાત્ર ગુનો થાય એવું; સ્ત્રી. એવી ફરિયાદ

**ફોતરું** નપું. છાલ-છોતરું; (લા.) તુચ્છ પદાર્થ; **-રી** સ્ત્રી. નાનું ફોતરું; પોપડી

**ફોરું** વિ. વજનમાં હળવું; પચવામાં હળવું; નપું. મોટું બિંદુ-ટપકું; છાંટો

**ફોલવું** સ. ક્રિ. છોડાં છાલ છોલી કાઢી છૂટું કરવું

**ફોલ્લો** પું. ફોડલો; **ફોલ્લી** સ્ત્રી. ફોડલી

**ફોશી** વિ. ડરકણ, બીકણ

**ફોસલાવું** અ. ક્રિ. વાણીથી છેતરવું; **-વવું** સ. ક્રી. (પ્રેરક) છેતરાવું; **-મણી** સ્ત્રી. ફોસલાવવું એ, છેતરપિંડી

## બ

**બકડિયું** નપું. લોઢાનું નાનું તગારું; પેણી

**બકરું** નપું. છારું; **-રી** સ્ત્રી. માદા બકરું; **-રો** પું. નર બકરું

**બકવું** સ. ક્રિ. નકામું બોલબોલ કરવું, લવવું; સ્વપ્નમાં કે નિદ્રામાં બોલવું; શરત લગાવવી; **બકબક** સ્ત્રી., **બકબકાટ, બકવાટ** પું. નકામું બોલબોલ કરવું એ, લવારો; **બકારી** સ્ત્રી. ઊલટી

**બકાલ, -લી** પું. શાક વેચવાનો ધંધો કરનારો, કાછિયો; **-લું** નપું. શાકભાજી

**બક્ષિશ** (-સ) [ફા.] સ્ત્રી. ભેટ

**બખાળો** પું. મોટો ઘાંટો; લડવાનો કે ગુસ્સાનો શોરબકોર; **બખેડો** પું. ટંટો; મારામારી

**બખિયો** પું. દોઢ વાળી એના ઉપર આંટી દેતો ટાંકોટેભો

**બખોલ** સ્ત્રી. પહાડ ઝાડ વગેરેનું પોલાણ, નાનું કોતર

**બખ્તર** નપું. લોઢાનો રક્ષક પોશાક, કવચ; **-રિયું** વિ. બખ્તરવાળું

**બગડવું** અ. ક્રિ. દૂષિત થવું, ભ્રષ્ટ થવું; ખરડાવું; (લા.) કથળવું, વણસવું; અણબનાવ થવો; **બગાડ** (-ડો) પું. બગડવું-બગાડવું એ

**બગબગું** નપું. થોડો ઉજાશ હોય એવું ટાણું, ભળભાંખળું, મળસકું

**બગલ** [ફા.] સ્ત્રી. ખભાતળેનો ખાડો, કાખ; બાજુ

**બગલું** નપું. પાણીનું એક હિંસ્ર સફેદ પક્ષી; **-લી** સ્ત્રી. માદા બગલું; **-લો** પું. નર બગલું; (લા.) ઢોંગી; **બગભગત** પું. ભગતનો ડોળ કરી બેસનારો ધુતારો

**બગા, ૦ઈ** સ્ત્રી. ઢોર કે કૂતરાં વગેરે ઉપર બેસતી એક જાતની માખી

**બગાસું** નપું. ઊંઘ કે નિદ્રાનું જોર થતાં મોઢું વિકસતાં નીકળતો શ્વાસ, ઓબરાસિયું

**બગીચો** પું. બાગ, ઉપવન

**બચકું** નપું. છોડું પાડવામાં આવે એ રીતે કરડવું એ; કરડવાથી પડેલું નિશાન; પોટકું; **-કો** પું. મોટું પોટલું

**બચવું** અ. ક્રિ. ઊગરવું; સિલક રહેવું; **-ત** સ્ત્રી. વધારો; **બચાવ** પું. ઉગારી લેવું એ, ઉગારો; સંરક્ષણ

**બચ્ચું** નપું. નાનું બાળક; પશુનું બાળક; **બચ્ચી** સ્ત્રી. છોકરી; **બચ્ચુ** પું. છોકરા માટે લાડવાચક શબ્દ; **બચોલિયું** નપું. નાનું બાળક; સર્પનું બાળક

**બજવું** અ. ક્રિ. વાદ્યનું વાગવું; અમલમાં આવવું કે મુકાવું; **બજવણી, બજાવણી** સ્ત્રી. અમલમાં મૂકવું એ; **બજવૈયો** પું. વાદ્ય વગાડનારો ઉસ્તાદ

**બજર** સ્ત્રી. તમાકુ; છીંકણી, તપખીર

**બજાર** પું. સ્ત્રી. નપું. વેચાણ કરનારી દુકાનોનો લત્તો; (લા.) ભાવ, દર, ખરીદ; ખપત

**બટકવું** અ. ક્રિ. કટકવું, ભાંગી પડવું; **બટકું** નપું. મોઢામાં સમાય એવડો ટુકડો

**બટ(-ઠ)કું** વિ. બેઠા ઘાટનું, ઠિંગણું

**બટાકો, -ટો** પું. એક કંદ, પટાટો, બટેટું

**બટ્ટો** પું. લાંછન; (લા.) આળ, તહોમત

**બટવો** પું. જેને જનોઇની દીક્ષા આપવામાં આવે છે તે બટુક

**બડીકો, બડૂકો, બડો** પું. દંડૂકો

**બડું** [હિં.] વિ. મોટું; **-ડાઇ** સ્ત્રી. મોટાઈ; **-ડાશ** સ્ત્રી. (લા.) પતરાજી

**બણગું** નપું. રણશિંગું; (લા.) ગપગોળો

**બણબણવું** અ. ક્રિ. માખી જેવાં પ્રાણીનું ગંદકી ઉપર ઊડવું; **બણબણાટ** પું. માખી વગેરેનો અવાજ

**બતાડવું, બતાવવું** સ. ક્રિ. દેખાડવું

**બત્તી** સ્ત્રી. દિવેટ, વાટ; દીવો; (લા.) ઉશ્કેરણી

**બદ** સ્ત્રી. જાંઘના મૂળમાં થતી એક ગાંઠ; ગરમીનો એક રોગ; **-દી** સ્ત્રી. અનીતિ; (લા.) નિંદા

**બદ** [ફા.] વિ. ખરાબ; **૦બો** સ્ત્રી. ખરાબ વાસ, દુર્ગંધ

**બદન** [ફા.] નપું. શરીર; પહેરણ, કુડતું

**બદમાશ(-સ)** [ફા.] વિ. નીચ પ્રકૃતિનું; દુરાચારી; લુચ્ચું; **-શી (-સી)** સ્ત્રી. બદમાશપણું

**બદલ** [અ.] અ. સાટે, અવેજમાં; **૦વું** સ. ક્રિ. ફેર બદલો કરવો, સાટું કરવું; **-લી** સ્ત્રી. નોકરી વગેરેનો ફેરબદલો; **-લો** પું. બદલવું એ; સાટું

**બનવું** અ. ક્રિ. થવું; મેળ હોવો; રૂપ ધરવું; (લા.) ફજેતી થવી; ઠઠ્ઠો કરવો; છેતરાવું; **બનાવ** પું. પ્રસંગ, ઘટના; **બનાવટ** સ્ત્રી. બનાવવું એ, રચના (લા.) તરકટી રચના; છેતરવું એ; મશ્કરી કરવી એ

**બપોર** પું. દિવસનો મધ્ય ભાગ; **-રો** પું. બ. વ. બપોરનું ભોજન; **-રિયા** પું. બ. વ. આતશબાજીની દીવાસળીની એક બનાવટ

**બબડવું** અ. ક્રિ. 'બડ બડ' બોલ્યા કરવું; **બબડાટ** પું. નકામી બોલબોલ

**બર** [ફા.] વિ. સફળ

**બરકત** [અ.] સ્ત્રી. ફાયદો, લાભ; સિદ્ધિ; (લા.) સમૃદ્ધિ

**બરખાસ્ત** [ફા.] વિ. પૂરું, વીખરાયેલું, છૂટું પડેલું (સભા વગેરે)

**બરછી** સ્ત્રી. હાથાવાળું ધારવાળું એક નાનું હથિયાર; **-છટ** વિ. (લા.) ખરબચડું

**બરડ** વિ. તરત તૂટી જાય એવું

**બરડવું** નપું. મજાગરું

**બરડો** પું. વાંસો, પીઠ; સૌરાષ્ટ્રમાં પશ્ચિમ ભાગમાં આવેલો એક પહાડ

**બરણી** સ્ત્રી. ધાતુ કાચ કે ચિનાઇ માટીનું નળાકાર એક ઠામ (ઢાંકણવાળું)

**બરતરફ** [ફા.] વિ. નોકરીમાંથી કાઢી મૂકેલું; **–ફી** સ્ત્રી. નોકરીમાંથી કાઢી મૂકવું એ

**બરફ** પું. નપું. હિમ; જમાવવામાં આવેલું પાણી; **–ફી** સ્ત્રી. દૂધમાંથી બનાવેલી એક મીઠાઈ (બરફના દેખાવની)

**બરાડવું** અ. ક્રિ. ફાટે સાદે બુમ પાડવી; **બરાડા** પું. બ. વ. બુમાટ

**બરા(–રો)બર** [ફા.] વિ. સમાન, સરખું; વાજબી; **–રિયું** વિ. સમોવડિયું; **–રી** સ્ત્રી. સમાનતા; (લા.) હરીફાઈ

**બરો** પું. તાર, મગરૂરી; પતરાજી; તાવના ઉતારની નિશાની તરીકે હોઠના બેઉ બાજુને છેડે થતી ફોલ્લીઓ

**બલકે, બલ્કે** [ફા.] અ. એટલું જ નહિ પણ

**બલા** [આ.] સ્ત્રી. પીડા કરતું વળગણ;–ભૂત કે વળગાડ; (લા.) એવું માણસ; મુસીબત, તકલીફ

**બલૈ(–લો)યું** નપું. દાંતનો પહોળા ઘાટનો ચૂડો

**બસ** [ફા.] અ. પૂરતું, હાંઉ

**બહાદુર** [ફા.] વિ. હિંમતવાળું શૂરવીર; **–રી** સ્ત્રી. શૂરવીરતા, પરાક્રમ

**બહાનું** નપું. ખોટું કારણ, મિષ

**બહાર** [ફા.] પું. સ્ત્રી. ભપકો

**બહાર** અ. અંદર નહિ

**બહાલ** [ફા.] વિ. મંજૂર; **–લી** સ્ત્રી. મંજૂરી

**બહિષ્કાર** [સં.] પું. તરછોડાટ ભર્યો બીજા તરફ બતાવવાનો ત્યાગ; નાત બહાર કે સંઘ બહાર મૂકવું એ

**બહુ** [સં.] વિ. ઘણું

**બહેન** સ્ત્રી. માતા-પિતાની દીકરી; કાકા–મામાની દીકરી; (લા.) કોઈ પણ બીજી સ્ત્રી; **૦પણી** સ્ત્રી. સહિયર; **બનેવી** પું. બહેનનો પતિ

**બહેરું** વિ. કાને ન સાંભળતું કે ઓછું સાંભળતું; (લા.) જ્યાં વેદના ન થાય તેવું; **બહેર** સ્ત્રી. બહેરાપણું; **બહેરાશ** સ્ત્રી., **બહેરાટ** પું. બહેરાપણું

**બહોળું** વિ. વિસ્તારવાળું, વિપુલ; **–ળપ** સ્ત્રી. વિપુલતા

**બળ** [સં.] નપું. જોર કૌવત; **૦વાન, –ળિયું** વિ. કૌવતવાળું

**બળખો** પું ગળફો, બલગમ

**બળદ,–દિયો** પું. ગાયનો નર; (લા.) મૂરખ

**બળવું** અ. ક્રિ. સળગવું; દાઝવું; (લા.) બળતરા થવી; અદેખાઈ કરવી; **–તરા** સ્ત્રી. દાઝવાથી થતી પીડા; (લા.) મનમાં થતી એવી લાગણી; **બળાપો** પું. (લા.) સંતાપ; **બાળવું** સ. ક્રિ. બળે એમ કરવું

**બળવો** [આ.] પું. સત્તાધારી વિરુદ્ધનું બંડ; **–વાખોર** વિ. બંડખોર

**બંગડી** સ્ત્રી. કાચ કે ધાતુની પતલી ચૂડી

**બંગલો** પું. ચારે બાજુ ખુલ્લું હોય તેવું યુરોપિયન પદ્ધતિનું મકાન; —**લી** સ્ત્રી. નાનો બંગલો; જંગલને રસ્તે રેલના પાટા ઉપર ફાટક પાસેની પગીની ઓરડી

**બંડ** નપું. હુલ્લડ; ૦**ખોર** વિ. હુલ્લડ કરવાની વૃત્તિવાળું

**બંદગી** [ફા.] પું. સ્ત્રી. ઈશ્વરપ્રાર્થના

**બંદર** [ફા.] નપું. સમુદ્ર કે મોટી નદીને કિનારે વહાણોની આવજાનું સ્થાન; એવા સ્થાનવાળું ગામ; –**રી** વિ. બંદરને લગતું

**બંદૂક**[આ.],**બંધૂક** સ્ત્રી. દારૂ વતી ગોળી મારવાની નાળ; –**કિયો** પું. બંદૂકવાળો સિપાઈ; એક જાતનો ફટાકડો

**બંદોબસ્ત** [ફા.] પું. તજવીજ, વ્યવસ્થા

**બંધ** [સં.] પું. બાંધવું એ; બાંધવાનું સાધન; ગાંઠ; પાળ, પાજ; ૦**ન** [સં.] નપું. બાંધવું કે બંધાવું એ; ગાંઠ; રુકાવટ

**બંધુ** [સં.] પું. ભાઈ

**બંને** વિ. બેઉ

**બંબો** પું. પાણીનો મોટો નળ; આગ બુઝાવવા પાણી છાંટતું યંત્ર; ગરમ પાણી કરવાનું ચિમનીવાળું વાસણ

**બા** સ્ત્રી, મા; વડીલ કે માન આપવા લાયક સ્ત્રી; ૦**ઈ** સ્ત્રી. સ્ત્રી (સામાન્ય); સાસુ; નોકરડી; ૦**યડી,** ૦**યડી** સ્ત્રી. સ્ત્રી (સામાન્ય); ઘરવાળી; ૦**યલું** વિ. સ્ત્રી પ્રકૃતિનું

**બાકી** [આ.] વિ. વધેલું, બચત; ખૂટતું, શેષ; સ્ત્રી, સિલક; અ. નહિતો

**બાગ** [ફા.] મોટો બગીચો, ઉપવન; ૦**વાન** પું. માળી; –**ગાયત** વિ. બગીચામાં થતું (શાકભાજી)

**બાઘું** વિ. (લા.) ગતાગમ વિનાનું, મૂઢ; –**ઘડ** વિ. બાઘું; –**ઘડો** (લા.) પું. વાઘ જેવું બિહામણું માણસ

**બાચકો** પું. પાંચે આંગળાથી ભરેલો પોસ; ચોખાની ગૂણ

**બાજ(–જો)ઠ** પું. સંધાડે ઉતારેલા ચાર ટૂંકા પાયાનો ચોરસ પાટલો; –**ઠિયો** પું. નાનો બાજઠ

**બાજી** [ફા.] સ્ત્રી. રમ્મત; સોગઠાં પાનાં કે શેતરંજની રમ્મતની ચાલ; (લા.) યુક્તિ; ૦**ગર** વિ. જાદુગર; મદારી

**બાજૂ** [ફા.], –**જુ** સ્ત્રી. પડખેની ધાર; દિશા; તરફેણ; પક્ષ

**બાઝવું** સ. ક્રિ. વળગવું

**બાટલી** સ્ત્રી. શીશી; –**લો** પું. મોટી શીશી; ચિનાઈ માટીની મોટી બરણી

**બાટી** [હિં.] સ્ત્રી. છાણાંની આંચથી શેકેલી ગોળમટોળ ભાખરી

**બાટુ** નપું. નીંદલ્યા વિનાનો જુવાર બાજરીનો સાંઠો

**બાડું** વિ. બેઉ આંખની કીકીઓ વચ્ચેનું અંતર જોઈએ એના કરતાં વધુ હોય તેવું

**બાણ** [સં. પું.] નપું. તીર; શિવલિંગ; ખેતરની હદ બતાવતો ખોડેલો પથ્થર

**બાતમી** સ્ત્રી. ભાળ; સમાચાર

**બાથ, બથ** સ્ત્રી. બે હાથ પહોળા કરી લીધેલી પકડ; (લા.) ટક્કર; **બાથોડિયું** નપું. વલખું; (લા.) પ્રયત્ન; **બથાવવું** સ. ક્રિ. (લા.) પચાવી પાડવું; થકવી નાખવું; **બથામણી** સ્ત્રી. (લા.) પચાવી પાડવું એ

**બાદ** [આ.] વિ. કમી, ઓછું કરેલું; **૦બાકી** સ્ત્રી. બાદ કરવાની રીત; બાદ કરવું એ

**બાદશાહ** [ફા.] પું. શહેનશાહ; **-હી** સ્ત્રી. બાદશાહને લગતું; સ્ત્રી. બાદશાહનો દરજ્જો; (લા.) ભારે ઠાઠમાઠ

**બાથવું** સ. ક્રિ. લડવું, વઢવું; ઠપકો આપવો

**બાધ** [સં.] પું. રુકાવટ; **-ધા** [સં.] સ્ત્રી. અગડ, આખડી; માનતા

**બાન** વિ. જામીન તરીકે લીધેલું; **-નું** નપું. જામીનગીરી કે સાટા પેટે અપાતું નાણું યા કોઇ ચીજ; **-નાખત** નપું. બાનાનું લખાણ કરવામાં આવ્યું હોય તે કાગળ

**બાપ** પું. પિતા; **-પીકું**, **-પૂકું** વિ. વારસામાં મળેલું; **-પડું**, **-પૂડિયું** વિ. (લા.) બિચારું, અનાથ

**બાફવું** સ. ક્રિ. પાણીમાં ઉકાળી રાંધવું; (લા.) ચૂંથી નાખવું; કાંઇકનું કાંઈ બોલી નાખવું; **બાફ** પું. સ્ત્રી. બાફવું એ; બફારો; **બફારો** પું. ગરમીનો ઉકળાટ

**બામ** [અં.] પું. દુખાવો દાબવા લગાડવામાં આવતો મલમ

**બાર** પું. બંદૂકનો અવાજ

**બાર** નપું. બારણું; દરવાજો; કમાડ; (લા.) આંગણું; **૦ણું** નપું. કમાડ; **૦ણે** અ. બારની બહાર; **-રી** સ્ત્રી. નાનો દરવાજો; જાળિયું; **-રું** નપું. નદી સમુદ્રને મળતી હોય તે ભાગ; બંદરમાં પેસવાનો માર્ગ; **બારોબાર** અ. બારણાંની બહાર રહીને

**બારદાન** [ફા.] નપું. જેમાં માલ ભર્યો હોય તે ખાલી ગૂણી

**બારીક** [ફા.] વિ. સૂક્ષ્મ, ઝીણું; પાતળું; (લા.) કટોકટીનું; **-કી** સ્ત્રી. ઝીણવટ

**બારોટ** પું. ભાટ ચારણોને માટે માન ભરેલો શબ્દ; એ નામની ભાટ ચારણોના પ્રકારની એક જ્ઞાતિનો પુરુષ

**બાલ** [સં.] પું. બાલક; વાળ; **-ળ** પું. છોકરો; **૦ક** વિ. નાનું છોકરું; **-ળા** સ્ત્રી. છોકરી; **-ળકી** સ્ત્રી. નાની છોકરી **-ળોતિયું** નપું. બાળક નીચે રખાતું કપડું

**બાલટી, -દી** [પોર્ચ્યુ.] સ્ત્રી. પતરાંની ડોલ

**બાવડું** નપું. ખભા અને કોણી વચ્ચેનો હાથ, પીંખડું

**બાવરું** વિ. બેબાકળું

**બાવલું** નપું. પથ્થર કે લાકડાની અસલનાં આકૃતિ અને માપની મૂર્તિ

**બાવું** નપું. કરોળિયાનું જાળું

**બાવો** પું. ભેખધારી હિંદુ સાધુ; બાપ

**બાસ** [હિં.] સ્ત્રી. વાસ, ગંધ; દુર્ગંધ

**બાસુ(-સૂ)દી** સ્ત્રી. દૂધને ઉકાળી ગળાશ નાખી કરવામાં આવતી નરમ વાની

**બાહોશ** [ફા.] વિ. હોશિયાર, કાર્ય-કુશળ

**બાંગ** [ફા.] સ્ત્રી. નમાજનો સમય બતાવવા મુલ્લાં કરે છે તે પોકાર; **-ગી** [ફા.] પું. બાંગ પોકારનાર મુલ્લાં

**બાંકું, -કોરું** નપું. પહોળું ફાંકું-કાણું

**બાંગરું** વિ. અવિવેકથી સામો જવાબ આપનારું

**બાંટ** સ્ત્રી. છૂટી લાપશી

**બાંઠિયું** વિ. ઠિંગણું, બટકું; નપું. ટૂંકું કેટાબંધન

**બાંડું** વિ. પૂછડા વિનાનું

**બાંદી,બાંદડી** સ્ત્રી. ગુલામડી

**બાંધવું** સ. ક્રિ. બંધ વડે ગાંઠવું; અંકુશમાં લેવું; ઘડવું, બનાવવું; એકઠું કરવું; **–કામ** નપું. ચણતર વગેરે કામ; **બંધ** વિ. વાસેલું; અટકેલું; **બંધણી** સ્ત્રી. (લા.) કરાર, ઠરાવ; **બાંધણી** સ્ત્રી. જુદા જુદા રંગ કરવા તે તે સ્થળે દોરા બાંધી જુદા જુદા રંગના ક્રમે રંગી તૈયાર કરેલો એક ખાસ પ્રકારની સાડી, ઘાટ, ઘડચોળું; **બંધાણ** નપું. (પેટ ઉપર કરવામાં આવતું) બંધારણ; બાંધવાની વસ્તુ; બંધવાની ગાંઠ; (લા.) વ્યસન; **બંધામણ** નપું. **બંધામણી** સ્ત્રી. બંધાવવાનું કે બાંધવાનું મહેનતાણું; **બંધારણ** નપું. પેટ ઉપર કરવામાં આવતું બંધાણ; (લા.) ધારા ધોરણ; **બંધારણીય** વિ. બંધારણને લગતું **બંધિયાર** વિ. હવા ઉજાશ વિનાનું (મકાન); વહેતું નહિ તેવું (પાણી); **બંધિયો** પું. બાંધવા માટેનું દોરડું; **બંધી** સ્ત્રી. (લા.) મનાઈ; **બાંધો** પું. બંધન, ગાંઠ; (લા.) શરીરનું કાઠું

**બાંબલાઈ** સ્ત્રી. બગલમાં થતું ગૂમડું

**બાંબુ** [અં.] પું. પોલો વાંસ

**બાંય** સ્ત્રી. બાહુ; ખભેથી કાંડા સુધીનો કપડાનો ઘાટ; (લા.) નાનો ભાઈ, સહાય; **–યું** નપું. (ડાબા હાથે વગાડવામાં આવતું હોઈ) નરઘાંમાંનું નાનું વાદ્ય, ભોણિયું

**બિચારું** વિ. રાંકડું, બાપડું; દુઃખી

**બિછાવવું** સ. ક્રિ. પાથરવું; **બિછાત** સ્ત્રી. પાથરવું એ, પાથરણું, જાજમ; **બિછાનું** નપું. પથારી, પથારીનાં સાધન; **બિછાવટ** સ્ત્રી. બિછાવવું એ; બિછાત

**બિના** [અ.] સ્ત્રી. હકીકત, વિગત; બનાવ

**બિરાજવું** અ. ક્રિ. (લા.) શોભે એમ બેસવું

**બિરાદર** [ફા.] પું. ભાઈ; દોસ્ત; સાથી

**બિલ** [અં.] નપું. ભરતિયું, આંકડો; નવા રજૂ થતાં કાયદાનો ખરડો

**બિલકુલ** [અ.] અ. જરાપણ, સાવ

**બિલાડું** નપું. માંજાર, મીંદડું; (લા.) ખોટા સાચા અક્ષર કે ચિતરણું; **–ડી** સ્ત્રી. માદા બિલાડું; મીંદડી–મીનડી, મીની; (લા.) કૂવામાંથી ડોલ વગેરે કાઢવાનું અનેક આંકડિયાવાળું સાધન; **–ડો** પું. નર બિલાડું, મીંદડો

**બિલ્લો** પું. હોદ્દો કે અધિકાર યા સોંપાયેલું કામ બતાવનારું ધાતુ કે લૂગડાનું ચકતું, ચાંદ

**બિસ્તર** [ફા.] નપું. **–રો, બિસ્ત્રો** પું. બિછાનું, પથારી; પથારીનું મુસાફર માટેનું બિંડલું

**બિંદુ** [સં. પું.] નપું. ટપકું; મીંડું; **–દી** સ્ત્રી. ટપકી, નાનો ચાંલ્લો

**બી** નપું. જેમાંથી છોડ ઝાડ ઊગે છે તે દાણો, બીજ, કણ; (લા.) મૂળ કારણ; **બિયું** નપું. બી; **બિયારણ** નપું. વાવવામાં કામ લાગે તેવો બીનો જથ્થો

**બીડ** નપું. ઘાસ કુદરતી રીતે આડેધડ ઊગતું હોય તેવી જમીન; કાચું ભરતરીનું લોઢું

**બીડવું** સ. ક્રિ. વાસવું, બંધ કરવું; **બીડી** સ્ત્રી. તમાકુ વગેરેનો નાનો વીંટલો (ધુમાડો પીવા માટે); ઠાકોરજીને ધરવામાં આવતાં પાનસોપારી; **બીડું** નપું. ઠાકોરજીને ધરવામાંઆવતાં પાનસોપારીનું બિંડલું; પાનની બીડી; (લા.)સાહસિક કામ કરવાનો સ્વીકાર

**બીબી** [ફા.] સ્ત્રી. મુસ્લિમ સ્ત્રી

**બીબું** નપું. કોઈ આકૃતિ ઢાળવાનું ચોકઠું, કાચબો; આકૃતિ છાપવાનું કોતરેલું સાધન; છાપવાનો સીસાનો અક્ષર; (લા.) નમૂનો

**બીમાર** [ફા.] ત્રિ. માંદું, આજાર; **–રી** સ્ત્રી. માંદગી, આજારી

**બીવું** અ. ક્રિ. ભય પામવો, ડરવું; **બિવડા(–રા)વવું** સ. ક્રિ. (પ્રેરક) ડરાવવું; **બીક** સ્ત્રી. ભય, ડર

**બુકાની** સ્ત્રી., **–નું** નપું. દાઢી–ગાલ ઢંકાઈ જાય એવી રીતે માથે કપડું બાંધી લેવું એ

**બુઝાવું** અ. ક્રિ. અગ્નિ કે પ્રકાશનું ઓલવાવું, ઠરવું; **બૂઝવવું**, **બુઝાવવું** સ. ક્રિ. (પ્રેરક) ઓલવવું, ઠારવું

**બુટ્ટો** પું. ભરત કે વણાટનો ફૂલગુચ્છા જેવો આકાર; (લા.) મનનો તરંગ; **–ટ્ટાદાર** વિ. બુટ્ટા ભરેલું; **–ટ્ટી** સ્ત્રી. નાની ફૂલભાત; (લા.) અકસીર ઉપાય; વિ. પહોંચેલ (માણસ), નંગ

**બુઠ્ઠું**, **બૂઠું** વિ. અણી કે ધાર તૂટી ગઈ હોય એવું; બાંડું; (લા.) જાડી બુદ્ધિનું; લાગણીહીન

**બુઢ્ઢું**, **બૂઢું**, વિ. વૃદ્ધ, ઘરડું; **બુઢાપો** પું. ઘડપણ

**બુતાન** નપું. ડોરણું, બોરિયું

**બુદ્ધિ** [સં.] સ્ત્રી. અક્કલ, સમજ; વિચાર; **૦માન**, **૦શાળી** વિ. બુદ્ધિવાળું

**બુરખો** પું. આંખ પર જાળીવાળો સંપૂર્ણ અંગો ઢાંકતો પડદો

**બુંદ** નપું. ટીપું; (લા.) વીર્યનું ટીપું; પું. બ. વ. જેની કૉફી બને છે તેવા એક વિદેશી દાણા

**બૂકવું** સ. ક્રિ. (દાણા) ફાકવું; **–ડો** પું. દાણા કે કણનો ફાકડો

**બૂચ** નપું. એક પ્રકારના ઝાડમાંથી બનતો ડાટો (શીશી-શીશાઓને)

**બૂચું** વિ. બેઠા નાકનું; બેઠેલા કે વિના કાનનું

**બૂટ** સ્ત્રી. કાનનું ચાપવું; **૦ડું** નપું. ઘોરખોદિયું (એક હિંસ્ર પ્રાણી)

**બૂટ** [અં.] પું. યુરોપિયન પ્રકારનો જોડો–પગરખું

**બૂડવું** અ.ક્રિ. ડૂબવું; **બોળવું** સ. ક્રિ. (પ્રેરક) ડૂબે એમ કરવું; **બોળો** પું. ગુંદાંને ખારા ખાટા પાણીમાં ડુબાવી રાખી કરવામાં આવતું અથાણું

**બૂ(–બૂં)ધું** નપું. જાડો દંડૂકો; **બૂંધિયાળ** (લા.) વિ. જડ પ્રકૃતિનું

**બૂમ** સ્ત્રી. મોઢાથી કરાતો મોટો અવાજ, બરાડા; (લા.) અફવા
**બૂરવું** સ. ક્રિ. (ખાડા વગેરેને) પૂરવું; **બૂરું** નપું. સાકરનો દળેલો ભૂકો
**બૂરું** વિ. દુષ્ટ, ખરાબ બુદ્ધિ કે આચરણવાળું
**બૂસટ** સ્ત્રી. ગાલ ઉપર મરાતી થપ્પડ; **–ટિયો** પું. સીમંત વખતે ભાભીને વિધિ અંગેની બૂસટ મારતો દિયર
**બંગિયો** પું. આફત વખતે એકઠાં કરવા અને શૂરાતન ચડાવવા વગાડવામાં આવતો ઢોલ
**બેગમ** [તુર્કી] સ્ત્રી. ઉચ્ચ વર્ગની મુસ્લિમ સ્ત્રી
**બેટ** પું. ચારે બાજુએ પાણીથી વીંટાયેલો જમીનનો ભાગ, દ્વીપ, ટાપુ
**બેટરી** [અં.] સ્ત્રી. વીજળીની શકિત સાચવવાનું સાધન; કૃત્રિમ વીજળીનો દીવો, ટૉર્ચ
**બેડી** સ્ત્રી. કેદીને હાથે પગે નાખવામાં આવતું લોખંડનું બંધન, જંજીર; સ્ત્રીના પગનું ચાંદીનું એક ઘરેણું; (લા.) બંધન; જંજાળ
**બેડું** નપું. હાંડો કે દેગડી ને ઘડો, એ વાસણની પાણીની હેલ
**બેડો** પું. વહાણનો સમૂહ
**બેડોળ** વિ. કદરૂપું
**બેઢંગું** વિ. ઢંગ વિનાનું, કઢંગું
**બેતાલું** વિ. ગાયન-વાદનમાં તાલના જ્ઞાન વિનાનું
**બેધડક** અ. ડર વિના, હિંમતભેર
**બેધ્યાન** વિ. ધ્યાન વિનાનું, વ્યગ્ર
**બૅન્ડ** [અં.] નપું. સમૂહમાં વગાડવામાં આવતું યુરોપિયન પદ્ધતિનું વાદ્ય; (લા.) એવા બજવૈયાનું ટોળું

**બેફામ** વિ. લક્ષ્ય-ધ્યાન વિનાનું; અ. (લા.) જોયા વિના ગમે તે બાજુ
**બેફિકર,–રું** વિ. ફિકર વિનાનું, નચિંત
**બેબાકળું** ત્રિ. ભયવ્યાકુળ, ગાભરું
**બેબી** [અં. બાલક સામાન્ય] સ્ત્રી. નાની બાળકી
**બેભાન** વિ. ભાન વિનાનું, બેશુદ્ધ
**બેરખો** પું. પહોંચાનું એક ઘરેણું; રુદ્રાક્ષ તુલસી કે એવા પદાર્થના બાર અઢાર કે સત્તાવીસ પારાની માળા
**બેલ, ૦ડી** સ્ત્રી. બેની જોડી; **૦ડું** નપું. જોડિયું બાળક
**બેલી** પું. રક્ષક
**બેવકૂફ** [ફા.] વિ. મૂર્ખ; **–ફી** [ફા.] સ્ત્રી. મૂર્ખતા
**બેવફા** [ફા.] વિ. નિમકહરામ
**બેશક** [ફા.] અ. શક વિના; (લા.) જરૂર, ચોક્કસ
**બેશરમ, –મું** વિ. લાજ વિનાનું
**બેશુદ્ધ** વિ. શુદ્ધિ વિનાનું, બેભાન; **–દ્ધિ** સ્ત્રી. બેભાનિયત, મૂર્છા
**બેસવું** અ. ક્રિ. નીચે પગ વાળી સ્થિતિ કરવી; નીતરવું; નજરમાં આવવું; લાગવું; ગોઠવાવું; અટકવું; જામવું; **બેસાડ(–ર)વું** સ. ક્રિ. (પ્રેરક) બેસે એમ કરવું; **બેઠક** સ્ત્રી. બેસણી; આસન; ઘણા મળી બેસવાની મંડળી; એક કસરત; **બેઠાડુ** વિ. બેસી રહેવાની ટેવવાળું; **બેસણી** સ્ત્રી. બેઠક; **બેસણું** નપું. (લા.) મરી ગયેલાંની પાછળ લોકો ખરખરો કરવા આવે છે તે વખતે બેસવામાં આવે છે એ સ્થિતિ

**બેહદ** [ફા.] વિ. હદ વિનાનું; પુષ્કળ, ખૂબ

**બેહાલ** [ફા.] વિ. ખરાબ હાલતમાં આવી પડેલું; પું. બ. વ. બૂરી દશા

**બેહૂદું** [ફા.] વિ. બેવકૂફી ભરેલું; અઘટિત; (લા.) નકામું

**બેહોશ** [ફા.] વિ. બેભાન, બેશુદ્ધ

**બૈરું** નપું. સ્ત્રી. બાઈડી; **-રી** સ્ત્રી. સ્ત્રી, પત્ની

**બોખ** સ્ત્રી. પાણી ભરવાની ચામડાની ડોલ

**બોખું** વિ. દાંત પડી ગયા હોય તેવા મોઢાવાળું

**બોઘડું,-રડું,-રણું** નપું. પહોળા મોઢાનું ધાતુનું હાંડલું, વટલોઈ

**બોઘું,-ઘલું** વિ. બુદ્ધિહીન, મૂર્ખ, બાઘું

**બોચી** સ્ત્રી. ગરદન

**બોજ, -જો** પું. ભાર, વજન; (લા.) જોખમદારી

**બોટવું** સ. ક્રિ. હોઠથી અડકી પીવું કે ખાવું; (લા.) અભડાવવું

**બોડ** સ્ત્રી. હિંસ્ર પશુઓને રહેવાની ગુફા કે કોતર

**બોડું** વિ. માથે વાળ વિનાનું; **-ડકું** વિ. વાળ વિનાનું (માથું વગેરે); **-ડિયું**; વિ. બોડું; કાના માત્ર વિનાનું

**બોણી** સ્ત્રી. 'બોનસ', ઊલટ-ભેટ; પહેલો વકરો

**બોદું** વિ. અંદરથી પોલાણવાળું, ખોખરું; (લા.) ઢીલું, કાચું

**બોધ** [સં.] પું. ઉપદેશ; **૦પાઠ** [સં.] પું. નમૂના તરીકેનો પાઠ; શિખામણ

**બોબડું** વિ. બરોબર બોલી ન શકે એવું

**બોરિયું** નપું. બુતાન, ડોરણું

**બોલવું** સ. ક્રિ. મોઢેથી વાણી કાઢવી, ઉચ્ચાર કરવો; (લા.) ઠપકો આપવો; **બોલ** પું. ઉચ્ચાર; વચન, શબ્દ; કડી કે તૂકનું ચરણ; (લા.) મહેણું; **-બાલા** સ્ત્રી. (લા.) વાહવાહની સ્થિતિ; **બોલાચાલી** સ્ત્રી. વાણીથી થયેલી તકરાર; **બોલી** સ્ત્રી. માત્ર બોલવામાં પ્રયોજાતી ગૌણ ભાષા; બોલવાની ક્રિયા

**બૉંબ** [અં.], **૦ગોળો** પું. દારૂગોળાનું કે રાસાયણિક હિંસક લશ્કરી સાધન **૦મારો** પું. બૉંબ નાખવા એ; **૦ર** [અં.] નપું. બૉંબ લઈ જનારું વિમાન

**બ્રાહ્મણ** [સં.] પું. હિંદુઓની મુખ્ય ચાર વર્ણોમાંની પહેલી વર્ણનું, દ્વિજ

## ભ

**ભક્ત** [સં.] વિ. -ને શરણે ગયેલું; ભજનિક, ભગત; **-ક્તિ** [સં.] સ્ત્રી. ભજન, શરણ ભાવના; **-જન** [સં.] નપું. ભક્તિ; **-જનિક** વિ. ભજન કરનારું; **-જનિયું** નપું. ગવાતું ભજન; **ભજવું** સ. ક્રિ. આશરો લેવો; ભજન કરવું; **ભજવવું** સ. ક્રિ. (પ્રેરક) નાટકમાં પાત્રનો વેશ કરવો; **ભજવણી** સ્ત્રી. ભજવવું એ

**ભક્ષ** [સં.] પું. ખોરાક; **-ક્ષ્ય** [સં.] વિ. ખાવાનું

**ભગર, રું**- વિ. ભૂરા રંગનું

**ભગવાન** [સં.],**ભગવંત** પું. પરમેશ્વર; પૂજ્ય પુરુષ

**ભગવું** વિ. ગેરુવા રંગનું; **ભગુવો** પું. ભગવું પહેરનારો સંન્યાસી

**ભજિયું** નપું. વેસણના ખીરામાં ફળ વગેરે ટુકડા મેળવી તળી બનાવવામાં આવતી એક વાની

**ભટકવું** અ. ક્રિ. આટકવું, રખડવું; **ભટકાવું** અ. ક્રિ. (લા.) અથડાવું; **ભાટકવું** સ. ક્રિ. રખડવું; અથડાવું

**ભટ્ટ** [સં.] પું. પૌરાણિક કથા કહેનારો બ્રાહ્મણ; બ્રાહ્મણની એક અટક; રસોઇયો; **-ટ્ટાણી** સ્ત્રી. ભટ્ટની સ્ત્રી

**ભઠવું** સ. ક્રિ. (લા.) ધમકાવવું, ઠપકો આપવો; અ. ક્રિ. ચિડાવું; **ભઠ,-ઠ્ઠ** સ્ત્રી. ધિક્કાર; અ. ધિક્કાર; **ભઠ્ઠી** સ્ત્રી. મોટી ચૂલ; **ભઠિયારું** નપું. ભઠ્ઠી ઉપરની કામગીરી

**ભડ** વિ. બહાદુર

**ભડ** પું. :નપું. કૂવામાંથી પાણી ખેંચવાની સગવડ માટેનું ચણતર

**ભડકવું** અ. ક્રિ. ચમકવું, ઓચિંતું ડરવું; **ભડક** સ્ત્રી. બીક; **ભડકણ** વિ. ડરકણ; **ભડકિયું** વિ. ભડકે બળે એવું; **ભડકો** પું. તાપના છોળ, અગ્નિનો ભભૂકો; **ભડાકો** પું. ભારે અવાજ, ધડાકો; **ભડકડું** નપું. ભરભાંખળું, વહેલી પરોઢ; **ભડકિયો** પું. શુક્રનો તેજસ્વી તારો (સવારે દેખાય ત્યારે)

**ભડથું, -થિયું** નપું. આખું ફળ અગ્નિ ઉપર મૂકી કરવામાં આવતું ખાદ્ય, ઓળો

**ભણવું** સ. ક્રિ. બોલવું; શીખવું; વાંચવું; **-કાર,-કારો** પું. કાંઈક અવાજ થવાની આગાહી; **-તર** સ્ત્રી. ભણવામાં આવેલું તે; શિક્ષણ

**ભત્રીજો** પું. ભાઈનો પુત્ર; **-જી** સ્ત્રી. ભાઈની પુત્રી

**ભથ્થું** નપું. નોકરી ઉપર બહારગામ કામગીરીએ ગયેલાને અપાતું વધારાનું વેતન

**ભભકવું** અ. ક્રિ. સળગી ઊઠવું; (લા.) ગુસ્સે થવું; **ભભ(-પ)કો** પું. તેજસ્વી દેખાવ કે શોભા, આડંબર; **ભભૂકો** પું. ભડકો; પાણીની નીચેથી ઊછળતી છોળ (ખાસ કરી જમીનમાંથી); **ભભૂકવું** અ. ક્રિ.સળગી ઊઠવું

**ભમર** સ્ત્રી. ભવું

**ભમરો** પું. ભ્રમર (ગુંજતું કાળું ઊડતું જીવડું); (લા.) પાણીના પ્રવાહમાં પડતું વમળ; વાળનું ફૂંડાળું; **-રી** સ્ત્રી. ભ્રમરના માદા; (લા.) નાનો વમળ, ઘૂમરી, ચકરી, તમ્મર

**ભમવું** અ. ક્રિ. ભટકવું; રખડવું ફરવું; (લા.) મગજમાં ધૂમ આવવી: ચલિત થવું; **ભમાડ(-વ)વું** સ. ક્રિ. (પ્રેરક) રખડાવવું (લા.) ભુલાવામાં નાખવું

**ભય** [સં. નપું.] પું. બીક

**ભર** [સં.] પું. ભાર, બોજો; ઘાસનો ભોર

**ભરખવું** સ. ક્ર. આખું ને આખું ખાઇ જવું, ગળી જવું

**ભરચક** વિ. પૂર્ણ

**ભરડવું** સ. ક્રિ. અનાજ જાડું જાડું દળવું; (લા.) ભીંસમાં લેવું; **ભરડકું** નપું. જાડું જાડું દળાયેલું દાણોદૂણી; **ભરડો** પું. મજબૂત વીંટણ (સાપ વગેરેનું)

**ભરનીંગળ** પું. ભરાય ને ફૂટે તેવું ગૂમડું; મજબૂત ગાંઠ

**ભરપાઈ** વિ. પૂરું પતાવવું એ રીતનું

**ભરપૂર** વિ. પૂરેપૂરું ભરેલું

**ભરવાડ** પું. ગાય ભેંસ ચારનારી એક હિંદુ જાતિનો પુરુષ; **૦ણ** સ્ત્રી. ભરવાડની સ્ત્રી

**ભરાડી** વિ. ખૂબ ખેપાની; લુચ્ચું

**ભરવું** સ. ક્રિ. પૂરવું, ખાલી પદાર્થમાં પૂરણી કરવી; સંઘરવું; ચૂકવવું; એકઠું કરવું; ગૂંથવું; લાદવું; **ભરાઈ** સ્ત્રી., **ભરામણ** નપું., **ભરામણી** સ્ત્રી. ભરવાનું મહેનતાણું; **ભરાઉ** વિ. ભરેલું, પુષ્ટ, દળદાર; **ભરાવ (-વો)** પું. જમાવ; ભરપૂરપણું; **ભરણ** [સં.] નપું. ભરવું એ; ગુજરાન; **ભરણું** નપું. નાણું ભરવું એ; ભરેલું નાણું; **ભરત** નપું. માપ, પ્રમાણ; લૂગડા ઉપર ફૂલ વગેરે ખીલવું એ; **ભરતિયું** સ્ત્રી. આંકડો, બિલ; **ભરતી** સ્ત્રી. ઉમેરણ; સમુદ્રમાં આવતો જુવાળ; **ભરાવું** અ. ક્રિ. (લા.) સંતાવું, છુપાવું; સપડાવું; **ભેરવવું** સ. ક્રિ. (પ્રેરક) સાલવવું, -માં નાખવું

**ભલું** વિ. ભદ્ર, સાલસ; સારું; માયાળુ; **-લપણ** નપું., **-લાઈ** સ્ત્રી. સાલસપણું; **-લમનસાઈ** સ્ત્રી. મનનું સાલસપણું; **-લા** અ. વારુ; કેમ **-લીવાર** સ્ત્રી. (લા.) બરકત; **-લે** અ. ઠીક, સારું

**ભવ** [સં.] પું. જન્મ; જન્મારો; **૦સાગર, ૦સિંધુ** [સં.] પું. આ જન્મારો-સંસારરૂપી સાગર

**ભવાઈ** સ્ત્રી. અનુકરણરૂપે થતું લોકનાટક; (લા.) ફજેતી; **ભવાડો** પું. (લા.) ફજેતી; **ભવાયો, ભવૈયો** પું. ભવાઈ કરનારો નટ; ભવાયાનો ધંધો કરનારી એક મુસ્લિમ જાતનો પુરુષ

**ભવિષ્ય** [સં. 'ભવિષ્યત્'] વિ. આવતા સમયનું; હવે પછીનું; નપું. નસીબ

**ભવું** નપું. ભમર, ભમા

**ભસવું** અ. ક્રિ. કૂતરાનું બોલવું; (લા.) નિરર્થક બકવાટ કરવો

**ભસ્મ** [સં. નપું.] સ્ત્રી. રાખોડી; યજ્ઞની પ્રસાદી રાખ; ધાતુને સળગાવી કરેલી વૈદ્યકીય ખાખ

**ભળવું** સ. ક્રિ. ભેગું મળી જવું; **ભળાવવું** અ. ક્રિ. (પ્રેરક) (લા.) ભલામણ કરવી; સોંપવું; (ઢોરને) હેવા કરવા; **ભલામણ,-ણી** સ્ત્રી. ભળાવવું એ, સિફારસ

**ભંગ** [સં.] પું. ભાંગી પડવું એ; ભાંગવું એ, નાશ; વિઘ્ન

**ભંગી,-ગિયો** પું. જાજરૂ વાળનાર હરિજન; **-ગિયણ** સ્ત્રી. ભંગી સ્ત્રી

**ભંડક** નપું. ભોંયરું; સ્ટીમરમાં ત્રીજા વર્ગના ઉતારુઓને બેસવાની જગ્યા, ફાલકું; **-કિયું** નપું. નાનું ભોંયરું

**ભંડાર** [સં.] પું. કીમતી માલ સામાન વગેરે રાખવાનો ઓરડો; ખજાનો; **–રિયું** નપું. ભીંતમાં કરેલું ગુપ્ત કબાટ; ગોડા નીચેનું નાનું હાટિયું; **–રી** પું. કોઠારી; **–રો** પું. સાધુ બાવાઓના મરણ પાછળ અપાતું ભોજન; **૦વું** સ. ક્રિ. ભંડારમાં મૂકવું; દાટવું

**ભંડોળ** નપું. એકઠી કરેલી મૂડી

**ભંભો** પું. પાણી રાખવાનું ઊભું-સાંકડા મોંનું માટીનું વાસણ; **–ભલી** સ્ત્રી. નાનો ભંભો

**ભંભેરવું** સ. ક્રિ. કાનમાં ખોટું સાચું કહી ઉશ્કેરણી કરવી; **–ણી** સ્ત્રી. એવી જાતનો ઉશ્કેરાટ

**ભાઈ** પું. સહોદર, માજાયો; કાકા મામા માસી વગેરેનો દીકરો; પુરુષને માટે માનવાચક શબ્દ; **૦ચારો** પું. દોસ્તી; **૦બંધ** પું. મિત્ર; **–યડો** પું. પુરુષ (સામાન્ય); (લા.) બહાદુર માણસ; **–યાત** વિ. પિતરાઈ

**ભાખરી** સ્ત્રી. (ખાસ કરી ઘઉંની) જાડી રોટલી

**ભાગ** [સં.] પું. હિસ્સો, અંશ; પુસ્તકનો ખંડ; **૦બટાઈ** સ્ત્રી. મહેસૂલ તરીકે લેવામાં આવતો ઊપજનો ભાગ; **૦લો** પું. ટુકડો; **૦વું** સ. ક્રિ. ભાગ કરવા; ભાગાકાર કરવો; નાસવું; **–ગાભાગી** સ્ત્રી. નાસભાગ; **–ગિયું**, **–ગીદાર** વિ. વેપાર વણજમાં હિસ્સો ધરાવતું; **–ગેડુ** વિ. ભાગવાની આદતવાળું; ભાગી જનારું, નાસેડુ

**ભાગોળ** સ્ત્રી. શહેર કે ગામનો દરવાજો; દરવાજા આગળની જમીન

**ભાગ્ય** [સં.] નપું. નસીબ; **ભાગ્યે**, **–ગ્યેજ** અ. કવચિત જ

**ભાજી** સ્ત્રી. શાક કરવા લાયક છોડ કે છોડનાં પાંદડાં; **૦મૂળા** વિ. (લા.) તુચ્છ, લેખામાં ન લેવા જેવી ચીજ કે વ્યક્તિ

**ભાટ** પું. રજવાડામાં ગુણગાન કરનારી જાતનો પુરુષ; એ ઉપરથી ઊતરી આવેલી એક હિંદુ જાતિ, બ્રહ્મભટ્ટ; **૦ણી** સ્ત્રી. ભાટની સ્ત્રી; **–ટાઈ** સ્ત્રી. ભાટનું કામ; (લા.) વખાણ ભરેલી ખુશામત

**ભાઠું** નપું. સમુદ્ર કે નદીના કાંઠાની પથરાળ ભેખડ; શેરડીનો મૂળવાળો ટુકડો; કપડા ઉપર કે શરીર ઉપર પડેલું ચાંદલું; **–ઠે** સ્ત્રી. ભાઠાની જમીન મોટું ભાઠું

**ભાડું** નપું. કોઈ પણ ચીજ કે સ્થાન વાપર્યા બદલ નાણું આપવામાં આવે એ; **ભાડવાત**, **ભાડૂત** વિ. ભાડે રહેનારું; **ભાડૂતી** વિ. ભાડે રાખેલું; પૈસા ખાતર કામ કરતું

**ભાણું** નપું. ઠામ, વાસણ; પીરસેલું વાસણ–જમણ

**ભાણેજ**, **ભાણો**, **ભાણિયો** પું. બહેનનો દીકરો; **ભાણેજી**, **ભાણી** સ્ત્રી. બહેનની દીકરી

**ભાત** પું. રાંધેલા ચોખા; નપું. કામગીરીના સ્થાન ઉપર લઈ જવામાં આવતું ભાજન (ખાસ કરી ખેતરમાં); **–તું** નપું. મુસાફરીમાં લઇ જવાતું ખાવાનું, ભાથું

**ભાત** સ્ત્રી. રીત, પ્રકાર; આકૃતિનો દેખાવ; **–તીગર** વિ. અનેક પ્રકારની ભાતવાળું

**ભાથું** નપું. ભાતું

**ભાથો** પું. બાણ રાખવાની કોથળો

**ભાન** [સં.] નપું. શુદ્ધિ, હોશ; (લા.) સ્મરણ; સમજ; કલ્પના; સાવચેતી

**ભાભી** સ્ત્રી. ભાઈની પત્ની, ભોજાઈ; **–ભુ** સ્ત્રી. ભાભી (માનવાચક)

**ભાભો** પુ. વૃદ્ધ પુરુષ

**ભામવું** સ. ક્રિ. વેઠ વગેરેનું કહેણ કહી આવવું; **ભામ** સ્ત્રી. ચામડા ઉપરનો વેરો

**ભાર** [સં.] પું. બોજો; બ. વ. ગુંજાશ; **–રી –રે**, વિ. વજનદાર; **–રો** પું. મોટો ગાંસડો (ચાર–કડબનો); **–રી** સ્ત્રી. પોટલી (ઘાસની) **–રેવગું** વિ. ગર્ભ રહ્યો હોય તેવું (સ્ત્રી પશુ વગેરે)

**ભારત** [સં. નપું.] પું. નપું. હિંદ ભૂમિ; અંગ્રેજોના ગયા પછી પાકિસ્તાન–હિંદુસ્તાન જુદાં પડતાં હિંદુસ્તાનનો પ્રદેશ (સિંધ, પશ્ચિમ પંજાબ, સરહદી પ્રાંતો, બલૂચિસ્તાન અને પૂર્વબંગાળ સિવાયનો પ્રદેશ); **–તી** [સં.] સ્ત્રી. સંસ્કૃત ભાષા; વાણી, સરસ્વતી; **–તીય** [સં.] વિ. ભારતને લગતું

**ભારવું** સ. ક્રિ. રાખમાં દાબી રાખવું (અનાજને); **–ણ** નપું. દબાણ; બોજો

**ભાલું** નપું., **–લો** પું. અણીદાર ફણાવાળું–લાંબી લાકડી કે કઠણ વાંસનું હથિયાર, બલ્લમ; **–લોડું** નપું. તીર; તીરનું ફળું

**ભાવ** [સં.] પું. હોવાપણું; ઇરાદો મતલબ; વૃત્તિ, લાગણી; અભિપ્રાય, તાત્પર્ય; ચેષ્ટા, અભિનય; પ્રેમ, હેત; દર, કીમત; **૦ના** [સં.] સ્ત્રી. કલ્પના, ધારણા; અભિલાષા, ઇચ્છા; લાગણી; **–વાર્થ** [સં.] પું. તાત્પર્ય; **ભાવિ** [સં.] નપું. નસીબ; **ભાવી** [સં.] વિ. ભવિષ્યમાં થવાનું; **ભાવુક** [સં.] વિ. પ્રેમાળ; રસજ્ઞ

**ભાવવું** અ. ક્રિ. સ્વાદ ગમવો

**ભાષા** [સં.] સ્ત્રી. જેમાં સાહિત્ય રચના થઈ હોય અને થતી હોય તેવી પ્રધાન બોલી (તે તે દેશ કે પ્રાંતની); **–ષ્ય** [સં.]નપું. વિષય સંશય પૂર્વપક્ષ ઉત્તરપક્ષ અને સમાધાન આવાં પાંચ અંગનો વિસ્તાર હોય તેવું મોટું વિવેચન

**ભાસ** [સં.] પું. આભાસ; ખ્યાલ, છાપ; સરખાપણું; **૦વું** અ. ક્રિ આભાસ થવો; દેખાવું; (લા.) સમજાવું, લાગવું

**ભાળવું** સ. ક્રિ. જોવું; **ભાળ** સ્ત્રી. સંભાળ; પત્તો, ખબર, માહિતી; **ભાળવણ(–ણી)** સ્ત્રી. સંભાળ રાખવા સોંપવું એ; **ભાળવવું** સ. ક્રિ. સંભાળ રાખવા સોંપવું; સિફારસ કરવી

**ભાંખોડિયું** નપું. ઘૂંટણિયે ચાલવું એ (બચ્ચાનું)

**ભાંગવું** અ. ક્રિ. તૂટવું; સ. ક્રિ. તોડવું, કકડા કરવા; (લા.) લૂંટી પાયમાલ કરવું; **ભાંજઘડ** સ્ત્રી. (લા.) તકરાર; પંચાત

**ભાડવું** સ. ક્રિ. ગાળો દેવી

**ભાંડું** નપું. ભાઈ બહેન વગેરે અંતરનું સગું

**ભાંભરવું** અ. ક્રિ. ગાયનું બરાડવું

**ભાંભર, -રું,-ળું** વિ. ખારાશ અને મોળાશવાળું (પાણી)

**ભિક્ષા** [સં.] સ્ત્રી. ભીખ; (લા.) ભીખમાં મળેલી વસ્તુ; **-ક્ષુક** [સં.] વિ. પું. ભિખારી

**ભિંગડું** નપું. ચામડી ઉપરની રૂઝનું છોડું; માછલીની ચામડી ઉપરનું આવરણ

**ભીખવું** સ. ક્રિ. ભિક્ષા માગવી; **ભીખ** સ્ત્રી. ભિક્ષા; (લા.) ભીખીને મેળવેલી ચીજ વસ્તુ; **ભિખારી** વિ. પું. ભીખ માગવાનો ધંધો કરનારું; **ભિખારણ** સ્ત્રી. ભિક્ષુક સ્ત્રી

**ભીડવું** સ. ક્રિ. વાસવું, બંધ કરવું; કસીને બાંધવું, ભેટીને દબાવવું; **ભીડ** સ્ત્રી. ગિરદી, ભીંસ; (લા.) તંગી, અછત; **ભીડો** પું. કોઈ પણ પદાર્થને ભીડવાનું લાકડાનું કે લોઢાનું યંત્ર

**ભીનું** વિ. પલળેલું, આર્દ્ર; કાળી ઝાંય મારતા રંગનું (શરીર વગેરે); **-નાશ** સ્ત્રી. ભીનાપણું, આર્દ્રતા

**ભીલ** પું. જંગલની એક પ્રજાનો પુરુષ; ૦ડી સ્ત્રી; ભીલ્ સ્ત્રી; **-લી** વિ. ભીલ સંબંધી

**ભીલું** વિ. તોડેલું (ભેંસનું શિંગડું વગેરે); નપું. ગોળનો રવો

**ભીંજ(-જા)વું** અ. ક્રિ. ભીના થવું, પલળવું; **ભીંજણું** નપું. માંગલિક પ્રસંગે કેસૂડાં વગેરેનાં રંગીન પાણીથી ભીંજવવાનો પ્રસંગ

**ભીંડી** સ્ત્રી. શણની જાતનો એક છોડ; **-ડો** પું. એક લાંબી સફેદ શિંગ; (લા.) ગપ્પ

**ભીંત** સ્ત્રી. દીવાલ; **-તિયો** પું. ભીંતમાં પછાડવામાં આવતો ગોળીના રૂપનો એક ફટાકડો

**ભીંસવું** સ. ક્રિ. સખત રીતે ભીડી દાબવું; પીલવું; **ભીંસ** સ્ત્રી., **ભીંસો** પું. સખત ભચરડો

**ભું(-ભૂં)ગળ** સ્ત્રી. પોલી નળીના આકારનું ફૂંકવાનું એક વાદ્ય; નપું. ભૂંગળું; **-ળી** પતરાની નાની નળી; **-ળું** નપું. પોલું નળાકાર (ધુમાડો નીકળવા તેમજ શિશોટી મારવા); ચિમની (મિલ વગેરે કારખાનાંની)

**ભૂકો** પું. ચૂરો, ચૂર્ણ; **-કી** સ્ત્રી. બારીક ભૂકો; **-કેભૂકા** પું.બ.વ. ચૂરેચૂરા

**ભૂખ** સ્ત્રી. ખાવાની તીવ્ર લાગણી; ક્ષુધા; (લા.) તીવ્ર ઇચ્છા; **-ખ્યું** વિ. ભૂખની લાગણી થઈ છે તેવું; ક્ષુધિત; **-ખાળવું** વિ. ભૂખ લાગ્યા કરે એવા સ્વભાવનું; ખાઉધર; **૦મરો** પું. ભૂખથી થતી મરણ જેવી હાલત

**ભૂખરું** વિ. રાખોડી રંગનું

**ભૂગોળ** [સં.] પું. પૃથ્વીનો ગોળો; સ્ત્રી. પૃથ્વી ઉપરના દેશપ્રદેશોની અનેક પ્રકારની વિગતોને સાંચવતું શાસ્ત્ર કે વિદ્યા

**ભૂત** [સં.] વિ. થયેલું, વીતેલું; નપું. આકાશ વાયુ તેજ પાણી ને પૃથ્વા એ પાંચે તત્ત્વ; સચેતન પ્રાણી માત્ર; (લા.) પ્રેત-પિશાચ; **૦કાળ** [સં.] પું. વીતી ચૂકેલો સમય કે યુગ; **૦કાલીન** [સં.] વિ. ભૂતકાળમાં થયેલું, પ્રાચીન

**ભૂદેવ** [સં.] પું. બ્રાહ્મણ

**ભૂમિ** [સં.] સ્ત્રી. પૃથ્વી; જમીન; **–મિકા** [સં.] સ્ત્રી. પાયરી; નાટકનું પાત્ર કે એનું કામ; ટૂંકી પ્રસ્તાવના (ગ્રંથની)

**ભૂમિતિ** [સં.] સ્ત્રી. રેખાગણિત

**ભૂરકી** સ્ત્રી. (લા.) મોહની; જાદૂ મંત્ર

**ભૂરશી(–સી)** સ્ત્રી. લગ્ન વગેરે માંગલિક પ્રસંગને અંતે અપાતી બ્રાહ્મણોને રોકડ દક્ષિણા, ભૂયસી દક્ષિણા

**ભૂરું** વિ. રાખોડી આસમાની રંગનું; ગુલાબી ગોરા રંગનું

**ભૂલવું** અ. ક્રિ. ચૂક કરવી, પ્રમાદ કરવો; સ. ક્રિ. વિસ્મરણ કરવું; **ભૂલ** સ્ત્રી. ચૂક, ખામી; (લા.) ગેરસમઝ **ભુલકણું** વિ. ભૂલવાના સ્વભાવવાળું; **ભુલવણી** સ્ત્રી. ભૂલવું એ; **ભુલ–ભુલામણી** સ્ત્રી. ભૂલા પડી જવાય તેવી અટપટી રચના; **ભુલાવો** પું. ભૂલવું એ, ભ્રમ

**ભૂસકો** પું. ઊંચેથી નીચે પડવું એ, ધુબાકો, ધૂબકો; ઠેકડો

**ભૂસું** નપું. ઘઉં વગેરે અનાજની ફોતરી; ચવાણાનું એક મિશ્રણ, ભેળ

**ભૂંકવું** અ. ક્રિ. ગધેડાનું ભોંભોં કરવું

**ભૂંજવું** સ. ક્રિ. કડાયામાં નાખી શેકવું

**ભૂંડ** નપું. દાતરડાં ન હોય તેવી જાતનું ડુક્કર; **૦ણ,૦ણી** સ્ત્રી. ભૂંડની માદા; **–ડું** વિ. બીભત્સ દેખાવનું કે શબ્દવાળું; ખરાબ; (લા.) દ્વેષી

**ભૂંસવું** સ. ક્રિ. છેકી કાઢવું; (લા.) જાણે થયું જ ન હોય તેમ કરી નાખવું; **ભૂંસાડવું** સ. ક્રિ. (પ્રેરક) ભૂંસાય એમ કરવું

**ભેખ** પું. સંન્યાસી કે સાધુબાવાની દીક્ષા; દીક્ષા લીધા પછીનો પહેર-વેશ; (લા.) કામ પાર પડે એ રીતે કરવાની મનોવૃત્તિ

**ભેખડ** સ્ત્રી. કરાડ; ભાઠું

**ભેગ** પું. મિશ્રણ; **–ગું** વિ. એકઠું; મિશ્ર; **–ગાભેગું** વિ. અ. સાથોસાથ

**ભેજ** [સં.] પું. ભીનાશ

**ભેજું** નપું. મગજ; (લા.) હોશિયાર

**ભેટવું** સ. ક્રિ. આલિંગન આપવું; મુલાકાત કરવી; (લા.) લડવા માટે એકઠા મળવું; **ભેટ** સ્ત્રી. મુલાકાત, મેળાપ; બક્ષિસ; **ભેટાડવું** સ. ક્રિ. (પ્રેરક) ભેટે એમ કરવું; **ભેટિયો** પું. મંદિર વગેરેમાં ભેટ લાગા ઉઘરાવ-નારો મુનીમ કે કાસદ; **ભેટો** પું. મેળાપ

**ભેદ** [સં.] પું. જુદાપણું, તફાવત; પ્રકાર, વર્ગ; (લા.) છાની વાત; ફાટફૂટ; ૦વું સ. ક્રિ. આરપાર કાણું પડે એમ કંઈ કરવું; વચ્ચેથી બે ભાગ પડે એમ તોડવું; –દી વિ. (લા.) રહસ્યમય

**ભેરવાવું** અ. ક્રિ. સંડોવાવું; **ભેરુ** પું. સાથીદાર

**ભેળવવું** સ. ક્રિ. ભેગું કરવું, મિશ્રણ કરવું; સામેલ કરવું; **ભેળ** પું. મિશ્રણ; ભેગ; ભેલાણ; એક ચવાણું, ભૂંસું; **ભેલાડ** પું. ઊગેલા મોલમાં પશુ ચરાવવાં એ; બગાડ

**ભેંશ** (–સ) સ્ત્રી. ડેબું, મહિષી (એક દૂધાળું પ્રાણી)

**ભોગ** [સં.] પું. ભોગવવું–માણવું એ; ભોગવવાની સામગ્રી; દેવને ધરવાની સામગ્રી; પુષ્ટિમાર્ગીય મંદિરોમાં બપોર પછીના ઉત્થાપનનાં દર્શન બાદનું દર્શન; (લા.) માઠી દશા; બલિદાન; ૦વટો પું. ભોગવવાનો હક્ક; માલિકી હક્ક

**ભોગળ** સ્ત્રી. દરવાજા–બારણાંની અંદરની બાજુએ ભરાવવામાં આવતું આડું લાકડું કે આગળો

**ભોજ** પું. ભોજન-સમારંભ; **ભોજન** [સં.] નપું. જમવું એ, જમણ

**ભોજાઈ** સ્ત્રી. ભાભી

**ભોટવો** પું. માટીનો ચંબુ

**ભોડું** નપું. સાપ વગેરેનું માથું

**ભોણ** નપું. મૃદંગમાં લગાવાતો લોટનો પિંડો; દર; –ણિયું નપું. નરઘાંમાંનું નાનું, બાંયું

**ભોથું** નપું. મૂળિયાંનો ઝૂડો

**ભોદું** વિ. (લા.) ભદ્દું, જડ સ્વભાવનું

**ભોપું** વિ. મૂર્ખ; **ભોપાળું** નપું. પોકળ, પોલ; ભારે ગોટાળો

**ભોમિયું** વિ. જાણકાર; –યો પું. સ્થળ પહાડ વગેરેના જાણકારીવાળો પુરુષ

**ભોળું**,–ળિયું વિ. કૂડ કપટના ખ્યાલ વિનાનું, સાલસ

**ભોંકવું** સ. ક્રિ. અણીદાર પદાર્થથી વીંધવું

**ભોંઠું** વિ. ક્ષોભ પામેલું; –ઠપ સ્ત્રી. ભોઠાપણું

**ભોંય** સ્ત્રી. ભૂમિ, જમીન; શરીરની ચામડીના સપાટી

**ભ્રમ** [સં.] પું. સંદેહ; ૦ણ [સં.] નપું. ફરવું એ; ૦ણા સ્ત્રી. ભ્રમ, ભ્રાંતિ

**ભ્રષ્ટ** [સં.] વિ. ઊંચેથી પડેલું; (લા.) વટલેલું

## મ

**મકાન** [આ.] નપું. ઘર, પાકું બાંધેલું રહેઠાણ

**મકોડો** પું. કીડીના વર્ગનું કાળું જીવડું; ત્રાડાનો કે ઝાંઝર વગેરેનો પ્રત્યક આંકડો, મંકોડો; –ડી સ્ત્રી. નાનો મકોડો

**મક્કમ** વિ. દૃઢ ચિત્તનું, સ્થિર વિચારનું

**મખમલ** [આ.] નપું. સ્ત્રી. એક જાતનું રેશમી કાપડ

**મગજ** [ફા.] નપું. ખોપરી અંદરનો જ્ઞાનતંતુઓનો મુલાયમ જથ્થો, ભેજું; ફળનું મીંજ; (લા.) બુદ્ધિશક્તિ; ૦મારી સ્ત્રી. (લા.) માથાકૂટ

**મગજ** પું. ચણાનું વેસણ ઘી અને ગળપણની એક નાગરી મીઠાઈ; મગદળ

**મગજી** સ્ત્રી. કોઈપણ લૂગડાને સીવીને લગાવવામાં આવતાં બીજા રંગના કાપડની પટ્ટી

**મગદળ** પું. મગના લોટનો મગજ જેવો લાડુ; મગજ

**મગર, ૦મચ્છ** પું. પાણીનું એક હિંસ્ર પ્રાણી

**મચક** સ્ત્રી. ડગવું એ, પાછું હઠવું એ; **–કો** પું. (લા.) ગર્વ

**મચકોડવું, મચડવું** સ. ક્રિ. મરડવું, આંબળવું

**મચવું** અ. ક્રિ. તલ્લીન થવું, મંડવું, જોસમાં આવવું

**મચ્છર** પું. ડાંસ, **–રું,–લું** નપું. બારીક ઊડતી જીવાત

**મછવો** પું. મધ્યમ પ્રકારનું હોડકું

**મજબૂત** [અા.] વિ. દૃઢ; સબળ, શક્તિમાન; **–તી** સ્ત્રી. મજબૂતપણું

**મજરે** અ. સાટે, પેટે

**મજલ** સ્ત્રી. એક દિવસની મુસાફરી જેટલું અંતર; મજલ પૂરી થાય તે મુકામ; (લા.) મુસાફરી, ટપ્પો

**મજા,–ઝા** [ફા.] સ્ત્રી. આનંદ, લહેર, મોજ; ૦ક સ્ત્રી. મશ્કરી

**મજાગરું** નપું. મિજાગરું, બરડવું

**મજિયારું** વિ. સહિયારું, પંતિયાળું નપું. ભાગીદારી

**મજૂર** પું. નપું. શ્રમજીવી દહાડિયો; **–રી** સ્ત્રી. વૈતરું, મહેનત; (લા.) મજૂરીનું મહેનતાણું

**મજૂસ** પું. ચાર પાયાનો હાટિયાના ઘાટનો ઊભો માટીનો કે લાકડાનો જૂની પદ્ધતિનો કબાટ (જેમાં દૂધ દહીં વગેરે રહે, ને ઉપરની સપાટી ઉપર ગાદલાં ગોદડાં મૂકવામાં આવે)

**મટકું** નપું. કડોળમાં પડતી એક જીવાત

**મટકું** નપું. પાણીનું માટલું; **–કી** સ્ત્રી. નાનું માટલું, મથની, મટુકી

**મટકું** નપું. આંખની પલક; **મટમટાવવું** સ. ક્રિ. આંખના પલકારા કરવા

**મટવું** અ. ક્રિ. આળસવું; દૂર થવું; બંધ થવું; રોગમુક્ત થવું

**મઠ** [સં.] પું. સાધુનો આશ્રમ; વિદ્યાનું મથક

**મઠા(–ઠે)રવું** સ. ક્રિ. ટીપીને કે રંદો ફેરવીને સપાટ બનાવવું; ટાપટીપ કરવા

**મઠો** પું. દહીં ભાગીને બનાવેલો રગડ, જાડી છાશ

**મડું** નપું. મૃતદેહ, મડદું, શબ; **–ડાગાંઠ** સ્ત્રી. (લા.) છોડી છૂટે નહિ તેવી ગાંઠ

**મઢ** પું. માતાનું સ્થાનક; **–ઢી** સ્ત્રી. સાધુબાવાની નાની ઝૂંપડી; **–ઢૂલી** સ્ત્રી. નાની છાપરી

**મણકો** પું. વેહવાળો ગોળ કે લાંબો પારો; અંકોડો

**મણા** સ્ત્રી. ઊણપ, ખામી

**મત** [સં. નપું.] પું. અભિપ્રાય; સંપ્રદાય; **–તું,–ત્તું** નપું. કબૂલાતની સહી; **–તાદાર** વિ. (વેપારીને ત્યાંનો) ખાતેદાર; ગામમાંથી સરકારને ભરણું ભરાય એની સાખ કરનારો

**મતલબ** [આ.] સ્ત્રી. આશય; તાત્પર્ય, ભાવાર્થ; –**બી**, –**બિયુ**ં વિ. સ્વાર્થી
**મતા**, –**ત્તા** સ્ત્રી. માલમિલકત
**મતિ** [સં.] સ્ત્રી. બુદ્ધિ
**મથક** નપું. મુખ્ય સ્થાન, કેંદ્ર
**મથવું** સ. ક્રિ. વલોવવું; અ. ક્રિ. (લા.) પ્રયત્ન કરવો; મંડવું; –**ની** સ્ત્રી. વલોણાની ગોળી; નાની માટલી (ઠંડા પાણીની); **મથામણ** સ્ત્રી. (લા.) મહેનત, માથાફોડ
**મદ** [સં.] પું. ગર્વની મસ્તી; કેફની ખુમારી; –**દીલું** વિ. મદમસ્ત
**મદદ** સ્ત્રી. સહાયતા; ૦**ગાર**, ૦**નીશ** [ફા.] વિ. સહાયક
**મદાર** [આ.] પું. આધાર
**મધ** નપું. મધમાખીઓએ એકઠો કરેલો રસ; –**ધિયું** વિ. મધ જેવું ગીઠું
**મધ્ય**[સં.] વિ. વચ્ચેનું; નપું. વચલો ભાગ; ૦**કાલીન** [સં.] વિ. વચ્ચેના યુગમાં થયેલું; ૦**મ**[સં.] વિ. વચ્ચેનું; –**ધ્યાહ્ન** [સં.] પું. બ. વ. બપોરનો ભાગ
**મન** [સં.] નપું. ચિત્ત, અંત:કરણ; (લા.) ઇચ્છા; **મનસ્વી** [સં.] વિ. સ્થિરધીર-બુદ્ધિવાળું; (લા.) મનમોજી; તરંગી
**મનખો** પું. મનુષ્ય તરીકેનો જન્મારો
**મના** [આ.], ૦**ઈ** સ્ત્રી. બંધી, નિષેધ
**મનુષ્ય** [સં. પું.] પું. નપું. માણસ
**મફત** અ. વગર પૈસે, કાંઈ પણ ખર્ચ કે મળતર વિના; ફોગટ; ૦**નું**, –**તિયું** વિ. મફત લેનાર વાપરનાર; ફોગટિયું; મફતનો માલ ખાનારું
**મફલર** [અં.] નપું. ગલપટો
**મભ(–ભ્ભ)મ** વિ. મોઘમ

**મમરો** પું. ચોખાની ધાણીનો દાણો; (લા.) ઉશ્કેરણીનો બોલ
**મમળાવવું** સ. ક્રિ. મોંમાં આમતેમ ફેરવવું
**મરકવું** અ. ક્રિ. આછું હસવું, મલકવું
**મરકલું**, **મરકલડું** નપું. મરકવું એ
**મરઘું** નપું. કૂકડું; –**ઘી** સ્ત્રી. માદા કૂકડું; –**ઘો** પું. નર કૂકડું
**મરચું** નપું. તીખી રસોઈમાં એક ઉપયોગી શિંગ; –**ચી** સ્ત્રી. મરચાંનો છોડ; મરચાંના આકારનું એક દારૂખાનું
**મરજાદ** સ્ત્રી. મર્યાદા, મલાજો; સભ્યતા; વૈષ્ણવ–પુષ્ટિમાર્ગ સંપ્રદાયની ખૂબ શુદ્ધિ જાળવનારી એક આચાર–પ્રણાલી; –**દી** વિ. પુષ્ટિમાર્ગિય મરજાદ પાળનારું
**મરજી** [આ.] સ્ત્રી. ઇચ્છા; –**જીયાત** વિ. મરજી પ્રમાણેનું
**મરડવું** સ. ક્રિ. મચડવું; આમળવું; **મરડ** સ્ત્રી. પું., **મરડાટ** પું. મરડાવું એ; (લા.) ગર્વ; રીસ; લટકો; –**ડો** પું. આમ પડે એવો ઝાડાનો રોગ; અતીસાર; –**ડિયો** પું. માટીથી મિશ્રિત પ્રકારની ઝીણી કાંકરી, મરખી
**મરદ** પું. મર્દ, આદમી, પુરુષ; (લા.) બહાદુર માણસ
**મરવું** અ. ક્રિ.–નો પ્રાણ નીકળી જવો, નાશ પામવું; (લા.) ખુવાર થવું; નુકસાન ભોગવવું; –**ણ** [સં.] નપું. મરવું એ; મૃત્યુ; **મરો** પું. (લા.) મોતના જેવી સ્થિતિ, હેરાનગતી; **મરકી** સ્ત્રી. ગાંઠીયો તાવ, પ્લેગ

**મરવો** પું. નાની કાચી કેરી; તુલસીની જાતનો એક છોડ

**મરસિયો** પું. મૃત્યુગીત, રાજિયો

**મરહૂમ** [આ.] વિ. મરણ પામેલું, સ્વર્ગસ્થ; કૈલાસવાસી; વૈકુંઠવાસી

**મરા(-રે)ઠો** પું. મહારાષ્ટ્ર દેશનો વાસી કે વતની; **-ઠણ** સ્ત્રી. મરાઠા સ્ત્રી; **મરાઠી** વિ. મહારાષ્ટ્રને લગતું

**મરામત** સ્ત્રી. જીર્ણોદ્ધાર, સમારકામ

**મરોડ** પું. (અક્ષરનો) વળાંટ

**મર્મ** [સં. નપું.] નપું. શરીરમાંનું સુકોમળ સ્થાન; પું. ભેદ, છૂપી વાત; તાત્પર્ય; રહસ્ય

**મલક(-કા)વું** અ. ક્રિ. મંદમંદ હસવું; **મલકાટ** પું. મલકવું એ, આનંદ; **મલકૂડું** વિ. સહેજમાં મલકી જાય એવું; (લા.) ખુશામતિયું

**મલપતું** વિ. ઉમંગથી ઠઠારે ધીમેધીમે ચાલતું

**મલમ** પું. ગડગૂમડ વગેરે ઉપર ચોપડવાની દવાની લૂગદી

**મલાઈ** સ્ત્રી. દૂધ-દહીંની તર

**મલાજો** પું. મર્યાદા, અદબ; મર્યાદા બતાવવાની ક્રિયા

**મલોખું** નપું. સાંઠાનો ટુકડો; રેંટિયાની માળ ખસી ન જાય એ માટે બે ઢિંગલી વચ્ચે ખોસાતી સળી

**મલ્લ** [સં.] પું. પહેલવાન

**મવાલ(-ળ)** વિ. નરમ કે સમાધાનકારક વૃત્તિનું

**મવાલી** [ફા.] પું. ભિખારી; કંગાળ; (લા.) ગુંડો

**મશક** [ફા.] સ્ત્રી. પાણી ભરવાની ચામડાની કોથળી

**મશાલ** [આ.] સ્ત્રી. લાકડી ઉપર ચીંથરાં વીંટી-તેલ ઊંગી સળગાવવામાં આવતી દીવી; **૦ચી** પું. મશાલિયો

**મશી,-સી** [સં.] સ્ત્રી. મેશ; કાજળ; ગવાર વગેરેમાં પડતી કાળી જીવાત

**મશ્કરી** સ્ત્રી. મજાક, ઠઠ્ઠો, ટોળ; **-રું** વિ. ઠઠ્ઠાખોર

**મસ** પું. ચામડી ઉપર ઊગી આવતો કાળો દાણો; **-સો** પું. મસ; હરસના રોગનું નાનું આચળ

**મસ** સ્ત્રી. મેશ, કાજળ; **-સોતું** નપું. માલું, રસોઈ કરતાં ન દઝાય એ માટે વપરાતો કપડાનો ડૂચો

**મસળવું** સ. ક્રિ. ઘસીને ચોળવું, ગદળવું, મર્દન કરવું

**મસાણ** નપું. મુડદાં બાળવાની જગ્યા, સ્મશાન

**મસાલો** [આ.] પું. તેજાના; રસોઈમાં ધમધમાટ આવે એ માટેનો તેજાનાનો ભૂકો; સામગ્રી-સાધન

**મસીદ** સ્ત્રી. મસ્જિદ, મુસ્લિમોનું ધર્મસ્થાન

**મસ્ત,-સ્તાન** [ફા.] વિ. મદમાતું, ચકચૂર; **-સ્તી** સ્ત્રી. મસ્તપણું; (લા.) તોફાન

**મહંત** પું. મોટો સાધુ, મઠાધિકારી

**મહા,૦ન** [સં.] વિ. મોટું **-હિમા** [સં.] પું. મહત્તા; પ્રતાપ, યશ

**મહાલ** [આ.] પું. પરગણાનો એક ભાગ, તાલુકો; **૦કારી** પું. મહાલનો વહીવટદાર

**મહાલવું** સ. ક્રિ. માણવું, વરણાગિયા થઈ ફરવું

**મહાવત** પું. હાથીનો હાંકનાર

**મહાવરો** [આ.] પું. આદત, ટેવ, અભ્યાસ

**મહિનો** પું. વરસનો બારમો ભાગ, માસ; (લા.) માસિક પગાર

**મહિયર** નપું. સ્ત્રીને માતાનું ઘર, પિયર; **મહીસાટલું** નપું. લગન પછી વિદાય વખતે કન્યાને અપાતું સાટલું

**મહિયારી** સ્ત્રી છાશ વેચનારી

**મહિલા** સ્ત્રી. (કોઈપણ) સ્ત્રી

**મહેણું** નપું. માર્મિક વચન, ટોણો

**મહેતર** પું. ઢેઢનો મુખી; ઝાડુવાળો ભંગી (સામાન્ય); ૦ણુ,–રાણી સ્ત્રી. ઢેઢી

**મહેતલ** સ્ત્રી. મુદત, (વચ્ચેનો) સમય

**મહેતો** પું. શિક્ષક; ગુમાસ્તો, કારકુન; મુનીમ; –તાજી પું. શિક્ષક; મુનીમ; –તી સ્ત્રી. સ્ત્રીશિક્ષક

**મહેનત** સ્ત્રી. શ્રમ; પ્રયત્ન; -તાણું નપું. મહેનતનો આર્થિક બદલો; –ુ વિ. મહેનત કરનાર

**મહેમાન** પું.નપું. પરોણો; ૦ગીરી, –ની સ્ત્રી. પરોણાગત

**મહેર**,૦બાની સ્ત્રી. કૃપા, દયા; ૦બાન વિ. કૃપાળુ, દયાળુ

**મહેરામણ** પું. મહા અર્ણવ–મહાસાગર, દરિયો

**મહે(–હે)લ** પું., –લાત સ્ત્રી. રાજા બાદશાહની હવેલી

**મહેસૂલ** સ્ત્રી. જમીન ઉપરનો કર; રાજ્યની કુલ આવક

**મહોર** સ્ત્રી. છાપ; છાપવાળો સોનાનો સિક્કો, ગીની; ચલણી સિક્કો; –રું નપું. શેતરંજનો સોગઠું; મૂર્તિના મુખ ઉપર ચડાવવામાં આવતો સોના ચાંદીનો મુખાકૃતિ ખોભરો; –રો પું. સાપના તાળવામાં થતો એક ચપટો ગોળ પદાર્થ; મોઢામોઢ કરવામાં આવતો સામનો; મોખો; **મોરાપી** પું. બાતમીદાર; ગુનેગારને શોધી કાઢનાર

**મહોલ્લો, મહેલ્લો** પું. પા, પાડો; મોટી ફળી

**મળ** [સં] પું. મેલ, કચરો; વિષ્ઠા

**મળવું** અ. ક્રિ. જોડાવું, ભેળું થવું, એકરૂપ થવું; સમાન હોવું; હાથ લાગવું; **મેળવવું** સ. ક્રિ. (પ્રેરક) મળે એમ કરવું; **મેળ** પું. મળતાપણું; બનાવ, સંપ; રોજનો આવક જાવકનો હિસાબ; સરખાઈ, જોગવાઈ; સગવડ; **મેળવણ** નપું. દૂધમાં નાખવાનું આખરણ; **મેળો** પું. ઘણા માણસોનું એકઠા થવું એ; એકઠા થઈ માણવાનો ઉત્સવ; **મળાપ** પું. મળવું એ, ભેટો; **મેળે** અ. આપોઆપ, મેતે

**મળી** સ્ત્રી. પૈડાની નામાં ઊંજેલા દિવેલનો થતો ધૂળવાળો ચીકણો મેલ; હનુમાનની મૂર્તિ ઉપરનો સિંદુર ને તેલનો મેલ; ગોદડાંની થપ્પીનું ખોળિયું; એ ખોળિયામાંનો ગોદડાંનો સમૂહ

**મરવો** પું. નાની કાચી કેરી; તુલસીની જાતનો એક છોડ

**મરસિયો** પું. મૃત્યુગીત, રાજિયો

**મરહૂમ** [આ.] વિ. મરણ પામેલું, સ્વર્ગસ્થ; કૈલાસવાસી; વૈકુંઠવાસી

**મરા(-રે)ઠો** પું. મહારાષ્ટ્ર દેશનો વાસી કે વતની; **-ઠણ** સ્ત્રી. મરાઠા સ્ત્રી; **મરાઠી** વિ. મહારાષ્ટ્રને લગતું

**મરામત** સ્ત્રી. જીર્ણોદ્ધાર, સમારકામ

**મરોડ** પું. (અક્ષરનો) વળાંટ

**મર્મ** [સં. નપું.] નપું. શરીરમાંનું સુકોમળ સ્થાન; પું. ભેદ, છૂપી વાત; તાત્પર્ય; રહસ્ય

**મલક(-કા)વું** અ. ક્રિ. મંદમંદ હસવું; **મલકાટ** પું. મલકવું એ, આનંદ; **મલકૂડું** વિ. સહેજમાં મલકી જાય એવું; (લા.) ખુશામતિયું

**મલપતું** વિ. ઉમંગથી ઠઠારે ધીમેધીમે ચાલતું

**મલમ** પું. ગડગૂમડ વગેરે ઉપર ચોપડવાની દવાની લૂગદી

**મલાઈ** સ્ત્રી. દૂધ-દહીંની તર

**મલાજો** પું. મર્યાદા, અદબ; મર્યાદા બતાવવાની ક્રિયા

**મલોખું** નપું. સાંઠાનો ટુકડો; રેંટિયાની માળ ખસી ન જાય એ માટે બે ઢિંગલી વચ્ચે ખોસાતી સળી

**મલ્લ** [સં.] પું. પહેલવાન

**મવાલ(-ળ)** વિ. નરમ કે સમાધાન-કારક વૃત્તિનું

**મવાલી** [ફા.] પું. ભિખારી; કંગાળ; (લા.) ગુંડો

**મશક** [ફા.] સ્ત્રી. પાણી ભરવાની ચામડાની કોથળી

**મશાલ** [આ.] સ્ત્રી. લાકડી ઉપર ચીંથરાં વીંટી-તેલ સીંચી સળગાવવામાં આવતી દીવી; **૦ચી** પું. મશાલિયો

**મશી,-સી** [સં.] સ્ત્રી. મેશ; કાજળ; ગવાર વગેરેમાં પડતી કાળી જીવાત

**મશ્કરી** સ્ત્રી. મજાક, ઠઠ્ઠો, ટોળ; **-રું** વિ. ઠઠ્ઠાખોર

**મસ** પું. ચામડી ઉપર ઊગી આવતો કાળો દાણો; **-સો** પું. મસ; હરસના રોગનું નાનું આચળ

**મસ** સ્ત્રી. મેશ, કાજળ; **-સોતું** નપું. માલું, રસોઈ કરતાં ન દઝાય એ માટે વપરાતો કપડાનો ડૂચો

**મસળવું** સ. ક્રિ. ઘસીને ચોળવું, ગદળવું, મર્દન કરવું

**મસાણ** નપું. મુડદાં બાળવાની જગ્યા, સ્મશાન

**મસાલો** [આ.] પું. તેજાના; રસોઈમાં ધમધમાટ આવે એ માટેનો તેજાનાનો ભૂકો; સામગ્રી-સાધન

**મસીદ** સ્ત્રી. મસ્જિદ, મુસ્લિમોનું ધર્મસ્થાન

**મસ્ત,-સ્તાન** [ફા.] વિ. મદમાતું, ચકચૂર; **-સ્તી** સ્ત્રી. મસ્તપણું; (લા.) તોફાન

**મહંત** પું. મોટો સાધુ, મઠાધિકારી

**મહા,૦ન** [સં.] વિ. મોટું **-હિમા** [સં.] પું. મહત્તા; પ્રતાપ, યશ

**મહાલ** [આ.] પું. પરગણાનો એક ભાગ, તાલુકો; **૦કારી** પું. મહાલનો વહીવટદાર

**મહાલવું** સ. ક્રિ. માણવું, વરણાગિયા થઈ ફરવું

**મામો** પું. માનો ભાઈ; **-મી** સ્ત્રી. મામાની પત્ની; **-મેરું** નપું. મોસાળું, મામા તરફથી શુભ પ્રસંગે ભાણજાંને મળતી ભેટ; (લા.) એ પ્રસંગનો વરઘોડો

**માયા** [સં.] સ્ત્રી. ઈશ્વરની એક પ્રબળ શક્તિ; શાંકર વેદાંતમાં—જેનાથી આ જગત અને જગતના પદાર્થ દેખાય છે તેવી મિથ્યાદર્શન કરાવનારી અનાદિ શક્તિ ; (લા.) છળ પ્રપંચ; મમતા, હેત; ધન, દોલત

**મારવું** સ. ક્રિ. ('મરવું' નું પ્રેરક) પ્રહાર કરવો; હત્યા કરવી; (લા.) ચોરી કરવી, ખૂંચવી લેવું; **માર** પું. મારવું એ, પ્રહાર; **મારણ** [સં.] નપું. મારવાનો તાંત્રિક પ્રયોગ; ઝેરી કે કેફી પદાર્થની અસરનું નિવારણ; **મારામારી** સ્ત્રી. મારવામાં પરિણમતો ઝઘડો; **મારો** પું. મારી નાખવાનો ધંધો કરનારો; ઉપરાઉપરી ફેંકવા—મારવાની ક્રિયા

**મારફત** અ. વચમાં રાખીને, દ્વારા; સ્ત્રી. આડત, દલાલી; **-તિયો** પું. આડતિયો, દલાલ

**માર્ગ** [સં.] પું. રસ્તો, ઉપાય, મત, સંપ્રદાય; **-ર્ગી** વિ. રામદેપીરના પંથનું અનુયાયી; એ પંથના બાવાની જાતનું

**માલ** [આ.] પું. સામાન; ઢોર ઢાંખર; **૦ધારી** વિ. પું. ઢોર ઢાંખર પાળવાનો ધંધો કરનાર રબારી-ભરવાડ વગેરે જાતિનું; **૦પાણી** નપું. બ. વ. (લા.) મિષ્ટાન્ન

**માલિ(-લે)ક** [આ.] પું. સ્વામી, શેઠ; પરમેશ્વર; **-કી** સ્ત્રી. સ્વામીપણું, ધણી-હક્ક

**માલિશ** [ફા.], **(-સ)** સ્ત્રી. ચોળી ચાંપવું એ

**માલૂમ** વિ. જાણવામાં આવેલું

**માવઠું** નપું. કમોસમનો વરસાદ (ખાસ કરી માઘ મહિનાની આજુબાજુનો)

**માવું** અ. ક્રિ. સમાવું

**માવો** પું. દૂધને ઉકાળી કરવામાં આવતો ઘટ્ટ પદાર્થ ( જેમાંથી પેંડા વગેરે બને છે); ફળનો ગર

**માશી (-સી)** સ્ત્રી. માની બહેન; **-સો** પું. માસીનો ધણી; **મશિ(-સિ)-યાઈ** વિ. માસીને લગતું, માસીનું

**માસ** [સં.] પું. મહિનો; **-સિક** [સં.] વિ. મહિનાનું; નપું. મહિને પ્રસિદ્ધ થતું ચોપાનિયું, મહિને કરવામાં આવતું શ્રાદ્ધ; **-સીસો** પું. મરેલાં પાછળ દર મહિને કરવામાં આવતાં શ્રાદ્ધ અને બ્રહ્મભોજન

**માસ્તર** [અં.] પું. મહેતાજી, શિક્ષક; (પોસ્ટ રેલ મિલ વગેરેમાં) અમલદાર

**માહિત, ૦ગાર** પું. વાકેફગાર; **-તી, ૦ગારી** સ્ત્રી. વાકેફગારી

**માહે** [ફા.] અ. -નો મહિનો

**માહ્યરું** નપું. માનાને ઘેર લગ્ન વખતે વરકન્યાને બેસવાને માટેની માંડણી કે મંડપ; એ રીતે માંડણીમાં વરકન્યાને બેસવાની ક્રિયા

**માળ** પું. મેડો, મજલો; **૦ખું** નપું. સળિયા કે દોરડામાં પરોવી કે બાંધી કરવામાં આવેલો કાચો આકાર; ખાલી માળા કે પાંજરા જેવું ખોખું; હાડપિંજર; **૦વું** સ. ક્રિ. છાપરું છાજવું; **૦ણ** નપું. છાજ; **માળિયું** નપું. સરસામાન રાખવા છાપરા કે ધાબાની નીચે કરેલો મેડો; **માળો** પું. પક્ષીનું ઘર; ઘણાં માણસ રહી શકે તેવી અનેક માળવાળી મોટી મહેલાત (મુંબઈમાં હોય છે તેવી)

**માળા** [સં.] સ્ત્રી. હારડો, શૃંખલા; ક્રમિક સંકલના; **–ળી** પું. ફૂલઝાડ ઉછેરનારો ને ફૂલની માળા બનાવનારો; **–ળણ** સ્ત્રી. માળીની

**માંકડું** નપું. લાલ મોંનું વાંદરું; **–ડી** સ્ત્રી. માંકડાની માદા; ઘંટીના ઉપલા પડમાં બેસાડેલો લાકડાનો ટુકડો; ગોળી ઉપર ચપસીને બેસતો રવૈયાનો ભાગ; ઢોર બાંધવાની ભોળીમાં ગાળામાં રહેતો લાકડીનો ટુકડો; હળમાંનાં ઉપરને છેડે ખોસેલી નાની ડાંડી; ઘોડીની એક જાત

**માંચડો** પું. મંચ, ઊંચી માડણીની બેઠક; **માંચી** સ્ત્રી. નાની ચોરસ ખાટલી કે માંડણી

**માંજર** સ્ત્રી. તુલસી ડાંગર વગેરેની મંજરી

**માંજરું** વિ. બિલાડીના જેવી લીલી ભૂરી કીકીવાળું

**માંજવું** સ. ક્રિ. ઊટકવું; ઘસીને સાફ કરવું; **માંજો** પું. કાચ પાયેલી દોરી

**માંડવું** સ. ક્રિ. ગોઠવવું, મૂકવું; લખવું, નોંધવું; શરૂ કરવું; **માંડ** સ્ત્રી. શોભા માટે ગોઠવેલી માંડણી કે ઉતરડ; **માંડણી** સ્ત્રી. ગોઠવણી; માલની ઊભણી; **માંડમાંડ** અ. મહા-મુશ્કેલીથી, જેમ તેમ કરી; **માંડ-વાળ** સ્ત્રી. હિસાબ કે ઝઘડાનું નિરાકરણ

**માંડવો** પું. મંડપ; (લા.) દીકરી, કન્યા; **–વી** સ્ત્રી. નાનો મંડપ; નવરાત્રિમાં દીવા મૂકવા કરેલી માંડણી; જકાત વસૂલ કરવાનું થાણું; મુખ્ય બજાર; ભોંયશિંગ, મગફળી

**માંદું** વિ. બીમાર, આજાર; **માંદ** નપું., **માંદગી** સ્ત્રી. બીમારી, આજારી; **માંદલું** વિ. માંદું રહ્યા કરે તેવું; **મંદવાડ** પું. લાંબી ચાલેલી માંદગી

**માંસ** [સં.] નપું. શરીરમાંની માટી; **૦લ** [સં.] વિ. માંસે ભરેલું, મજબૂત સ્નાયુવાળું

**મિજાજ** [આ.] પું. ગુસ્સાવાળો સ્વભાવ; (લા.) પ્રકૃતિ, તબિયત; **–જી** વિ. મિજાજવાળું

**મિતિ** [સં.] સ્ત્રી. તિથિ

**મિત્ર** [સં. નપું.] પું. દોસ્ત

**મિનાર, –રો** પું. [હિં.] મસીદોના આગલા ભાગમાં સ્તંભના આકારનું રહેલું બાંધકામ, ટોડો

**મિનિટ** [અં.] સ્ત્રી. કલાકનો સાઠમા ભાગનો સમય
**મિયાં** [હિં.] પું. મુસ્લિમ ગૃહસ્થ; એનું સંબોધન
**મિલ** [અં.] સ્ત્રી. યંત્રથી ચાલતું (મોટું કાપડનું અને નાનું તેલ કે અનાજ પીસવાનું કે પાણી કાઢવાનું) કારખાનું
**મિલકત** [આ.] સ્થાવર જંગમ પૂંજી
**મિશ્ર, -શ્રિત** [સં.] વિ. ભેળવેલું; ભેળસેળવાળું
**મીટ** સ્ત્રી. મટકું માર્યા સિવાયની નજર
**મીઠું** વિ. ગળ્યા સ્વાદનું; મધુર સ્વાદનું; **-ઠાઈ** સ્ત્રી. મિષ્ટાન્ન
**મીઠું** નપું. લૂણ, નમક
**મીણ** નપું. મધપૂડામાંથી મધ કાઢી લીધા પછી કાઢવામાં આવતો ચીકણો પદાર્થ; **-ણિયું** નપું. મીણ ચડાવેલું કાપડ
**મીંચવું** સ. ક્રિ. (આંખોનું) બંધ કરવું; **મીંચામણાં** નપું. બ. વ. મીંચવું ખોલવું એ; એના વડે કરવામાં આવતી ઇશારત
**મીંજ** નપું. કોટલામાંનું બીજ
**મીંડલો** પું. માથાના વાળની સેરોને એકઠો વળ આપી ગૂંથવી એ; એનો આકાર; **-લી** સ્ત્રી. નાનો મીંડલો
**મીંડું** નપું. પોલું બિંદુ, શૂન્ય; **મીંડવવું** સ. ક્રિ. ખાતાવહીમાં ખાતાં ખતવતાં જતાં રકમ નીચે મીંડાં કરતા જવું
**મીંઢળ** નપું., પું. લગ્નપ્રસંગે વરકન્યાને કાંડે બાંધવામાં આવતું એક સૂકું ફળ, મદનફળ
**મીંઢું** વિ. પક્કું ખંધું, મનનો આશય બહાર સમજવા ન દે તેવું
**મીંદડું** નપું. બિલાડું, મીનડું; **-ડી** પું માદા મીંદડું; કૂવા વગેરેમાંથી પડેલો પદાર્થ કાઢવાની બિલાડી. **-ડો** પું નર મીંદડું, બિલ્લાડો
**મુકાદમ** પું. મજૂરકામની દેખરેખ રાખનાર
**મુકાબલો** પું. સરખામણી; યુદ્ધ વગેરેમાં સામનો
**મુકામ** [આ.] પું., નપું. રહેઠાણ; પડાવ, ઉતારો
**મુક્તિ** [સં.] સ્ત્રી. મોક્ષ; છુટકારો; **-ક્ત** [સં.] વિ. છૂટું
**મુખત્યાર** વિ. પૂરો પ્રતિનિધિ; **૦નામું** નપું. મુખત્યાર બનાવવાનું લખત; **-રી** સ્ત્રી. મુખત્યારપણું; સત્તા
**મુખ** [સં.] નપું. મોઢું; ચહેરો; આગલો ભાગ; નદી સમુદ્રમાં કે જ્યાં મળતી હોય તે ભાગ; **-ખિયો** પું. પુષ્ટિમાર્ગીય મંદિરનો મુખ્ય સેવા કરનારો અધિકારી; **-ખી** પું. ગામનો પટેલ; **-ખ્ય** [સં.] વિ. પ્રધાન, મોખરે રહેલું
**મુગટ** પું. માથા ઉપરનો પાઘના આકારનો એક શણગાર; રાજાનો તાજ
**મુગટો** પું. અબોટિયું, રેશમી વસ્ત્ર (પુરુષ માટેનું); **-ટી** સ્ત્રી. નાનો મુગટો
**મુચરકો** પું. જામીનખત

**મુજબ** વિ. પ્રમાણે, પેઠે, –ની જેમ
**મુજરો** પું. વાંકા વળીને કરવામાં આવતા સલામ; એ નિમિત્તે કે માંગલિક પ્રસંગોના દિવસોમાં સવારસાંઝ વગાડવામાં આવતાં ઢોલ શરણાઈ
**મુડદું** નપું. મરેલું શરીર, શબ, મડું
**મુદત** [આ.] નક્કી કરેલો સમય; સમયનો ગાળો
**મુદ્દલ** નપું. મૂળ થાપણ, મૂડી ; અ. તદ્દન; બિલકુલ; જરાપણ, સાવ
**મુદ્દો** પું. પુરાવો, પ્રમાણ, મૂલ હકીકત; તાત્પર્ય
**મુદ્રક** [સં.] પું. છાપનાર; –ણ [સં.] નપું. છાપવું એ; છાપ; –ણાલય [સં. પું. નપું.] નપું. છાપખાનું; **મુદ્રા** [સં.] સ્ત્રી. છાપ; સિક્કો; વીંટી; હાથે કે શરીરનાં અંગો પર મારેલી ધાર્મિક ચિહ્નોના રૂપમાં છાપ; નિશાન
**મુનિ** [સં.] પું. ઋષિ
**મુનીમ** પું. પેઢીનો મુખ્ય મહેતાજી
**મુરત** નપું. મુહૂર્ત, સારું ટાણું;– **તિયો** પું. (લા.)કન્યા માટે શોધાતો વર
**મુરબ્બી** [આ.] પું. વડીલ
**મુરબ્બો** [આ.] પું. ચાસણીમાં આથેલો કે ચડાવેલો કેરી આંબળાં વગેરેનો પાક
**મુલક** પું. દેશ
**મુલતવી** [આ.] વિ. મોકૂફ
**મુલાકાત** [આ.] સ્ત્રી. મેળાપ, સમાગમ
**મુલાયમ** [આ.] વિ. સુંવાળું, નરમ
**મુલ્લાં** [આ.] પું. મુસ્લિમ ધર્મનો પુરોહિત
**મુશાયરો** પું. કવિસંમેલન :(અરબી-ફારસી પદ્ધતિની કવિતાનું)
**મુશ્કેલ** વિ. અઘરું, કઠણ; –**લી** સ્ત્રી. મુસીબત
**મુસદ્દી** પું. મુત્સદ્દી, રાજદ્વારી પુરુષ
**મુસદ્દો** પું. લખાણનું કાચું માળખું, ખરડો
**મુસલમાન** [આ.] પું. ઇસ્લામધર્મનો અનુયાયી, મુસ્લિમ
**મુસાફર** [આ.] પું. પ્રવાસી, વટેમાર્ગુ
**મુસીબત** [આ.] સ્ત્રી. અડચણ, તકલીફ
**મુસ્લિમ** [આ.] વિ. ઇસ્લામધર્મનું; પું. મુસલમાન
**મુહૂર્ત** [સં.] નપું. માંગલિક કામનું શુભ ટાણું
**મુંજ** [સં.] નપું. દર્ભ જેવું એક પોચું ઘાસ
**મૂઉં** વિ. મરી ગયેલું
**મૂકવું** સ. ક્રિ. મુક્ત કરવું; છોડવું; સ્થાપિત કરવું, રાખવું, ધરવું; પહેરવું, ચડાવવું, ઘાલવું
**મૂછ** સ્ત્રી. પુરુષને ઉપલા હોઠ ઉપર ઊગતા વાળ; સિંહ સાપ બિલાડી વગેરે પ્રાણીને નાક પાસે થતા એવી જાતના વાળ
**મૂઠ** સ્ત્રી. મૂઠી; તલવાર વગેરેનો હાથો; એક મેલો માંત્રિક પ્રયોગ; –**ઠી** સ્ત્રી. હથેળીનો બીડો; –**ઠો** પું. મોટી મૂઠી

**મૂડી** સ્ત્રી. વેપાર ઉદ્યોગમાં રોકવામાં આવતી થાપણ; પૂંજી; **૦દાર** પું. પૈસાદાર; **૦વાદી** વિ. માત્ર પૈસા જ એકત્રિત કરવા અને બીજાનાં હિત ન વિચારવાં તેવા પ્રકારનું (માણુસ-ધનિક)

**મૂઢ** [સં.] વિ. મૂંઝાઈ સ્તબ્ધ બની રહેલું; (લા.) મૂર્ખ, ઠોઠ

**મૂત્ર** [સં.] નપું. પેશાબ; **મુતરડી** સ્ત્રી. પેશાબખાનું; **મૂતરવું** અ. ક્રિ. પેશાબ કરવો; **મુતરણું** વિ. વારંવાર પેશાબ જનારું; **મુતરાણું** વિ. પેશાબની જેને હાજત થઇ છે તેવું

**મૂમતી** સ્ત્રી. જૈન સાધુઓ મોઢે બાંધે છે તે ટુકડો

**મૂર્ખ** [સં.] વિ. બેવકૂફ, બુદ્ધિહીન; (લા.) અભણ; **–ર્ખાઈ** સ્ત્રી. મૂર્ખતા; **–ર્ખું**, **મૂરખું** વિ; મૂર્ખ

**મૂર્છા** [સં.] સ્ત્રી. બેશુદ્ધિ

**મૂર્તિ** [સં.] સ્ત્રી. ધાતુ પથ્થર લાકડું વગેરેનું કોતરેલું બાવલું, પ્રતિમા, સ્વરૂપ; સાચું (વ્યક્તિ)

**મૂલ્ય** [સં.] નપું. કીમત, **મૂલવવું** સ. ક્રિ. મૂલ્ય કરવું; (લા.) કદર કરવી

**મૂળ** [સં.] નપું. વનસ્પતિની જડ; મંડાણ, પાયો; નદીનું નીકળવાનું સ્થાન; **–ળાડું**, **ળિયું** નપું. જડ; **–ળી** સ્ત્રી. ઝીણા ઝીણા મૂળના ફણગા; **–ળો** પું. શાકમાં વપરાતું એક મૂળ

**મૂંગું** વિ. જેની બોલવાની ઇંદ્રિય અને સાંભળવાની ઇંદ્રિય કામ નથી કરતી તેવું; બોલતું બંધ રહેલું, શાંત

**મૂંજી** વિ. કંજૂસ

**મૂંઝાવું** સ. ક્રિ. મોહમાં કે ગૂંચવણમાં પડવું; **મૂંઝ** સ્ત્રી., **–ઝારો** પું શ્વાસ મૂંઝાવાનો એક રોગ; **મૂંઝવવું** સ. ક્રિ. (પ્રેરક) મૂંઝવણમા નાખવું, અકળાવવું; **મૂંઝવણ** સ્ત્રી. અકળામણ, ગભરામણ

**મૂંડવું** સ. ક્રિ. મુંડન કરવું, બોડવૂં; (લા.) છેતરવું; ચેલો બનાવવો; **મૂંડ,–ડી,** સ્ત્રી. **–ડો** પું. માથું, માથાનું તાલકું; **મૂંડાવવું** સ. ક્રિ. (પ્રેરક) મૂંડાય એમ કરવું; (લા) ખૂબ મહેનત કરવી; **મૂંડામણ** નપું. મૂંડવાનું મહેનતાણું; **મૂંડણ** નપું. મુંડન, માથું બોડવું એ; **મૂંડકું** નપું. બોડા માથાવાળું ; નપું. મૂંડ

**મેખ** [ફા.] સ્ત્રી. ખીલી; ફાચર

**મેઘ** [સં] પું. વરસાદ, **૦લી** વિ. સ્ત્રી. ઘેરાં વાદળાંવાળી (રાત)

**મેજ** [ફા.] સ્ત્રી. નપું. ટેબલ

**મેડો** પું. ઉપરનો માળ; માળિયું; **–ડી** સ્ત્રી. ઉપરનો નાનો માળ; અગાશીવાળું મકાન; અગાશી

**મેથી** સ્ત્રી. એક બિયું કે એની ભાજી; **–થિયું** નપું. મેથાનો હવેજ ભરી બનાવેલું આંથણું (કેરી ગૂંદા વગેરેનું)

**મેદ** [સં.] પું. ચરબી

**મેદની** સ્ત્રી. મનુષ્યોની ભીડ

**મેદાન** [ફા.] નપું. ખુલ્લી સપાટ જમીન

**મેરાઈ** પું. દરજી
**મેરા(-રે)યું** નપું. દિવાળીમાં ઊંબા-ડિયા જેવા કરવામા આવતી દીવડી
**મેલવું** સ. ક્રિ. મૂકવું; **મેલાણ** નપું. રકમનો કે દેવામાં છુટકારો; મુકામ
**મેલું** વિ. મલિન, ગંદું; (લા.) કપટી; **મેલ** પું. શરીર ઉપરનો સૂકો ગંદવાડ; ગંદકી; **મેલડી** સ્ત્રી. એક મેલી દેવી
**મેવો** [ફા.] પું લીલાં સૂકાં ફળ
**મેશ(-સ)** સ્ત્રી. મશી, કાજળ
**મેહ,-હુલો** પું. વરસાદ, મેઘ
**મેંઢું** નપું. ઘેટું; **-ઢી** સ્ત્રી. માદા ઘેટું; **-ઢો** પું. નર ઘેટું
**મેંદી** સ્ત્રી. હેના, એક વનસ્પતિ
**મેંદો** પું. ઘઉંને પલાળી સૂકવી દળી ફોતરી ઉડાડી કરવામાં આવતો બારીક લોટ, પરસૂદી
**મૈયત** [અ.] સ્ત્રી. મરણ; મુડદું
**મોઈ** સ્ત્રી. ગિલ્લી
**મોકલવું** સ. ક્રિ. રવાના કરવું; પહોંચાડવું
**મોકળું** વિ. મુક્ત, છૂટું, બંધન રહિત, ખુલ્લું
**મોકાણ** સ્ત્રી. મરેલા પાછળનું કાણ કૂટણું; (લા.) પીડા, આફત
**મોકૂફ** [અ.] વિ. રહેવા દીધેલું, મુલતવી રાખેલું
**મોકો** [અ.] પું. પ્રસંગ, લાગ
**મોક્ષ** [સં.] પું. મુક્તિ, છુટકારો
**મોખ** પું. મોકો, લાગ, પ્રસંગ
**મોખરો** પું. આગળનો સીનામાં આવતો ભાગ
**મોગરો** પું. એક ફૂલ-છોડ, કુંદ; નાના ઘૂમટ કે શિખર જેવો આકાર; દીવાની વાટનો ઉપરનો સળગી ગયેલો ગઠ્ઠો; એક શાક; **-રી** સ્ત્રી. હથોડી જેવું લોઢાનું કે લાકડાનું ઘંટ વગાડવાનું કે ખાંડવાનું ઓજાર; એક શાકના શિંગ; **-ર** સ્ત્રી. પલાળીને જેની ફોતરી કાઢી નાખી છે તેવી દાળ, છડિયાર દાળ; **-રેલ** વિ. નપું. મોગરાનું તેલ
**મોઘમ** વિ. મબ્હમ; મૂંઢ (માર)
**મોચી** પું. ચામડાં-જોડા સીવવાનો ધંધો કરતી જાતનો માણસ, જણસારી
**મોજ** [અ.] સ્ત્રી. આનંદ; (લા.) મરજી; **-જી,-જીલું** વિ. આનંદી
**મોજણી** સ્ત્રી. જમીનની માપણી
**મોજડી** સ્ત્રી. નાજુક કે કસબવાળી પગરખી
**મોજું** નપું. હાથ પગનું ઢાંકણ
**મોજું** નપું. પાણીનો તરંગ; **-જો** પું. મોટા (દરિયાઇ) તરંગ
**મોજે** અ. -ના મુકામે, -ગામે
**મોટું** વિ. મહાન, જબરું; (લા.) ઉદાર, સખી; પ્રતિષ્ઠિત; અગત્યનું, મહત્ત્વનું; **-ટપ,-ટમ,-ટાઈ** સ્ત્રી. મોટાપણું; **-ટિયાર** પું. મોટા કે જુવાન છોકરો
**મોટલો** પું ગાંસડો; **-લી** સ્ત્રી. ઘાસ વગેરેની નાની ગાંસડી

**મોડ** પું. શુભ પ્રસંગે સ્ત્રીને કપાળે મુંજની કે એવી સળીઓનો ભરેલો ઘાટ બાંધવામા આવે છે તે; (લા.) જોખમદારી; **૦બંધો** પું. જેને માથે મુગટ બાંધ્યો છે તેવો તાજો જ જુવાન બહાદુર રાજા; વરરાજા

**મોડું** વિ. નકકી કરેલા સમય પછીનું; અસૂરું; નપું. અસૂર, મોડા થવું એ

**મોઢું** નપું. મુખ, મોં; **–ઢિયું** નપું. સૌથી ઉપરનો ભાગ, ઢાંકણું; દીવાબત્તીની વાટ જેમાં રહે છે તે ભાગ; રેંટિયાંનું ત્રાક તથા ચમરખાં રહે છે તે ચોકઠું, ઢોરના મોઢા ઉપર બાંધવામા આવતી કોથળી

**મોત** નપું. મૃત્યુ, મરણ

**મોતી** નપું. છીપમાંથી નીકળતી એક દરિયાઈ કીમતી ચીજ, મુક્તા; **૦ચૂર** પું. કળીના લાડુ; **૦ઝરો** પું. શરીરે ઝીણી ફોલ્લીઓ થઇ આવે છે તેવો એક કાતિલ રોગ; **૦તિયું** નપું. છાપરાનાં નેવ તેમજ કરાની કિનારીએ નાખવામાં આવતું પાટિયું; **–તિયો** પું. મોતિયું; આંખની કીકી ઉપર જેમાં પડ બાઝે છે તેવો રોગ; **–તૈયો** પું. મોતીચૂર (લાડુ)

**મોદી** પું. અનાજ ઘી તેલ વગેરે ઘરસામાન વેચતો વેપારી; નેગ્તી

**મોભ** પું. છાપરા કે ધાબાના આધાર માટે વચ્ચે એક કરા ઉપરથી બીજા કરા સુધી પહોંચતું આડસર; **–ભારિયું**, **–ભિયું** નપું. છાપરા ઉપર મોભની માથેના નળિયાની કિનારીઓ ઢાકતું નળિયાનું ઢાંકણ– (મોટાં નળિયાં); **–ભી** પું. (લા.) ઘરનો મુખ્ય માણસ

**મોભો** પું. પ્રતિષ્ઠા, આબરૂ; દરજ્જો

**મોર**, **૦લો** પું. મયૂર પક્ષી

**મોર** પું. આંબા આંબલી વગેરેની ફૂલ–માંજર, **૦વું** અ. ક્રિ. માંજર આવવી, ફોરવું

**મોર** અ. આગળ, પહેલાં, મોખરે

**મોરચો** [ફા.] મોખરા ઉપરની લશ્કરી વ્યૂહરચના

**મોરડો** પું. ઘોડા બળદ ગાય વગેરેને બાંધવાનું ધાટીલું દોરડું, ગાળિયું; **મોરી** સ્ત્રી. ગાય ભેંસને બાંધવાનું દોરડું; **મોરડી** સ્ત્રી. નાનો મોરડો

**મોરલી** સ્ત્રી. નાની ભીભી તૂંબીનું એક વાદ્ય, મુરલી; વાસળી

**મોરસ** સ્ત્રી. (મૂળ 'મોરિશિયસ' ટાપુ-માંથી આવવાને કારણે) દાણાદાર ખાંડ

**મોરિ(–રૈ)યો** પું. સામા જેવું એક ખડધાન્ય

**મોરી** [ફા.] સ્ત્રી. ગંદા પાણીની નીક, ખાળ

**મોલ** પું. ખેતર વગેરેમાં ખીલતો પાક

**મોલવી** [આ.] પું. મુસલમાન વિદ્વાન

**મોલો** પું. વનસ્પતિમાં પડતી એક કાળી જીવાત

**મોવડ** પું. સ્ત્રી., **મોવાડું** નપું. મોખરાનો ભાગ; **મોવડી** વિ. મોખરાનું; પું. અગ્રેસર

**મોવાળો** પું. વાળ

**મોવું** સ ક્રિ. લોટમાં તેલ ઘીનો પાસ આપવો; તેલ–દિવેલથી અનાજને પાસ આપવો; કરમોવવું; **મોણ**, **મોવણ** નપું. મોવાની ક્રિયા; મોવાની ક્રિયામાં નાખવાનું ઘી તેલ દિવેલ વગેરે

**મોસમ** સ્ત્રી. ઋતુ **-મી** વિ. ઋતુનું
**મોસારયું** નપું. ણુકાનું
**મોસલ** પું. સરકારના હુકમથી તેડવા આવેલો ને તાકીદ કરનાર અમલદાર
**મોસંબી** સ્ત્રી. (મોઝાંબિક ટાપુમાંથી પ્રથમ આવેલું તેથી) લીંબુની જાતનું એક મીઠું ફળ
**મોસાળ** નપું. માતું પિયર; **-ળિયું** નપું. મોસાળ પક્ષનું; **-ળું** નપું મામેરું; **મોળાઈ** વિ. મોસાળને લગતું
**મોહ** [સં.] પું. મૂંઝવણ; બેહોશી; ભ્રમ, અજ્ઞાન; પ્યાર, આસક્તિ; **૦વું** સ. ક્રિ. મોહ પામવું; વારી જવું
**મોળિયું** નપું. કપડાંની ખાંપે કે પાઘડીને છેડે ચોડવામાં આવતો કસબી પટ્ટો
**મોળું** વિ. કોઈપણ જાતના વિશિષ્ટ સ્વાદ વિનાનું; ફિક્કું; (લા.) ઢીલું પોચું, કમતાકાત; **મોળ** સ્ત્રી. ઊલટીનો હીબકો; **મોળપ** સ્ત્રી. મોળાપણું
**મોં** નપું. મોઢું; **૦અદલો** પું મૌખિક સોદો; વળતર; **૦સૂઝણું** નપું. પરોઢિયું **મોંઘું** વિ. ભારે કીમતનું; (લા.) દુર્લભ, અતિપ્રિય; **-ઘવારી, -ઘાઈ** સ્ત્રી., **-ઘારથ(-ત)** નપું. મોંઘું હોવું કે મળવું એ
**મૌન** [સં.] નપું. મૂંગાપણું; મૂંગાપણાનું વ્રત
**મ્યાન** નપું. ધારવાળા હથિયારનું ઘરું
**મ્યાનો** પું. એક જાતની પાલખી
**મ્યુનિસિપાલિટી** [અં.] સ્ત્રી. સુધરાઈ ખાતું

## ય

**ય** અ. પણ
**યજમાન** [સં.] પું. માંગલિક કર્મ કરનાર ગૃહસ્થ; સત્કારક ગૃહસ્થ
**યજ્ઞ** [સં.] પું. એક વૈદિક હોમવિધિ; (લા.) સેવા અર્થે કરેલું જાહેર કર્મ
**યતિ** [સં.] પું. યોગી; જૈન સાધુ, જતિ; સ્ત્રી. પિંગળમાં છંદમાં આવતો વિરામ
**યત્ન** [સં.] પું. મહેનત
**યશ** [સં. નપું.] પું. જશ, કીર્તિ; **-સ્વી** [સં.] વિ. નામાંકિત
**યંત્ર** [સં.] નપું. સંચો; **યાંત્રિક** [સં.] વિ. યંત્રને લગતું; (લા.) કૃત્રિમ
**યાચવું** સ. ક્રિ. ભીખ માગવી; **યાચના** [સં.] સ્ત્રી. ભિક્ષા, માગણી
**યાતના** [સં.] સ્ત્રી. દેહપીડા
**યાત્રા** [સં.] સ્ત્રી. તીર્થસ્થાનોમાં જવું એ, જાત્રા; **-ત્રી, ૦ળુ** વિ. જાત્રાળુ
**યાદ** [ફા.] સ્ત્રી. સ્મરણ, ટાંચણ; **૦ગાર** વિ. યાદ રહે તેવું; **૦દાસ્ત** સ્ત્રી સ્મરણશક્તિ; **-દી** સ્ત્રી. વિગતવાર ટાંચણ, નોંધ
**યાર** [ફા.] પું. દોસ્ત; આશક
**યાળ** [તુર્કી] સ્ત્રી. સિંહની કેશવાળી
**યુક્તિ** [સં.] સ્ત્રી. તદબીર, કરામત; તર્ક
**યુગ** [સં.] પું. સત્ય ત્રેતા દ્વાપર અને કળિ એવા ચાર પૌરાણિક યુગોમાંનો દરેક; (લા.) જમાનો
**યુદ્ધ** [સં.] નપું. લડાઈ
**યુનિવર્સિટી** [અં.] સ્ત્રી. વિશ્વવિદ્યાલય, વિદ્યાપીઠ

**યુવક** [સં.] પું. જુવાન; **–તિ** [સં.] સ્ત્રી. જુવાન સ્ત્રી; **યુવાન** [સં. યુવા] યુવક; **યુવાવસ્થા** [સં.] સ્ત્રી. જુવાની

**યોગ** [સં.] પું. જોડાણ; મેળાપ; (લા.) ઉપાય; ચિત્તવૃત્તિનો નિરોધ; અવસર, પ્રસંગ; **–ગ્ય** [સં.] વિ. લાયક; ઘટતું, છાજતું; **–ગ્યતા** [સં.] સ્ત્રી. લાયકાત

**યોજવું** સં. ક્રિ. જોડવું; યોજના કરવી; **–ક** [સં.] વિ. યોજના કરનાર; **–ના** [સં.] સ્ત્રી. ગોઠવણ, વ્યવસ્થા; આયોજના, સંકલના

**યોનિ** [સં.] સ્ત્રી. ઉત્પત્તિસ્થાન; આદિકારણ; દેવ મનુષ્ય: પશુ પક્ષી વગેરેની તે તે જાતિ

## ર

**રકઝક** સ્ત્રી. (લા.) તકરાર; વાણીની ખેંચાખેંચી–તાણખેંચ

**રકમ** [આ.] સ્ત્રી. મોટી સંખ્યામાં નાણું; સંખ્યાનો આંક; (લા.) દાગીનો, ઘરેણું વગેરે કીમતી ચીજ; (લા.) લુચ્ચાઈ વગેરેમાં નમૂનેદાર માણસ

**રકા(–કે)બી** [ફા.]; સ્ત્રી. અડાળી, છીછરી નાની તાસક

**રક્ત** [સં.] નપું. લોહી; **૦વાહિની** [સં.] સ્ત્રી. લોહી વહેનારી નસ; **૦પિત્ત** [સં.] નપું. હાથ પગનાં આંગળાંમાથી લોહી પરુ નીકળવાનો રોગ

**રક્ષક** [સં.] વિ. રક્ષણ કરનાર; **–ણ** [સં.] નપું. રક્ષવું એ; **–વું** સ. ક્રિ. બચાવવું, પાળવું, સાંચવવું; **રક્ષા** [સં.] સ્ત્રી. રક્ષણ; રીખડી; રાખોડી

**રખડવું** અ. ક્રિ. ભટકવું, રઝડવું; **–પટ્ટી** સ્ત્રી. રખડરખડ કરવું એ; **રખડાઉ**, **રખડુ** વિ. ભટકતું, રઝડતું

**રખરખવું** અ. ક્રિ. અગ્નિની જાળ નીકળતી રહેવી, ધગધગવું

**રખે** અ. કદાચ

**રગ** [ફા.] સ્ત્રી. નસ; (લા.) વલણ

**રગ** [અં.] પું. નપું. બનૂસ

**રગડવું** સ. ક્રિ. પ્રવાહીને જાડું ઘૂંટવું; ચોળવું; (લા.) ખૂબ મહેનત કરાવવી; **રગડ**, **–ડો** પું. જાડો પ્રવાહી પદાર્થ

**રગદોળવું** સ. ક્રિ. ધૂળમાં ખરડાય એમ કરવું

**રગવું** સ. ક્રિ. કરગરવું, જાચવું; **રગિયું**, **રગીલું** વિ. રગવાના સ્વભાવનું

**રઘવાટ** પું. ઉતાવળમાં થતો ગભરાટ; **–ટિયું** વિ. રઘવાટ કરવાની ટેવવાળું

**રચવું** સ. ક્રિ. બનાવવું; **રચના** [સં.] સ્ત્રી. બનાવટ; ગોઠવણ

**રચ્યુંપચ્યું** વિ. (લા.) તલ્લીન, મશગૂલ

**રજ** [સં. નપું.] સ્ત્રી. બારીક કણ; ધૂળ; (લા.) વિ. થોડું, જરાક; **–જિયું** નપું. રજ રાખવાની ડબી, રેતદાની

**રજકો** પું. મેથીની જાતનું એક ઘાસ, ગદબ

**રજા** સ્ત્રી. પરવાનગી; છૂટી; રુખસદ
**રજાઈ** સ્ત્રી. થોડા રૂવાળું ધાટીલી સિલાઈનું ગોદડું
**રજિસ્ટર** [અં.] નપું. નોંધપત્રક
**રજૂ** [આ.] વિ. નજર સામે રાખેલું, હાજર કરેલું, **૦આત** સ્ત્રી. રજૂ થવું કે કરવું એ
**રઝળવું** અ. ક્રિ. રખડવું; **-પટ્ટી** સ્ત્રી. રખડપટ્ટી
**રટવું** સ. ક્રિ. વારેવારે બોલવું; **-ણ** નપું., **-ણા** સ્ત્રી. રટવું એ
**રડવું** અ. ક્રિ. રોવું, રુદન કરવું; **રડારોળ** સ્ત્રી. પોકેપોક મૂકી રોવું એ
**રડ્યુંખડ્યું** વિ. ભૂલું પડેલું; વેરવિખેર થયેલું; ભાગ્યેજ કોઈ
**રઢ** સ્ત્રી. લગની; (લા.) આગ્રહ, હઠ; **-ઢિયાળું** વિ. સુંદર દેખાવનું
**રણ** નપું. રેતીનું મેદાન
**રણ** [સં. પું.] નપું. સંગ્રામ, લડાઈ; લડાઈનું મેદાન
**રણકવું** અ. ક્રિ. ભેંસનું બરાડવું; **રણકાર, રણકો** પું. ધાતુની વસ્તુનો હદ્ય ખડખડાટ; અવાજ પૂરો થયા પછી નીકળતો કંપતો સૂર
**રણવાસ** પું. રાણીઓને રહેવાનું સ્થાન, રાણીવાસ, જનાનો
**રતન** નપું. આંખની કીકી
**રતલ** [આ.] સાડા આડત્રીસ તોલાને આશરેનું વજન; એ વજનનું કાટલું; **-લી** વિ. એક રતલના માપનું
**રતવા** પું. ચામડીનો એક ગંભીર પ્રકારનો વાત-રોગ
**રતાળુ** નપું. અંદરથી કિરમજી ઝાંય મારતું ખરસટ છાલનું એક કંદ; લીસી કિરમજી કે સફેદ છાલનું બીજું કંદ, સક્કરિયું
**રતી** સ્ત્રી. ચણોઠી જેટલું વજન
**રત્ન** [સં.] મણિ વગેરે કીમતી પથ્થર; (લા.) ઉત્તમોત્તમ વસ્તુ
**રથ** [સં.] પું. ઘૂમટવાળું ચાર પૈડાંનું એક વાહન; લડાઈની ગાડી
**રદ** [આ.] વિ. નકામું ગણેલું, બાતલ કરેલું; **-દિયો** પું. કહેલી વાતને રદ કરે તેવો ખુલાસો; **-દી** વિ. નકામું, રદબાતલ ગણેલું (કાગળનું લખાણ કપડાં વગેરે)
**રફ્તે રફ્તે** [ફા.] અ. ક્રમે ક્રમે, ધીમે ધીમે
**રફૂ** [આ.] નપું. તૂણવાનું કામ; **૦ગર** વિ. તૂણવાનું કામ કરનાર
**રફેદફે** અ. અસ્તવ્યસ્ત; ફનાફાનિયા
**રબડી** [હિં.] સ્ત્રી. બાસુંદી
**રબ(-બ્બ)ર** [અં.] નપું. એક ઝાડના રસનો બનતો સ્થિતિસ્થાપક પદાર્થ
**રબારી** પું. ગુજર પશુપાલક જાતિનો પુરુષ (ઉત્તર ગુજરાતનો); લૂણ પશુ-પાલક જાતિનો પુરુષ (સોરઠના દરિયા કિનારાનો); **-રણ** સ્ત્રી. રબારી સ્ત્રી

**રમવું** અ. ક્રિ. ખેલવું; આનંદ પામવો; **–કડું** નપું. રમવાની વસ્તુ, ખિલોનું; **–ખાણ** નપું. (લા.) મારફાડ, તોફાન; હુલ્લડ, ધિંગાણું; **–ઝટ** સ્ત્રી. (લા.) તડામાર ઝડી; **–ણ** [સં.] નપું. રમવાની ક્રિયા; **–ણી** [સં.] સ્ત્રી. સુંદર સ્ત્રી; **રમણીક** વિ. સુંદર; **રમણીય**-[સં.] વિ. સુંદર, મનોહર **રમાડવું** સ. ક્રિ. (પ્રેરક) રમે એમ કરવું; (લા.) બનાવવું, છેતરવું; **રમ્ય** [સં.] વિ. સુંદર

**રમૂજ** સ્ત્રી. મન ખુશ થાય તેવી ગમ્મત, વિનોદ; (લા.) મશ્કરી

**રવડવું** અ. ક્રિ. રખડવું, આથડવું; ધંધા ધાપા વિના રઝડવું

**રવદ** સ્ત્રી., પું. બ. વ. શરત, હોડ

**રવાઇ** સ્ત્રી.; **રવૈયો** પું. દહીં વલોવવાનો મંથન–દંડ

**રવાડી** સ્ત્રી.; ઉત્સવના દિવસોમાં દેવમૂર્તિને નાની પાલખીમાં લઈ ભજન કીર્તન સાથે કાઢવામાં આવનો વરઘોડો; દેવની એ પ્રસંગની પાલખી;**–ડો** પું. (લા.) ખોટી આદત, છંદ

**રવાના** [અ.], **–ને** સ્ત્રી. મોકલેલું, વિદાય કરેલું; **–નગી** સ્ત્રી. રવાના થવું એ, વિદાયગીરી

**રવેશ** [ફા.] પું. બહાર પડતો ઝરૂખો

**રવૈયું** નપું. નાનો ગોળ ભુટ્ટો

**રવૈયો** પું. રિવાજ, શિરસ્તો

**રવો** પું. કણીદાર લોટ; ધાતુના રસનો જામી જઈ બનેલો કણ; ગોળની ચાકા, ભીલું

**રસ** [સં.] પું. પ્રવાહી પદાર્થ; ફળ ફૂલ ડાળી વગેરેમાં રહેતું પ્રવાહી; ધાતુનું ઓગાળેલું પ્રવાહી; પારો; (લા.) જીભને થતો સ્વાદનો અનુભવ; કોઈ પણ વસ્તુ જોવા સાંભળવાથી થતો આનંદાસ્વાદ; એ રીતનો કાવ્યાસ્વાદ; પ્રીતિ, આનંદ; **–સિક** [સં.], **–સીલું** વિ. રસ ધરાવતું **રસાકશી(–સી)** સ્ત્રી. ચડસપૂર્વક ખેંચાખેંચી; **રસાયન(–ણ)** ધાતુ પારા વગેરેની ભસ્મવાળું ઔષધ; **રસાયનવિદ્યા** [સં.] સ્ત્રી., **રસાયનશાસ્ત્ર** [સં.] નપું. ભૌતિક પદાર્થોના ગુણ ધર્મની ચર્ચા કરતું શાસ્ત્ર; **રસી** સ્ત્રી. પરુ; **રસો** પું. શાક આંથણાં મુરબ્બા વગેરેનું રગડદાર પ્રવાહી; **રસોઇ** સ્ત્રી. રાંધવામાં આવેલી સામગ્રી; રાંધવાની ક્રિયા; **રસોઇયો, રસોયો** પું. રાંધનાર; **રસોયણ** સ્ત્રી. રાધનાર સ્ત્રી; **રસોડું** નપું. રાંધવાની જગ્યા, રાંધણિયું; **રસોળી** સ્ત્રી. શરીરની ચામડી ઉપર ઊપસી આવતો એક ગાંઠિયો રોગ

**રસાલો** પું. ઘોડેસવાર પલટન; (લા.) રાજા રજવાડાં કે અમલદાર તેમજ શ્રીમંત અને ગૃહસ્થ આચાર્યનો પરિવાર

**રસીદ** સ્ત્રી. પહોંચ; પાવતી

**રસ્તો** પું. માર્ગ; (લા.) ઉપાય

**રસ્સો** પું. જાડું દોરડું; **–સ્સી** સ્ત્રી. દોરડી

**રહેમ** સ્ત્રી. દયા, મહેરબાની

**રહેવું** અ. ક્રિ. વસવું; ઠરવું, ટકવું; સમાવું; શોભવું, અટકવું; શેષ વધવું; જીવવું; **રહીશ** વિ. રહેવાસી; **રહેઠાણ** નપું. રહેવાનું સ્થાન, વાસ; **રહેણાક** વિ. રહેવામાં વપરાતું (ઘર ; **રહેણી** સ્ત્રી. રહેવાની રીત; **રહેવાશી(-સી)** વિ. રહીશ, વતની

**રળવું** સ. ક્રિ. કમાવું; **-તર** નપું. કમાણી; **રળાઉ** વિ. રળતું, કમાતું; નફો થાય એવું

**રળિયાત** વિ. ખુશી, પ્રસન્ન **રળિયામણું** વિ. સુંદર, મનોહર

**રંગ** [સં. ફા.] પું. લાલ પીળો વગેરે ઝાંઇની ભકી કે પ્રવાહી, એનો દેખાવ; (લા.) આનંદ, મસ્તી; કેફ, નશો; આબરૂ, વટ; **રંગવું** સ. ક્રિ. રંગ ચડાવવો; **રંગત** સ્ત્રી. રંગની છટા

**રંગભૂમિ** [સં.] સ્ત્રી. નાટય ભૂમિ, 'થિયેટર'; **રંગભેદ** [સં.] પું. જાત પાંત વગેરે વચ્ચેનો ભેદ, **રંગાઈ** સ્ત્રી. રંગામણ; **રંગાટ** પું. રંગવાનું કામ અને કળા; **રંગાટી** પું. રંગવાનું કામ કરનારો; **રંગીન** [ફા.] વિ. રંગેલું; **રંગીલું** વિ. આનંદી, રસિયું; છેલબટાઉ; **રંગોળી** સ્ત્રી. જમીન ઉપર રંગો પૂરી ભાત પાડવી એ

**રંજ** [ફા.] સ્ત્રી. પું. દિલગીરી, ખેદ, દુ:ખ; **-જાડ** પું. બગાડ, નુકસાન; કનડગત; **રંજાડવું**; સ. ક્રિ. કનડગત કરવી

**રાઈ** સ્ત્રી. એક જાતનાં મસાલાનાં બી; **-ચતું** નપું. દહીંમાં રાઇની વાટેલી ભૂકી નાખી કાચાં ફળો વગેરેની કાતરી નાખી કરેલી એક વાની

**રાક્ષસ** [સં.] પું. તામસ પ્રકૃતિનો એક પૌરાણિક જાતિનો પુરુષ; **-સી** [સં.] સ્ત્રી. રાક્ષસ સ્ત્રી; વિ. રાક્ષસને લગતું; (લા.) ગંજાવર

**રાખ** સ્ત્રી. બળવાને અંતે રહી જતી રજ, વાની; **-ખોડી** વિ. રાખના રંગનું; સ્ત્રી. રાખ, વાની; **૦ડી** સ્ત્રી. અનિષ્ટમાંથી બચવાની ભાવનાએ બળેવને દિવસે બાંધવામાં આવતો સુશોભિત ફૂમતાંવાળો દોરો; ગર્ભવતી સ્ત્રીને કાંડે પાંચ મહિને બાંધવામાં આવતી માંગલિક દોરી કે ચાદાની પટ્ટી

**રાખવું** સ. ક્રિ. રક્ષણ કરવું, પાળવું, બચાવવું; સંઘરવું; ધારણ કરવું; ખરીદવું; **રખેવાળ** વિ. ચોકીદાર; **રખેવાળી** સ્ત્રી. ચોકી કરવી એ; **રખોપિયો** પું. ગામ કે ખેતરોનો રખેવાળ; **રખોપું, -લું** નપું. ચોકી કરવી એ

**રાગ** [સં.] આસક્તિ, મોહ; (લા.) બનતી, મેળ; ક્રોધ; સંગીતની સાત સ્વરોના પલટામાંથી ઊભી થતી સ્વતંત્ર દરેક તાનૂબાજી; અવાજ, સૂર; **૦ડો** પું. (લા.) ગાવાનો કે રોવાનો લાંબો સાદ

**રાચવું** અ. ક્રિ. શોભવું; રાજી થવું; **રાચ, રાચરચીલું** નપું. ઘરવખરી

**રાજગરો** પું. ફરાળમાં કામ આવતું એક ખડધાન્ય

**રાજા** [સં.] પું. રાજ્ય કરનાર પુરુષ; ગંજીફાનાં પત્તાંમાંનો બાદશાહ; (લા.) ભોળો ને ઉદાર સ્વભાવનો પુરુષ; **–જકારણ** [સં.] નપું. રાજ; વિષય; **–જધાની** [સં.] સ્ત્રી. રાજ્યનું પાટનગર; **–જભોગ** [સં.] પું. વૈષ્ણવ પુષ્ટિમાર્ગીય મંદિરમાં બપોર પહેલાં ધરાવવામાં આવતો મુખ્ય ભોગ; **–જરોગ** [સં.] પું. ક્ષયનો રોગ, ધાસણી, ટી.બી.; **૦શાહી, –જશાહી** વિ. સ્ત્રી. રાજાની મરજી પ્રમાણેના શાસનવાળું રાજ્ય; **–જસભા** [સં.] સ્ત્રી. ખાસ વર્ગના પ્રતિનિધિઓની ધારાસભા; **–જસ્થાન** [સં.] પું. જ્યાં રાજાઓનું રાજ્ય હતું તેવો રાજપૂતાનાનો પ્રદેશ; **–જ્ય** [સં.] નપું. રાજસત્તાની હકૂમતનો પ્રદેશ

**રાજિયો** પું. મરેલાંને ઉદ્દેશી ગવાતું શોકગાન, મરસિયો

**રાજી** [આ.] વિ. ખુશ; સ્ત્રી. ખુશીપો; **૦પો** પું. રાજી હોવા પણું

**રાડ** સ્ત્રી. બૂમ, અવાજ; (લા.) તકરાર, કજિયો; ફરિયાદ

**રાડું** નપું. જુવાર બાજરીનો સાંઠો

**રાણી** સ્ત્રી. રાજાની પત્ની; રાજગાદી પર બેઠેલી સ્ત્રી; ગંજીફામાં રાણીનું પાનું; **૦વાસ** પું. રણવાસ, જનાનો

**રાણો** પું. રાજપૂત રાજા; (લા.) ગોલા રાણાના જાતનો પુરુષ

**રાત** સ્ત્રી. રાત્રિ; **રતોવાઈ, રાતોરાત** અ. રાતે ને રાતે; **રતાંધળું** વિ. રાતે ન દેખતું

**રાતું** વિ. લાલ રંગનું; **રતુંબડું, રતૂમડું** વિ. લાલાશ પડતું

**રાન** નપું. જંગલ; **–ની** વિ. જંગલી

**રાફડો,૦ડો** પું. ઊધઈએ કરેલો ઉકેરો (જેમાં સાપ ઉંદર વગેરે રહે); **રાફી** સ્ત્રી. હાથીપગાનો રોગ

**રાબ,૦ડી** સ્ત્રી. કાંજી, ઘેંસ

**રાબેતો** પું. ધારો, રિવાજ

**રાભું** વિ. (લા.) અણઘડ, જડ જેવું જાડું મોટું

**રામ** [સં.] પું. ઇક્ષ્વાકુ વંશના રાજા દશરથનો પાટવી પુત્ર—એક ઈશ્વરાવતાર; પરશુરામ; બળરામ; (લા.) પ્રાણ, જીવ; બળ, તાકાત; **૦પાત્ર** [સં.] નપું. શકોરું; **–મૈયો** પું. સૂંઢ વિનાનો કોશ (કૂવામાંથી પાણી ખેંચવાનો); **–મો** પું. (લા.) ઘરકામ કરવાવાળો નોકર; **–મોશી (–સી)** [મરા.] પું. પહેરેગીર, ચોકીદાર, (મૂળ સહ્યાદ્રિના વતની ઘાટી લોકો મુંબઇમાં આવી ચોકી અને ઘરકામ કરવા લાગ્યા એ ઉપરથી)

**રાયકો** પું. રબારી

**રાવ** સ્ત્રી. ફરિયાદ; ચાડી

**રાશ** સ્ત્રી. બળદ અને ઘોડાનું દોરડું

**રાશ** સ્ત્રી. બ્યાજસુદ્ધલ

**રાશિ** [સં.] સ્ત્રી. ૨૭ નક્ષત્રોનાં દર સવાબે નક્ષત્રે એક એવાં બાર ઝૂમખાનું પ્રત્યેક 'મેષ' વગેરે

**રાશી** વિ. ખરાબ, નપાવટ

**રાષ્ટ્ર** [સં.] નપું. એક જ શાસન નીચેનો દેશ; **૦ધ્વજ** [સં.] પું. રાષ્ટ્રનો વાવટો; **૦પતિ** [સં.] પું. રાષ્ટ્રની મહાસભાનો પ્રમુખ **૦ભાષા**; [સં.] સ્ત્રી. આખા રાષ્ટ્રમાં વ્યવહારને માટે સ્વીકારાયેલી: મુખ્ય ભાષા; હિંદી **૦ષ્ટ્રીય** [સં.] વિ. રાષ્ટ્રને લગતું

**રાસ** [સં.] પું. એક ગાણા–બજાણા સાથેનું નૃત્ય એવા નૃત્યમાં ગવાતું ગીત; **૦ડો** પું. બનેલા ઐતિહાસિક બનાવની હકીકત સાચવતું લાંબું ગીત; સ્ત્રીઓ મળી રાસ ગાતાં ગોળાકારે તાલમાં ઘૂમે એ

**રાહ** [ફા.] પું. રસ્તો, માર્ગ; સ્ત્રી. રીત, ચાલ; (લા.) વાર, પ્રતીક્ષા; **૦દારી** વિ. રસ્તે ચાલનારું; વટેમાર્ગુ

**રાહત** [આ.] સ્ત્રી. દુ:ખ કે તકલીફમાં અપાતી મદદ

**રાંક,–કું** વિ. ગરીબ, નરમ પ્રકૃતિનું; (લા.) ભિખારું

**રાંગ** સ્ત્રી. કોટ-કિલ્લાના દીવાલ; ઘોડે-સવારી; ઊભા બે પગ વચ્ચેનો કોલો

**રાંટું** વિ. પગની આડે પગ આવે એમ ચાલતું; **રાંટ** સ્ત્રી. પગની એ જાતની વાંકાઈ

**રાંડવું** અ. ક્રિ. ધણીનું મરી જવું, વિધવા થવું; **રાંડ** સ્ત્રી. વિધવા; (લા.) વેશ્યા સ્ત્રી; **રંડીબાજ** વિ. પું. વ્યભિચારી પુરુષ

**રાંઢવું** નપું. દોરડું

**રાંધવું** સ. ક્રિ. ખોરાક પકવવો; **–ણ** નપું. રાંધવાની ક્રિયા; સ્ત્રી. રસોઈનો ધંધો કરનારી સ્ત્રી; **–ણિયું** નપું. રસોડું; **–ણું** નપું. રાંધવાની ક્રિયા; રસોડું

**રાંપ, ૦ડી** સ્ત્રી. ખેતરમાં નકામું ઊગેલું ઘાસ કાઢી નાખવાનું ઓજાર **–પી** સ્ત્રી. મોચીનું પહોળા પાનાનું એક ઓજાર

**રિક્ષા** [અં.] સ્ત્રી. માણસથી ખેંચાતી બે પૈડાંની ગાડી; ત્રણ પૈડાંની માણસ બેસી ચલાવે ને બે માણસ પાછળ બેસી શકે તેવી સાદી કે મોટર–યંત્ર વાળી ગાડી

**રિવાજ** [આ.] પું. ચાલ, ધારો, રસમ

**રી(–રીં)ખવું** અ. ક્રિ. ઘૂંટણિયે ચાલવું (બાળકનું)

**રીઝવું** અ. ક્રિ. ખુશ થવું; **રીઝ** સ્ત્રી. ખુશી, આનંદ; સંતોષ; **રીઝવવું** સ. ક્રિ. (પ્રેરક) ખુશ કરવું; **રિઝવણી** સ્ત્રી. ખુશ કરવું એ

**રીત** સ્ત્રી. પ્રકાર, ચાલ; રિવાજ, રસમ; (લા.) કરિયાવર

**રીબવું** સ. ક્રિ. જુલમ કરવો, કચડવું; **રિબાવણી** સ્ત્રી. જુલમ

**રીસ** સ્ત્રી. ગુસ્સો; **રિસાવું** અ. ક્રિ. ગુસ્સો કરવો; રીસમાં અલગ જઈ રહેવું કે બેસવું; **રિસામણી** સ્ત્રી. લાજાળુનો છોડ (જેને અડવાથી પાંદડાં તરત બિડાઈ જાય છે); **રિસામણું** નપું. રિસાવાની ક્રિયા

**રીંછ** નપું. શરીરે ખૂબ વાળવાળું કાળા રંગનું એક હિંસ્ર પ્રાણી

**રુઆબ** [આ.] પું. રોફ, પ્રભાવ, ઓ

**રુક્કો** [આ.] પું. મકાન વેચાણ-ગિરો વગેરેનો દસ્તાવેજ, ખત

**રુખસદ** [આ.] સ્ત્રી. બરતરફી, ફરજિયાત રજા

**રુચવું** અ. ક્રિ. ગમવું; **રુચિ** [સં.] સ્ત્રી. ગમો, ઇચ્છા, ભાવ

**રુશવત** સ્ત્રી. લાંચ

**રૂ** નપું. બી કાઢી લીધેલો કપાસ; આંકડાની એ રીતની વસ્તુ

**રૂખ** સ્ત્રી. બજારનું વલણ; ભાવતાલ

**રૂઝવું**, **રુઝાવું** અ. ક્રિ. શરીર પરના ઘારામાં ચામડી આવવી; **રૂઝ** સ્ત્રી. રુઝાવું એ

**રૂઠવું** અ. ક્રિ. ગુસ્સો કરવો

**રૂડું** વિ. રૂપકડું સુંદર; ઉત્તમ; **-ડપ** સ્ત્રી. રૂડાપણું

**રૂઢ** [સં.] વિ. ઘણા સમયથી વપરાશ થયે દૃઢ બનેલું; **-ઢિ** [સં.] સ્ત્રી. રૂઢ થયેલો રિવાજ

**રૂપ** [સં.] નપું. આકાર, દેખાવ; (લા.) સૌંદર્ય; પ્રત્યયો લાગી થયેલું શબ્દસ્વરૂપ; **૦રેખા** [સં.] સ્ત્રી. આછો ખ્યાલ, ટૂંકું બ્યાન; **-પાળું** વિ. સુંદર રૂપવાળું; **-પું** નપું. ચાંદી નામક ધાતુ; **-પિયો** પું. સોળ આનાની કીમતનું રૂપાનાણું

**રૂબરૂ** [ફા.] અ. સમક્ષ, હરુભરુ

**રૂમાલ** [ફા.] પું. હાથ મોં લોવાનો કાપડનો ટુકડો

**રૂ(-રું)વું** નપું. શરીર ઉપર ઊગતા નાના વાળમાંનો દરેક; **રૂંવાંટી**, **રુવાંટી** સ્ત્રી. તદ્દન ઝીણાં રૂવાં; **રૂંવાડું** (-ડું), **રુવાડું** (-ડું) નપું. રૂવું

**રૂસણું** નપું. રિસામણું

**રૂંગું** નપું. આંસુનું ટપકું

**રૂંછું**,**-છડું** નપું. ટૂંકો વાળ કે તાંતણો

**રૂંધવું** સ. ક્રિ. ગૂંગળાવવું; રોકવું; **રૂંધામણ** સ્ત્રી. ગૂંગળામણ

**રેખ** સ્ત્રી. રેખા; (લા.) દાંતે જડાવેલી સોનાની ટપકી; **રેખા** [સં.] સ્ત્રી. રેખ, લીટી, આંકો; **રેખાંશ** [સં.] પું. ઉત્તર અને દક્ષિણ ધ્રુવમાંથી પસાર થતી નકશામાંની રેખા

**રેચ** [સં.] પું. જુલાબ; ચોમાસામાં પાણીની ભીનાશથી જમીનમાંથી ઉપર છૂટતી પાણીની ફૂટ; **૦ક** [સં.] વિ. જુલાબ કરે એવું

**રેજો** [ફા.] પું. કોરા કાપડનો ટુકડો

**રેડવું** સ. ક્રિ. પ્રવાહીની ધાર કરવી; નીચેના પદાર્થ ઉપર પડે એ રીતે નાખવું; **રેડ** પું. જાડું રગડા જેવું

**રેડિયો** [અં.] પું. દોરડાં વિના અવાજને દૂર સુધી પહોંચાડનારું યંત્ર

**રેડો** પું. વાછડો; નર હરણ ( કાળિયર નહિ )

**રેઢું** વિ. સંભાળ વિના રખડતું; **-ઢિયાળ** વિ. ધણી વિના રખડતું; (લા.) જ્યાં ત્યાં રખડતું, રખડુ

**રેણ** નપું. ધાતુ-પદાર્થોની સાંધનું ઝારણ

**રેતી** સ્ત્રી. વેળુ, પથ્થરનો ઝીણો ભૂકો; **-તાળ** વિ. રેતીમય, રેતીથી ભરેલું; **-તિયું** નપું. રજિયું, રજપાત્ર

**રેફ** [સં.] પું. અક્ષર ઉપર ચડતી 'ર'-કારની માત્રા

**રેબઝેબ** અ. પસીનાથી નીતરતું હોય એમ

**રેલ,૦વે** [અં.] સ્ત્રી. યંત્રથી ચાલતી આગગાડી; **૦ભાડું** નપું. આગગાડી-માં જવા આવવાનું નૂર; **૦વે-લાઈન** [સં.] સ્ત્રી. રેલમાર્ગ

**રેલ(-લા)વું** અ. ક્રિ. પાણીનું ફરી વળવું; **રેલ** સ્ત્રી. પાણીનું પૂર; **રેલ-સંકટ** નપું. પાણીના પૂરથી ઊભું થયેલું લોક અને જાનમાલ ઉપર સંકટ; **રેલો** પું. પાણીનો આછો તદ્દન સાંકડો પ્રવાહ; **રેલમછેલ** સ્ત્રી. પાણીનું ફરી વળવું એ; (લા.) પુષ્કળતા

**રેવડી** સ્ત્રી. ખાંડ કે ગોળની ચાસણીમાં સેકેલા કે કાચા તલની એક વાની; (લા.) ફજેતી

**રેવવું** સ. ક્રિ. રેણ કરવું, ઝારવું

**રેવાલ** વિ. સ્ત્રી. કૂદે નહિ છતાં વેગ-વાળી ઘોડાની ચાલ

**રેશન** [અં.] નપું. ભાગે પડતું નક્કી કરેલું સીધું સામાન

**રેશમ** નપું. એક જાતના કીડાની લાળ-માંથી બનેલા તંતુ અને એનું કાપડ

**રેસો** પું. ઝાડ-ફળ-ફૂલનો તાંતણો; **-સાદાર** વિ. રેસાવાળું

**રેંકડો** પું. **-ડી** સ્ત્રી., નાની બળદ-ગાડી

**રેંટ** પું. વાવ-કૂવામાંથી પાણી કાઢ-વાનું ઢોચકાંવાળું ચક્ર-યંત્ર, પાવઠી; **-ટિયો** પું. હાથે સૂતર કાંતવાનું ચક્ર-યંત્ર

**રેંડલો, રેંલ્લો** પું. નાનો વાછડો; **રેંડલી, રેંલ્લી** સ્ત્રી. નાની વાછડી

**રેંસવું** સ. ક્રિ. હથિયારથી ચીરી ફાડી નાખવું, કતલ કરવી

**રૈયત** [અ.] સ્ત્રી. પ્રજા

**રોકવું** સ. ક્રિ. અટકાવવું; આંતરવું; (લા.) કામે વળગાડવું, નોકરીમાં રાખવું; વેપાર ધંધામાં નાખવું (નાણું વગેરે); **રોક(૦ટોક)** સ્ત્રી. રુકાવટ; વિ. રોકડું; **રોકડ** વિ. રોકડું; સ્ત્રી. રોકડા પૈસા; **રોકડમેળ** પુ. રોકડી આવક જાવકના હિસાબ-નો ચોપડો; **રોકડિયું** વિ. રોકડો જ (ઉધાર નહિ એવો) વેપાર ૯કે લેવડદેવડ કરનારું; **રોકત** સ્ત્રી. રોકવું એ; **રોકાણ** નપું. રોકવું એ; રોકાવું એ; ખોટીપો; **રુકાવટ** સ્ત્રી. રોકવું એ, અટકાયત

**રોગ** [સં.] પું. શરીરમાં થતો બિગાડ, વ્યાધિ; **૦ચાળો** પું. રોગનો ફેલાવો; **-ગી** [સં.], **-ગિયું,-ગીલું** વિ. રોગવાળું બિમાર; **રોગિષ્ઠ** [સં.] વિ. ખૂબ રોગી

**રોગાન** [ફા.] પું. તેલ મીણ લાખ વગેરેનું એક જાતનું મિશ્રણ (લૂગડાં પર લગાવવાનું)

**રોચું** વિ. નકર્યું, કેવળ
**રોચક** [સં.] વિ. મનને ગમે તેવું
**રોજ** [ફા.] પું. દિવસ; નપું. (લા.) એક દિવસની મજૂરી; અ. હંમેશાં; **૦ગાર** પું., **૦ગારી** સ્ત્રી. કામધંધો; **૦નીશી** [ફા.] સ્ત્રી. રોજનાં કામોની કે અનુભવોની નોંધણી; એવી નોંધણીની પુસ્તિકા; **૦બરોજ** [ફા.] અ. રોજ રોજ; **૦મેળ** પું. દરરોજના હિસાબનો ચોપડો; **-જી** સ્ત્રી. રોજગાર; રોજની આવક; ગુજરાન
**રોજો** [અ.] પું. મુસલમાન ધર્મગુરુ કે નવાબ-બાદશાહની સારી ઇમારતબંધ કબર; મુસલમાનનો દિવસ વખતનો ધાર્મિક ઉપવાસ (જેમાં પાણી તો શું પણ થૂંક પણ ગળે ન ઉતારાય)
**રોઝ** નપું. ઘોડાને મળતું પણ ફાટેલી ખરીવાળું હરણની જાતનું પશુ; **-ઝી** સ્ત્રી. એક જાતની ઘોડી
**રોટલો** પું. હાથે કે થાપા બનાવેલી ભાખરી; **-લી** સ્ત્રી. વણીને બનાવેલી પતલા પડની ભાખરી
**રોઠું** નપું. સુકાઈ ચીમળાઈ ગયેલું કાચું સોપારી; **-ઠો** પું. સોપારીનું ફળ; રૂઝ
**રોડું** નપું. ઈંટનો તૂટેલો ટુકડો;
**રોદણું** નપું. (લા.) વાતકની કથની;
**રોન** [અં. 'રાઉન્ડ'] સ્ત્રી. રાતના ચોકી માટે ફરવું એ; (લા.) રોનની પોલીસ
**રોનક** [અ.] સ્ત્રી. ભપકો

**રોપવું** સ. ક્રિ. ખોડવું; વાવવું; **રોપ** [સં.] પું. રોપવા માટે તૈયાર કરેલ રોપો; **રોપણી** સ્ત્રી. રોપવું એ, વાવણી; **રોપો** પું., **રોપું** નપું. છોડ
**રોફ** પું. રુઆબ, ભપકો, દબદબો; (લા.) સરસાઈથી કરવામાં આવતી દબાવણી
**રોલું** વિ. બાઘું, મૂર્ખ, રોંચું
**રોવું** અ. ક્રિ. રડવું; સ. ક્રિ. તે રડવું; **-ણું** નપું. રડવું એ, રુદન; **-તડ** (**-ડું**,**-લ**,**-લું**) વિ. ઝટઝટમાં રોઈ પડે એવું
**રોશની** [ફા.] સ્ત્રી. દીવાઓનો સામટો પ્રકાશ; વરણાગી; શાહી (લખવાની)
**રોષ** [સં.] પું. ક્રોધ, ગુસ્સો
**રોળવું** સ. ક્રિ. ચોળવું; રગદોળવું; **રોળ** પું. જુલમ, કેર
**રોંચું** વિ. રાભું, રોલું
**રોંઢું** નપું. બપોર પછીનું ટાણું; **-ઢો** પું. રોઢું; (લા.) રોંઢાનું જમણ

## લ

**લકવો** [અ.] પું. શરીરનું એકાદ અંગ ઝકડાઈ જવાનો રોગ, પક્ષઘાત
**લક્ષણ** [સં.] નપું. ગુણધર્મ; વ્યાખ્યા; નિશાન, ચિહ્ન; બ. વ. (લા.) ઢંગ, આચરણ
**લક્ષ્મી** [સં.] સ્ત્રી. ધનની દેવી—વિષ્ણુપત્ની; ધન, દોલત; શોભા
**લક્ષ્ય** [સં.] વિ. ધ્યાનમાં લઈ શકાય તેવું; નપું. લક્ષ, ધ્યાન; ધ્યેય; નિશાન

**લખલૂટ** વિ. (લા.) પુષ્કળ, બેશુમાર

**લખવું** સ. ક્રિ. કલમ કે કલમ જેવા સાધનથી અક્ષર કરવા; -ણી સ્ત્રી. યાદી, ટીપ; -ણું નપું. સ્ત્રીને છૂટા છેડાનો કાગળ લખી આપવો એ; **લખાઈ** સ્ત્રી. લખવાની ઢબ; લખવાનું મહેનતાણું; **લખાણ** નપું. લખવું એ; લખેલી વિગત વગેરે; **લખાવટ** સ્ત્રી. લખવાની ઢબ; **લખિતંગ, લિખિતંગ** કે **લિ.** (ટૂંકમાં) વિ. લખનાર, હાથદસ્કત કરનાર (પત્ર વગેરેમાં)

**લખોટવું** સ. ક્રિ. લાખ ચડાવવી -લાખનો ઓપ આપવો; **લખોટો** પું. સરકારી કાગળિયાંનો સીલબંધ વીંટો; મોટી લખોટી; **લખોટી** સ્ત્રી. કાચ પથ્થર વગેરેની નાની રમવાની ગોળી, ઠેર

**લગડી** સ્ત્રી. સોના ચાંદીની પાટ કે નાનું ચોસલું-ગચિયું

**લગભગ** અ. નજીકમાં; આશરે

**લગામ** [ફા.] સ્ત્રી. ઘોડાના મોંમાં નાખવામાં આવતું લોઢાની કડીઓનું ચોકઠું (પકડવાની દોરી કે ચામડાની પટ્ટી સાથેનું); (લા.) અંકુશ; પકડ

**લગેજ** [અં.] નપું. રેલવે કે સ્ટીમરનાં ઉતારુઓનો સામાન

**લગ્ન** [સં.], **લગન** નપું. પરણવું એ, વિવાહ; કોઈપણ ગ્રહ એક રાશિમાં રહે તેટલો સમય; (લા.) શુભકાર્યનું મુહૂર્ત; પરણવાનું મુહૂર્ત; **લગનિયો** પું. લખેલા લગ્નનો પડો લઈ આવનારો બ્રાહ્મણ કે કાસદ

**લચકવું** અ. ક્રિ. લચી પડવું; સાંધામાંથી અંગનું ખસી જવું; કરમોડાવું; **લચક** સ્ત્રી. કરમોડાવું એ, મચકોડ; **લચકો** પું. લોચો; ખીચડી જેવી નરમ દાળ

**લચ્છો** પું. માંજો પાયેલી દોરીની આંટલી

**લટ** સ્ત્રી. થોડા વાળની સેર; વડવાઈ; દોરાની ફેલ; મોતીની સેર; -ટિયું નપું. વાળની સેર

**લટકવું** અ. ક્રિ. ટિંગાવું, ઝૂલતા રહેવું; (લા.) રખડી પડવું; **લટક** સ્ત્રી. (લા.) છટા, ખૂબી; શૈલી; **લટકણ(-ણિયું)** નપું. લટક્યા કરે તે; કાનનું એક લટકતું ઘરેણું; **લટક સલામ** સ્ત્રી. દિલ વિનાની કરેલી સલામ; **લટકું** નપું. હાથને ખભેથી વાળી ફેરવવાનું નખરું; **લટકો** પું. લટકું, નખરું; **લટકો-મટકો** પું. હાથ ખભા અને આંખનો ચાળો; લટકાળું વિ. લટકો કરનારું; લટકો કરવાની ટેવવાળું

**લટાર** સ્ત્રી. લહેરથી ફરવું એ

**લટ્ટુ** વિ. (લા.) ખૂબ આસક્ત હોય તેવી રીતે ઢીલું ઢીલું વર્તનારું; આશક

**લઠ્ઠ** વિ. જાડું અને મજબૂત; **લઠિયું** વિ. લઠ્ઠ; નપું. ગાડાની નીચેની લાટ (જેમાં ધરી રહે છે); **લઠ્ઠો** પું. ગાડી કે ગાડાનાં પૈડાંની ધરી; જાડો માદરપાટ; (લા.) લઠ્ઠ માણસ; ડંગોરું

**લડધું** વિ. પુખ્ત ઉમરનું (કટાક્ષમાં)
**લડવું** અ. ક્રિ. એક બાજુ નમી પડવું
**લડવું** સ. ક્રિ. લડાઈ કરવી; ઠપકો દેવો, વઢવું; કોર્ટે ચડવું; **લડવૈયો** પું. યોદ્ધો; **લડાઈ** સ્ત્રી. યુદ્ધ; (લા.) બોલાચાલી; **લડવાડિયું** વિ. ઝઘડા કરવાના સ્વભાવવાળું, ઝઘડિયું; **લડાયક** વિ. લડી શકે તેવું; લડાઈના ખપમાં આવે તેવું; **લડાલડ(-ડી)** સ્ત્રી. વઢવાડ
**લઢવું** સ. ક્રિ. લસોટવું; **-ણ** નપું. સ્ત્રી. લસોટવું એ; ટેવ, આદત, કામ કરવાની પદ્ધતિ
**લણવું** સ. ક્રિ. કણસલાં કાપી ઉતારવાં; (લા.) ફળ મેળવવું; **-ણી** સ્ત્રી. કણસલાં કાપી ઉતારવાં એ, વાઢ
**લત** સ્ત્રી. લગની; ટેવ, આદત; વ્યસન
**લતાડ, લતોડ** પું. થાકને લઈને શરીરને થતી કળતર વગેરેની પરેશાની
**લત્તો** [ફા.] પું. મહોલ્લો, ફળિયું, પા
**લથડવું** અ. ક્રિ. ઠોકરાઈને કે અશક્તિને લીધે ગોથું ખાવા જેવું થવું; બોલતાં અચકાવું; (માંદગીમા) દૂબળું પડી જવું; **લથડિયું** નપું. લથડવું એ, અડબડિયું
**લપ** સ્ત્રી. વળગણ, ઉપાધિ, લફરું; **-પિયું** વિ. લપ કરનારું; **લપસિંદર** નપું. (લા.) નકામી લાંબી વાત
**લપટવું** અ. ક્રિ. કાદવ વગેરેથી લપસવું; **લપટાવું** અ. ક્રિ. (લા.) આસક્તિથી ફસાવું; **લપેટવું** સ. ક્રિ. (પ્રેરક) પટ્ટો કે પાટા જેવું કાંઇ વીંટવું; **લપેટો** પું. વીંટવું એ; ઢાંકણુ, આવરણ; વાળંદ દાઢી ઉપર અસ્ત્રો ફેરવે છે એ ક્રિયા
**લપડાક, લપાટ** સ્ત્રી. હથેળીથી મરાતો તમાચો; **લપડાવવું** સ. ક્રિ. લપડાક મારવી
**લપલપ** સ્ત્રી. બકબક; **-પાટ** પું. બકવાટ; **-પિયું** વિ. લપલપાટ કરનારું; **લપૂડું** વિ. વાતોડિયું; લપલપિયું
**લપાવું** અ. ક્રિ. છુપાઈને બેસી જવું; સોડમાં ભરાવું; અડોઅડ દબાઈને બેસવું
**લપેડવું** સ. ક્રિ. થાપ ચોપડવી; **લપેડો** પું. જાડી થાપ
**લપોડ, ૦શંખ** વિ. ખોટી ડંફાસ મારનાર
**લફરું** નપું વિઘ્ન કરનારી નડતર; એવી નડતર કરનારું માણસ વગેરે
**લફંગું** [તુર્કી] વિ. લંપટ, વ્યભિચારી; દગલબાજ, કપટી
**લબ, ૦લબ** અ. નિરર્થક બોલબોલ કરવામાં આવે એમ; **લબકાવવું** સ. ક્રિ. લબલબ કરી ખાઈ જવું; **લબલબાટ** પું. લબલબ કરવું એ
**લબડવું** અ. ક્રિ. લટકવું; **લબડધક્કે** અ. (લા.) ધમકાવીને, ગોદાવીને
**લબદ્દો** વિ. પ્રવાહીથી તદ્દન તરબોળ
**લબરકો** પું. જીભ કાઢી કાઢી ચૂસવું એ; (લા.) તે છટાઈથી વધારે પડતું બોલવું એ

**લબાચો** પું. મેલાં ફાટેલાં લૂગડાંનો જથો; (લા.) ભાંગી તૂટી ઘરવખરી

**લબાડ** વિ. જૂઠું બોલવાની આદતવાળું; જૂઠાણું ચોરી વ્યભિચાર વગેરે કરવાની ટેવવાળું; **–ડી** સ્ત્રી. લબાડપણું

**લમણું** નપું. બંને આંખની બાજુનો કાન સુધીનો સહેજ ખાડાવાળો સુકોમળ ભાગ; (લા.) વિચારશક્તિ; મગજ

**લય** [સં.] પું. નાશ; સંગીતની લે

**લલકારવું** સ. ક્રિ. લાંબે સ્વરે આલાપથી ગાવું; **લલકાર** પું. લલકારવું એ; લલકારવાની તાન

**લલાટ** [સં.] નપું. કપાળ, ભાલ

**લલિત** [સં.] વિ. સુંદર, મનોહર; **૦કળા** [સં.] સ્ત્રી. ચિત્રકળા ગાનકળા લેખનકળા વગેરે–મનને આનંદ આપનારી કળા

**લવવું** સ. ક્રિ. બોલબોલ કરવું; **–રી** સ્ત્રી. બોલબોલ કરવું એ; (લા.) જીભ; **લવારો** પું. બોલબોલ કરવું એ

**લવાજમ** [આ.] નપું. ફી, સભ્ય ફી; વર્તમાનપત્ર વગેરેની મુદતબંધી ખરીદ-કીમત

**લવાદ** પું. ઝઘડતા બે પક્ષના સમાધાન માટે નિમાતો પંચ; **–દી** સ્ત્રી. લવાદપણું, લવાદનું કામ

**લવારું** નપું. બકરીનું બચ્ચું

**લવારો** પું. મોગરાની જાતનો પણ એકવડા ફૂલનો છોડ

**લવિંગ** નપું. એક તેજાનો; (લા.) એ આકારનું 'સ્ટવ' વગેરેમાં વપરાતું સાધન

**લશ્કર** [ફા.] નપું. સેના; **–રી** વિ. લશ્કરને લગતું

**લસરવું** અ. ક્રિ. લપટવું; **–કો** પું. લસરવું એ

**લસોટવું** સ. ક્રિ. ઘસીને ઘૂંટવું

**લસ્સી** સ્ત્રી. દૂધ-પાણીનું શરબત; આછી છાશ

**લહાણ, –ણી** સ્ત્રી. ખુશાલીને પ્રસંગે અપાતી ભેટ; **–ણું** નપું. ખુશાલીને પ્રસંગે ભેટની વહેંચણી; એવી ભેટનો પદાર્થ; **–વ,–વો** પું. ખુશાલીના પ્રસંગનો ઉપભોગ

**લહિયો** પું. લખવાનું કામ કરનાર; લખવાનો ધંધો કરનાર

**લહે** સ્ત્રી. લગની

**લહેકવું** અ. ક્રિ. વાણીનો મોહક મરડાટ કરવો; **લહેકો** પું. લહેકવું એ

**લહેર** સ્ત્રી. લહરી, મોજું; (લા.) સહેલ, ચમન; **–રિયું** નપું. મોજાની ભાતની રંગ બેરંગી સાડી; **–રી** વિ. આનંદી; ઈશ્કી; ઉડાઉ

**લંગડ,–ડું** વિ. કપાયેલા કે ખોટા એક કે બે પગવાળું, લૂલું; ખોડું; **–ડાવું** અ. ક્રિ. ખોડાંગવું; **–ડી** સ્ત્રી. (લા.) જેમાં ખોડાંગતા ચાલવાનું છે તેવી એક રમત; **–ડો** પું. કલકત્તા બાજુ થતી હાફૂસ કેરીની એક ખાસ જાત

**લંગર** [ફા.] નપું. વહાણ કે સ્ટીમરોને એક સ્થળે ઊભી રાખવા પાણીમાં નખાતું મોટા આંકડિયાવાળું સાધન; સ્ત્રીઓના પગનું એક ઘરેણું, ઝાંઝર; (લા.) લાંબી; હાર, લંગાર; **૦વું** અ. ક્રિ. નાંગરવું, લંગર નાખી પડવું;

**લંગાર** સ્ત્રી. લંગર જેવી લાંબી હાર

**લંગોટ** પું. કચ્છો; સ્ત્રી. લંગોટી; **–ટી** સ્ત્રી. લૂગડાની ગુહ્ય ભાગને ઢાંકી રહે તેવી રીતે ખોસાતી ચીરી; **–ટિયું** વિ. લંગોટી પહેરતું–નાની ઉમરનું; **–ટિયો** પું. (લા.) બચપણના સમયથી ચાલ્યો આવતો મિત્ર

**લંઘન** [સં.] નપું. (લા.) ભૂખ્યા રહેવું એ, લાંઘણ

**લંઘાવું** અ. ક્રિ. લંગડાવું

**લંઘો** પું. શરણાઈ વગાડવાનો ધંધો કરનાર; **–ઘી** સ્ત્રી. રાજિયા ગાઈ મરણ પાછળ કુટાવવાનો ધંધો કરતી બાઈ

**લંપટ** વિ. વ્યભિચારી, વિષયી

**લાકડું** નપું. ઝાડનો સૂકો અવશેષ; (લા.) નડતર; **–ડી** સ્ત્રી. લાકડાની કે વાંસની સોટી; **લક(–ક્ક(ડિયું** વિ. લાકડાનું બનેલું; (લા.) ઝાડને બાળી મૂકે તેવું (હિમ); ગડાકુ બનાવવાનું ખાપણાવાળું ગચિયું

**લાખ** વિ. એકસો હજાર

**લાખ** સ્ત્રી. ખાખરો પીપલો બોરડી વગેરે ઉપર થતા કીડાઓએ બનાવેલો તરત સળગી ઊઠે એવો એક પદાર્થ

**લાખું** નપું. શરીર ઉપર જન્મથી પડેલું સપાટ કાળાશ લતું ચાઠું; વિ. (લા.) વગર નોતરે ખાવા આવનારું; **–ખેણું** વિ. લક્ષણવંતું

**લાગવું** અ. ક્રિ. અથડાવું, વાગવું, સંબંધ કે સ્પર્શ થવો; (લા.) લાગણી કે અસર થવી; જણાવું; ભાસવું, દેખાવું; શરૂ કરવું; બંધ બેસતું થવું; **લાગ** પું. આધાર, ટેકણ; (લા.) તાકડો, દાવ; યુક્તિ; **લાગટ(–ઠ)** અ. સતત, ચાલુ, લગાતર; **લાગટું(–ઠું)** નપું. ગાઢો સંબંધ; પરાયા સ્ત્રી પુરુષોનો ગેરકાયદે સતત સંબંધ; **લાગણી** સ્ત્રી. (લા.) મનની વૃત્તિ કે ભાવ; દયા, સમભાવની વૃત્તિ; **લાગણી–પ્રધાન** વિ. માત્ર માનસિક વૃત્તિથી જ કામ કરનારું (વિચાર કર્યા વિના); **લાગત** સ્ત્રી. થયેલું ખર્ચ; મૂળ કીમત; જકાત, દાણ; **લાગતું** (**૦વળગતું**) વિ. કોઇ અને કોઈ રીતે સંબંધમાં આવેલું; **લાગભાગ** પું. સંબંધી તરીકેનો હિસ્સો; **લાગલગાટ, લાગલાગટ(–ઠ)** અ. સતત ચાલુ; **લાગલું** વિ. અ. તરત જ; **લાગુ** વિ. વળગેલું; બંધ બેસતું; અ. ચાલુ, જારી; **લાગો** પું. હકસી; કર વેરો; **લગ** સ્ત્રી. મોભનું ટેકણ; સૂતરની આંટી; **લગણ, લગી** અ. સુધી; **લગત** વિ. લગતું; અ. લાગીને, સાથે; **લગતું** વિ. સંબંધી; **લગવાડ** સ્ત્રી. (લા.) પ્રીતિ, સંબંધ; **લગવું** નપું. નક્કી કરેલા દરે દરરોજ દૂધ વગેરે વસ્તુ લેવી એ; **લગાડવું** સ. ક્રિ. (પ્રેરક) લાગે એમ કરવું; **લગાતાર** અ. લાગલગાટ; **લગાર (–રેક), લગીર, લગરીક** વિ. અ. જરાક; **લગાવ** પું. લગાડવાનો પદાર્થ (મીણ વગેરે); **લગોલગ** અ. છેક અડીને

**લાચાર** [ફા.] વિ. નિરુપાય; પરવશ; (લા.) ગરીબ, રાંકું

**લાજવું** સ. ક્રિ. શરમાવું; **લાજ** સ્ત્રી. શરમ; **લાજાળુ, લજામણી** સ્ત્રી. રિસામણીનો છોડ; **લાજાળું** વિ. શરમાળ; **લજવવું** સ. ક્રિ. (પ્રેરક) શરમાવવું

**લાટ** સ્ત્રી. લાકડાની ધરી; **–ટી** સ્ત્રી. લાકડાં વેચવાનું પીઠું; **–ટો** પું. સાળુ કે પતરાનો પટ્ટો; મોજું, તરંગ

**લાઠી** સ્ત્રી. જાડી લાકડી, ડાંગ

**લાડ** નપું. હુલાવી ફુલાવી–હસાવી રમાડી રાજી રાખવું–ઉછેરવું એ; એવું વર્તન; **૦કું, લાડ(૦ક) વાયું** વિ. જેને ખૂબ લાડ લડાવવામાં આવે તેવું; **લાડી** સ્ત્રી. દીકરી; **–ડીલું** વિ. લાડકવાયું; **લાડો** પું. દીકરો; વરરાજા

**લાડુ, –ડવો** પું. મિષ્ટાન્નનો ગોળો; (લા.) ગોળમટોળ પદાર્થ, પિંડો

**લાત** સ્ત્રી. પગથી મારવું એ, પાટુ

**લાતી** સ્ત્રી. બંદર ઉપરની વખાર

**લાદવું** સ. ક્રિ. ભાર ભરવો (ઊંટ ગધેડાં વગેરે ઉપર); **લાદ** સ્ત્રી. ઘોડાં ગધેડાંની વિષ્ઠા; **લાદી** સ્ત્રી. પથ્થરની પાતળી ચપટી તકતી; **લાદેડો, લાદોડો** પું. લાદવામાં આવતો ગાંસડો

**લાધવું** સ. ક્રિ. હાથ લાગવું, જડવું, મળવું; અ. ક્રિ. વહાણનું પાણીને તળિયે જડાઈ જવું

**લાપરવા** [ફા.] વિ. બેપરવા

**લાપશી(–સી)** સ્ત્રી. ઘઉંની એક મીઠી વાની, બાટ

**લા(–લાં)પી, –બી** સ્ત્રી. બેલતેલ અને સફેદા કે ખડીની બનાવેલી લૂગદી

**લાફો** પું. તમાચો; બારીબારણાંમાં જડાતો લાકડાનો આડો ટુકડો

**લાભ** [સં.] પું. પ્રાપ્તિ; ફાયદો

**લાય, –હ્ય** સ્ત્રી. આગ; બળતરા

**લાયક** [અ.] વિ. યોગ્યતાવાળું ઉચિત, યોગ્ય; (લા.) બંધ બેસતું; **–કાત** સ્ત્રી. યોગ્યતા

**લાયરી** સ્ત્રી. બોલબોલ કરવું એ, લવારો

**લાર** સ્ત્રી. લાંબી હાર

**લારી** [અં.] સ્ત્રી. ઠેલીને ચલાવવાની હાથગાડી (સાદી કે માલ ભરવાના)

**લાલ** [ફા.] વિ. રાતું; **–લી** સ્ત્રી. લાલાશ; (લા.) શરીરનું જોમ

**લાલ** [સં.] પું. પુત્ર; **–લી** સ્ત્રી. પુત્રી; **–લો** પું. પુત્ર; પઠાણ; **લાલન** [સં.] નપું. લાડ લડાવવાં એ; **લાલાં** નપું. બ. વ. (લા.) આગલી જાહોજલાલીની યાદ

**લાલચ** સ્ત્રી. લાલસા, લોભ; લાંચ; **લલચાવવું** સ. ક્રિ. લાલચ આપી ભોળવવું; **લાલચુ** વિ. લાલચની આશા રાખતું

**લાવવું** સ. ક્રિ. લઈ આવવું, આણવું

**લાશ(–સ)** [તુર્કી] વિ. બરબાદ, પાયમાલ

**લાશ(–સ)** [ફા.] સ્ત્રી. મુડદું

**લાસુ** વિ. લીસું; **લાસરિયું** વિ ધંધાકમાં પૈસા ન કાઢે એવું

**લાહી** સ્ત્રી. ઘઉં આરાલોટ કે ચોખાના લોટની ખેળ

**લાળ** સ્ત્રી. મોઢામાંથી નીકળતો-ઝરતો ચીકણો પ્રવાહી પદાર્થ; **-ળી** સ્ત્રી. મોંઢાની અંદરની કંઠનળી ઉપરની નાની જીભ; જેવા દેસી; કાનનું ચાપવું; ઘંટની જીભ; **-ળો** પું. અંગારો

**લાંઘવું** અ. ક્રિ. ખોરાક ખાધા વિના રહેવું; -ણ નપું. લાંઘવું એ ઉપવાસ; -ણું નપું. કોઈ અર્થ સરે એ માટે લાંઘવા બેસવું એ; **લાંઘો** પું. લાંઘણ; ઉપવાસ

**લાંચ** સ્ત્રી. રુશવત; **-ચિયું** વિ. લાંચ લેવાની વૃત્તિવાળું, લાંચખોર

**લાંછન** [સં] નપું. નિશાન, ચિહ્‌ન; (લા.) એબ, કલંક

**લાંપડું** વિ. ફળ ઢીલી પડી ગઈ હોય એવું

**લાંબુ** વિ. માપ સમય વગેરેમાં ઘણું; **લંબાઇ** સ્ત્રી. લાંબાપણું

**લિજ્જત** સ્ત્રી. લહેજત, સ્વાદ

**લિપિ** [સં.] સ્ત્રી. અક્ષરો લખવાની રીત

**લિલાઉં,-મ** [પોર્ચ્યુ.] નપું. હરાજી

**લિંબુ** નપું. એક ખાટું ફળ; **લિંબુડી** સ્ત્રી. લિંબુનો છોડ

**લીખ** સ્ત્રી. માથામાં પડતી જૂની ઈંડાર

**લીટી** સ્ત્રી. રેખા; પંક્તિ; **-ટો** પું. રેખા

**લીરો** પું. કપડાનો લાંબો ચીરો

**લીલ** પું. સ્ત્રી. શેવાળ; પું. નીલોત્સર્ગમાં પરણાવવામાં આવતો આખલો

**લીલા** [સં.] સ્ત્રી. રમત, ક્રીડા, અદ્‌ભુત ખેલ

**લીલું** વિ. હર્યા રંગનું; ભીનું; તાજું; (લા.) ખૂબ માલદાર; **-લવો** પું. કઠોળની લીલી શિંગ; **-લાશ** સ્ત્રી. લીલાપણું; **લીલીસૂકી** સ્ત્રી. (લા.) ચડતી પડતી

**લીસું** વિ. લાસું, સુંવાળું; **લિસોટો** પું. લીટો

**લીંટ** નપું. સેડાં, નાકનો ચીકણો મળ

**લીંડું** પું. ગોળ બંધાયેલી વિષ્ઠા (ઘોડા ગધેડા ઊંટ વગેરેની); **-ડી** સ્ત્રી. નાની ગોળીના રૂપની વિષ્ઠા (ઉંદર બકરાં વગેરેની)

**લીંપવું** સ. ક્રિ. લેપ કરવો, ખરડવું; -ણ, (૦ગૂંપણ) નપું. લીંપવું એ

**લીંબડો** પું. એક વૃક્ષ, લીમડો; **લિંબોળી** સ્ત્રી. લીંબડાનાં ફળ

**લુચ્ચું** વિ. કપટી; ખંધું; વ્યભિચારી; મસ્તીખોર; **-ચ્ચાઈ** સ્ત્રી. લુચ્ચાપણું

**લુહાર** પું. લોઢાકામ કરનાર કારીગર; એ જાતનો પુરુષ; ૦ણ સ્ત્રી. લુહારની સ્ત્રી

**લુંગી** [હિં.] સ્ત્રી. લાંગ ન વાળવામાં આવે તે રીતે વીંટીને પહેરાતા ધોતી

**લૂ,૦ખ** સ્ત્રી. ઉનાળામાં આવતો ગરમ પવનનો ઝપાટો

**એો** પું. વણવા માટે લીધેલો કણકનો ગોળવો

**લૂખસ** સ્ત્રી. શરીરે ખજવાળનો એક રોગ

**લૂખું** વિ. ચીકાશ વિનાનું, રૂક્ષ, રસ વિનાનું; (ભોજનમાં) સાથે કોઇ પ્રવાહી ન હોય એવું; (લા.) નિર્ધન, ખાલી

**લૂગડું** નપું. વસ્ત્ર, કપડું

**લૂગદી** સ્ત્રી. પ્રવાહી સાથે લસોટી કરવામાં આવતો મલમ જેવો પદાર્થ

**લૂ(-લૂં)છવું** સ. ક્રિ. લોવું, પોંછવું; ચોપડવું; **લુછણિયું** નપું. લૂછવાનું સાધન

**લૂ(-લૂં)ટવું** સ. ક્રિ. ઝૂંટવી લેવું; **લૂ(-લૂં)ટ** સ્ત્રી. લૂંટવું એ; (લા.) લૂંટનો માલ; **લુ(-લૂં)ટણિયું** વિ. લૂંટ કરવાના વૃત્તિ વાળું; **લુ(-લૂં)-ટારુ(-રો)** પું. લૂંટનો ધંધો કરનાર, ધાડપાડુ

**લૂણ** નપું. મીઠું, લવણ; **-ણી** સ્ત્રી. ખાટી ભાજી; **-ણો** પું. જમીન વગેરે ઉપર લાગતો ખાર; **લુણારી** સ્ત્રી. લગ્ન વખતે વરને માથેથી લૂણ ઉતાર-નારી બહેન; (લા.) બહેન

**લૂમ** સ્ત્રી. ફળનું ઝૂમખું; **૦ખું** નપું., **૦ખો** પું. નાની લૂમ

**લૂલું** વિ. લંગડું;**-લી** સ્ત્રી. (લા.) જીભ

**લેખ** [સં.] પું. લખાણ; શિલા કે તાંબાના પતરા ઉપરનું લખાણ; (લા.) વિધિનું લખાણ; નિબંધ વગેરેના રૂપનું લખાણ; ખત, રુક્કો, દસ્તાવેજ; **૦ક** [સં.] વિ. લેખ લખનાર; **-ખિકા** [સં.] સ્ત્રી. સ્ત્રી લેખક; **૦ન** [સં.] નપું. લખવું એ; લખાણ; **૦ની** [સં.] સ્ત્રી. લેખણ, કલમ; **૦વું** સ. ક્રિ. ગણતરી કરવી; ગણતરીમાં લેવું; માનવું, ગણકારવું; **-ખું** નપું. મોઢે ગણાય તેવો ટૂંકો હિસાબ; ગણતરી; (લા.) ગજું;**-ખે** અ. ગણતરી પ્રમાણે

**લેટવું** અ. ક્રિ. એક બાજુ પડી રહેવું, આડા પડવું, સૂવું

**લેપવું** સ. ક્રિ. ચોપડવું; **લેપ** [સં.] પું. થપેડો, ચોપડવું એ; ચોપડવાનો લૂગદી જેવો મલમ; **લેપડો** પું. પોપડો; **લેપાવું** અ. ક્રિ. (કર્મણિ) (લા.) આસક્ત થવું

**લેવલ** [અં.] નપું. સમથળપણું, સપાટપણું;(લા.) સપાટી ઉપર ચડેલી સમથળ ઊંચાઈ

**લેવું** સ. ક્રિ. ગ્રહણ કરવું, પકડવું, ઝાલવું; સામેલ કરવું; સ્વીકારવું; ખરીદવું; રાખવું; મૂકવું; કરવું; **-ણદાર** વિ. લેણાવાળું; **-ણદેણ** સ્ત્રી. લેવડદેવડનો સંબંધ; **-ણિયાત** વિ. લેણદેણ; **-ણું** નપું. આપેલું કે ધીરેલું પાછું લેવું એ; માગણું; **-તાણ** સ્ત્રી. (લા.) હાયવોય; **-વડદેવડ** સ્ત્રી. ઉછીનું લેવા દેવાનો સંબંધ; **-વડાવવું** સ. ક્રિ. (પ્રેરક) લે એમ કરવું; (લા.) ધમ-કાવવું; **-વાદેવા** પું. બ. વ., સ્ત્રી. લેવાનો અને દેવાનો સંબંધ; **લેવાવું** અ. ક્રિ. (કર્મણિ) (લા.) શરીરનું સુકાવું

**લેંઘો** પું. નાડીવાળો સરખી ચાડનો સૂથણો; સ્ત્રીનો પહાણી ઘાટનો સૂથણો; **-ઘી** સ્ત્રી. નાનો લેંઘો

**લોક** [સં.] પું. જગત; જનતા, જનસમૂહ; નપું. બ. વ. ઊતરતા વર્ગની હિંદુ પ્રજા; **૦મત** [સં. નપું.] પું. લોકોનો અભિપ્રાય, પ્રજામત; **૦વાયકા** સ્ત્રી. લોકોમાં ચાલતી વાત, અફવા; **૦સાહિત્ય** [સં.] નપું. માત્ર લોકમાં જ પરંપરાએ મોઢે ઊતરી આવેલું સાહિત્ય; **લૌકિક** [સં.] વિ. આ લોકને લગતું; **લૌકિક** સ્ત્રી. મરણ પામેલા પાછળ ખરખરે જવું એ

**લોખંડ** નપું. લોઢું; **-ડી** વિ. લોખંડનું બનાવેલું; (લા.) ઘણું જ મજબૂત દૃઢનિશ્ચયવાળું, અણનમ

**લોચ** [સં.] પું. માથાના વાળ ચૂંપવા એ

**લોચો** પું. લોંદો; (લા.) ગોટાળો, ગરબડ; તકરાર, વાંધો વચકો

**લોટ** પું. આટો, બારીક ભૂકી; **-ટિયું** વિ. લોટ માગનારું ભિક્ષુક

**લોટવું** અ. ક્રિ. આળોટવું; **-ણ** નપું. લોટવું એ; સ્ત્રી. કેળની એક જાત—જે ભલભગ જમીન સમી રહે છે

**લોટો** પું. કળશો; **-ટી** સ્ત્રી. નાનો કળશો; ગંગા-યમુનાનાં પવિત્ર પાણીનો પેક કરી લાવવામાં આવતો કુંભ-કળશો; **-ટકો** પું. ખાસ કરી જાજરૂ જવામાં કામ લાગતો માટીનો કળશો; **-ટિયો** પું. દાઉદી વહોરો (શિયા મુસ્લિમ ધર્મનો)

**લોડાવવું** સ. ક્રિ. ડોલાવવું (ખાસ કરીને હાથને)

**લોઢ** પું. પાણીનો પહોળોમોજો

**લોઢવું** સ. ક્રિ. ચરખાથી (રૂને) પીંજવું

**લોઢું** નપું. લોખંડ; **-ઢાં** નપું. બ. વ. લોઢાંનાં ઓજાર; **-ઢી** સ્ત્રી. લોઢાની તવી, પેણી

**લોથ** સ્ત્રી. મુડદું, લાસ; (લા.) તદ્દન થાકીગયેલું; ઉપાધિ; **-થારવું** સ. ક્રિ. સખત માર મારવો, લમધારવું

**લોભ** [સં.] પું. લાલચ; **-ભાવું** અ. ક્રિ. લોભમાં પડવું, મોહ પામવું; **-ભી** [સં.], **-ભિયું** વિ. લોભવાળું

**લોહ** [સં.] નપું. લોઢું; **૦ચુંબક** નપું. લોઢાને ખેંચવાની શક્તિવાળું ખનિજ; **-હિયું** નપું. તાવડી, પેણી

**લોહી** નપું. શરીરમાંનું રાતું પ્રવાહી, રુધિર, ખૂન; (લા.) ખાનદાન, કુળ; **૦લુ(-લો)હાણ** વિ. લોહીથી ખરડાયેલું; **-હિયાળ(-ળું)** વિ. લોહીવાળું; જેમાં લોહી વધુ હોય તેવું (બનાત, ક્રાંતિ વગેરે)

## વ

**વકરવું** અ. ક્રિ. વિકાર થવો; (લા.) ઉશ્કેરાવું; વીફરવું

**વકરો** પું. વિક્રય, વેચાણ; વેચાણથી મળેલી રકમ

**વકી** સ્ત્રી. સંભવ

**વકીલ** [આ.] પું. સનંદવાળો ધારાશાસ્ત્રી; એક રાષ્ટ્રનો બીજા રાષ્ટ્રમાં રહેતો એલચી; **-લાત** સ્ત્રી. વકીલનો ધંધો, વકાલત

**વક્કર** [આ.] પું. મોભો, વજન; લાયકી

**વક્તા** [સં.] પું. બોલનાર, ભાષણ કે કથા કરનાર

**વખત** [આ.] પું. સમય; (લા.) તક; માઠી હાલત; વાર, ફેરો

**વખાણવું** સ. ક્રિ. પ્રશંસા કરવી; **વખાણ** નપું. પ્રશંસા; જૈન સાધુ કરે છે તે વ્યાખ્યાન

**વખાર** સ્ત્રી. માલસામાન રાખવાની જરા મોટી જગ્યા, ગોદામ; **–રિયો** વખારવાળો (વેપારી)

**વખોડવું** સ. ક્રિ. નિંદા કરવી, વગોવવું

**વગ** પું. સ્ત્રી. ઓળખાણ

**વગડવું** અ. ક્રિ. વાદ્યનો અવાજ થવો, બજવું; **વગાડવું** સ. ક્રિ. (પ્રેરક) બજાવવું

**વગડો** પું. વેરાન જંગલ; **–ડાઉ** વિ. વગડામાં થનારું, જંગલી

**વગદું** વિ. લેપરું, માલાફૂલિયું; નપું. ફાંફું

**વગર** અ. વિના, સિવાય

**વઘારવું** સ. ક્રિ. ઘી કે તેલમાં મરચાં રાઇ હિંગ મેથી વગેરે કકડાવી છમકારવું; **વઘાર** પું. છમકારવું એ; **વઘારણી** સ્ત્રી. હિંગ; **વઘારિયું** વિ. વઘાર દીધેલું; નપું. માત્ર વઘાર દઈ ઉતારી લીધેલ કાચું શાક–મૂળા પેપૈયાં વગેરેનું

**વચક(–કા)વું** અ. ક્રિ. વચ્ચેથી છટકી જવું; (લા.) રિસાવું, માઠું લાગવું; છેડાવું

**વચન** [સં.] નપું. શબ્દ, વેણ; (લા.) પ્રતિજ્ઞા, કોલ; **–નિકા** સ્ત્રી. પ્રમાણ માટેનું અવતરણ

**વચ્ચે,વચમાં,વચોવચ** અ. કોઇ બે પદાર્થના અંતરાલ ભાગમાં; **વચાળું** નપું. વચ્ચેનો ભાગ, ખાલું; **વચેટ** વિ. ભાઇ ભાંડુઓમાં મોટાં અને નાનાં વચ્ચેનું; **વચલું** વિ. વચ્ચેનું; **વચગાળો** પું. વચાળું; વચ્ચેનો સમય

**વછિયાત** પું., નપું. બ. વ. માલ ખરીદવા બહાર ગામથી આવેલો વેપારી; બહાર ગામડેથી હટાણું કરવા આવેલું માણસ

**વછૂટવું** અ. ક્રિ. છૂટીને દૂર પડવું, ઊડવું; **વછૂટું** વિ. વિખૂટું; **વછોડવું** સ. ક્રિ. (પ્રેરક) વછૂટે એમ કરવું

**વછેરું** પું. ઘોડા કે ગધેડાનું બચ્ચું; **–રો** પું. નર વછેરું; **–રી** સ્ત્રી. માદા વછેરું

**વજન** [આ.] નપું. ભાર, બોજ; તોલ; (લા.) મોભો

**વજે** સ્ત્રી. ખેતરમાં પાકેલા અનાજનો સરકારી વિજય–ભાગ, ગણોત

**વટ** પું. સ્ત્રી. ટેક; ગર્વીલું વર્તન; **૦હુકમ** પું. ખાસ સત્તાથી કાઢેલો હુકમ

**વટકવું** અ. ક્રિ. રીસમાં દોરનું દોવા ન દેવું; (લા.) છટકવું, રીસે ભરાવું; **વટક** સ્ત્રી. નુકસાનીનું વળતર

**વટલ(-લા)વું** અ. ક્રિ. હલકી મનાતી જાતિ કે ધર્મમાં જવું; એવા સાથે ભોજન લઇ ભ્રષ્ટ થવું; **વટાળ,-ળો** પું. વટલાવવું એ; વટલાવવાની પ્રવૃત્તિ

**વટલોઈ** સ્ત્રી. તાંબડી

**વટવું** સ. ક્રિ. ઓળંગવું; અ. ક્રિ. સમયનું પસાર થવું

**વટેમાર્ગુ** પું. નપું. મુસાફર

**વડું** નપું. અડદની વાટેલી દાળની એક તળેલી વાની; **-ડી** સ્ત્રી. ચણા ચોળા વગેરેની દાળના લોટની એક વાની

**વડું** વિ. ઉમરે મોટું; **-ડ** સ્ત્રી. સમાન ઉમર; **-ડપણ** નપું. ઉમરે મોટાપણું; **-ડવો** પું. પૂર્વજ, બાપદાદો; **-ડાઈ** સ્ત્રી. મોટાઈ; (લા.) બડાઈ, પતરાજી; **-ડિયું** વિ. સરખી ઉમરનું; (લા.) હરીફ, પ્રતિસ્પર્ધી; **-ડીલ** વિ. મોટેરું, મુરબ્બી; પૂર્વજ

**વઢવું** સ. ક્રિ. ઠપકો આપવો; અ. ક્રિ. લડવું; **-કણ(-ણું)** વિ. કજિયાખોર; **-વાડ** સ્ત્રી. કજિયો, તકરાર; **-વાડિયું** વિ. કજિયાખોર

**વણવું** સ. ક્રિ. (દોરા-દોરી-દોરડાંને) આમળવું; વળ દેવો; સાળ વડે કાપડ બનાવવું; ગોળાકાર સળી કે ચપટ થાય એમ કરવું (સેવ પોળી રોટલા વગેરે); **-કર** પું. વણવાનો ધંધો કરનાર (હરિજનોની એક જાત); **-તર** સ્ત્રી. વણવું એ, વણવાની ભાત; **વણાઈ** સ્ત્રી. વણવાની રીત; વણવાનું મહેનતાણું; **વણાટ** પું. વણતર; **વાણો** પું. વણતાં નખાતો આડો તાર

**વણસવું** અ. ક્રિ. વિનાશ થવો; બગડવું; **વણસાડવું** સ. ક્રિ. (પ્રેરક) બગાડવું

**વણિક** [સં.] પું. વાણિયો

**વતન** [આ.] નપું. જન્મભૂમિનું ગામ કે સ્થળ; ઇનામમાં મળેલી જાગીર; **૦દાર** વિ. જાગીરદાર; **-ની** વિ. રહીશ

**વદિ** [સં.], **વદ** અ. અંધારિયામાં, કૃષ્ણ પક્ષમાં; સ્ત્રી. અંધારિયું, કૃષ્ણપક્ષ

**વધ** [સં.] પું. કાપી નાખવું એ, કતલ

**વધવું** અ. ક્રિ. સંખ્યા કદ માપ વગેરેમાં મોટા થવું; બાકી રહેવું, બચવું; (લા.) આગળ જવું; **વધ** સ્ત્રી. વધારો; **વધઘટ** સ્ત્રી. વધારો-ઘટાડો; **વધાઈ, વધામણી** સ્ત્રી. (લા) ખુશીના સમાચાર; ખુશીના સમાચાર લાવનારને અપાતી ભેટ; **વધારવું** સ. ક્રિ. (પ્રેરક) વધારો કરવો, ઉમેરવું; લાંબું કરવું; બાકી રાખવું, બચત કરવી; **વધારે** અ. અધિક, વધુ, વિશેષ; **વધારો** પું. ઉમેરો; (લા.) નફો; સિલક; બચત; પુરવણી (છાપાની); **વધાવવું** સ. ક્રિ. ચડતીનો આનંદ બતાવવો; હર્ષભેર આવકાર આપવો; **વધાવો** પું. વધાવવાની સામગ્રી; (દાણા જોવામાં) એક દાણો; **વધાવું** નપું. મંગળ ભેટ, ચાંદલો; **વધુ** વિ. વિશેષ; **વધૂકું** વિ. વધારે પડતું; **વધેરવું** સ. ક્રિ. બલિદાન આપતાં કાપવું કે ફોડવું; **વધૈયો** પું. વધાઈ ખાનાર, સારા સમાચાર આપનાર; **વાધણી** સ્ત્રી. બાળકને આવતી એડકી

**વન** [સં.] નપું. જંગલ, વગડો; **૦વાસ** [સં.] પું. વનમાં જઈ રહેવું; **વનસ્પતિ** [સં.પું.] સ્ત્રી. ઝાડછોડ વેલીવેલા કંદમૂળ વગેરે ઉદ્‌ભિજ્જ, ઓષધિ; **વનસ્પતિ ઘી** નપું. તેલીબિયાંના તેલને થિજાવી બનાવેલો ઘીના દેખાવનો સ્નિગ્ધ પદાર્થ

**વફાદાર** [આ. ફા.] વચનને વળગી રહેનારું; સ્વામિભક્ત; **–રી** સ્ત્રી. વફાદારપણું

**વર** [સં.] પું. પરણનારો માણસ; વરદાન; **૦ઘોડો** પું. વરની સવારી; એવી જાતનું ફુલેકું; (લા.) ફજેતી; **૦વું** સ. ક્રિ. વરણી કરવી; પરણવું; **૦ણી** સ્ત્રી. પસંદગી; **વર(–રે)ણી** સ્ત્રી. ધાર્મિક કર્મકાંડમાં જપ પાઠ વગેરે તેમજ કર્મમાં સહાયક તરીકે પસંદગી; **વરોઠી** સ્ત્રી. વરવાળાં તરફથી અપાતું લગ્નની ખુશાલીનું જમણ

**વરણાગી** સ્ત્રી. ભપકો, શોભા; વરઘોડો

**વરત** સ્ત્રી. કોસ ખેંચવાની નીચેની દોરડી

**વરતવું** અ. ક્રિ. વર્તન રાખવું, ચાલવું; સ. ક્રિ. ઓળખવું; ઉકેલવું; **વરતારો** પું. ભવિષ્ય-કથન

**વરવું** વિ. વિરૂપ, કદ્રૂપું, બેડોળ

**વરસ** નપું. વર્ષ–૧૨ મહિનાનો સમય; **–શી,–સી** સ્ત્રી. વાર્ષિક શ્રાદ્ધ અને ભોજન; **૦વું** અ. ક્રિ. વરસાદનું પડવું; વરસાદની જેમ પડવું; (લા.) સ. ક્રિ. છૂટથી આપવું કે વેરવું; **–સાદ** પું. વાદળાંમાંથી પાણીનું પડવું એ; **–સોવરસ** અ. દર વર્ષે

**વરંડો** પું. ઢાંકેલી ત્રણ બાજુ કે આગલી બાજુ ખુલ્લી ઓસરી

**વરાધ** સ્ત્રી. નાનાં બાળકનો છાતીમાં શરદીનો રોગ, બ્રોંકો ન્યુમોનિયા, ભરાણી

**વરાપ** સ્ત્રી. વરસાદ આવી ગયા પછી ઉઘાડ નીકળવો એ

**વરાળ** સ્ત્રી. પાણીનું વાયુરૂપ રૂપાંતર; (લા.) હૃદયની દાઝ; **૦યંત્ર** નપું. વરાળની મદદથી ચાલતો સાંચો

**વર્ગ** [સં.] પું. મોટા સમુદાયનો એક ભાગ; જાત પ્રમાણે પાડવામાં આવતો વિભાગ; શ્રેણી; **૦વિગ્રહ** [સં.]પું. સમાજમાં ઉચ્ચનીચ વગેરે વચ્ચેનો ઝઘડો; **–ર્ગીકરણ** [સં.] નપું. વર્ગવાર; જુદા પાડવાનું કાર્ય

**વર્ચસ** [સં.] નપું. આભા, ઓજ, પ્રભાવ

**વર્ણ** [સં.] પું. રંગ, વાન; અક્ષર; રૂપ; પું. સ્ત્રી. હિંદુ સમાજમાંની કક્ષાવાર ચાર જાતિમાંની દરેક; **૦ન** [સં.] નપું. બ્યાન; પ્રશંસા **૦વવું** સ. ક્રિ. વર્ણન કરવું; **૦સંકર** [સં.] વિ. ઊતરતા વર્ણના પુરુષથી ચડતા વર્ણની સ્ત્રીમાં કે ચડતા વર્ણના પુરુષથી ઊતરતા વર્ણની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલું (બાળક); **–ર્ણાશ્રમ** [સં.] પું. હિંદુઓના ચાર વર્ણ અને આશ્રમની મર્યાદા; **–ર્ણાંતર** નપું. જુદો વર્ણ

**વર્તન** [સં.] નપું. આચરણ; **–માન** [સં.] વિ. ચાલુ કામનું, આધુનિક; **–માનપત્ર** [સં.] નપું. છાપું, સામયિક; **વર્તવું** અ.ક્રિ. આચરણ કરવું; **વર્તણૂક** સ્ત્રી. રીતભાત, ચાલચલગત; **વર્તાવ** પું. બીજાની સાથેની રીતભાત

**વર્તુલ,–ળ** [સં.] નપું. ગોળ કૂંડાળું; ગોળ આકૃતિ

**વર્ષ** [સં.] નપું. બાર માસનો સમય; **–ર્ષા** [સં.] સ્ત્રી. વરસાદ; **–ર્ષાસન** [સં.] નપું. ગુજરાન માટે મળતી વાર્ષિક જિવાઈ; **વાર્ષિક** [સં.] વિ. વર્ષને લગતું

**વલૂરવું** સ. ક્રિ. ચામડી ઉપર ખણવું; **વલૂર** સ્ત્રી. ચળ, ખરજ; **વલૂરો** પું. નહોર ને નખનો ઉઝરડો

**વલે** [આ.] સ્ત્રી. દશા, હાલત

**વલોવવું** સ. ક્રિ. મંથન કરવું, માખણ કાઢવું; **વલોણું, વલોવણું** નપું. વલોવવાનું સાધન; વલોવવાની ક્રિયા; **વલોપાત** પું. (લા.) અધીરાઈથી થતો માનસિક ઉલ્કાપાત; ભારે શોકકળ; **વલોપાતિયું** વિ. વલોપાત કરનારું

**વવઠાવું** અ. ક્રિ. પવનની અસરથી ભીનાશ ઊડતી જતી હોય એવી રીતની સ્થિતિ હોવી (આમાં ભીનાશ તદ્દન દૂર નથી થઈ હોતી)

**વશ** [સં.] વિ. તાબે, શરણે, અંકુશ નીચે; મુગ્ધ; **–શીકરણ** [સં.] નપું. વશ કરવું એ; વશ કરવાનો જાદુ કે યાંત્રિક પ્રયોગ

**વસટાળું** નપું. વિષ્ટિ, સમાધાનનું કહેણ

**વસમું** વિ. મુશ્કેલ, આકરું

**વસવસો** પું. કરવાનું કામ કર્યું હોત તો ઠીક એવા પ્રકારની માનસિક લાગણી

**વસવું** અ. ક્રિ. રહેવું; **–તિ** [સં.] સ્ત્રી. વાસ, રહેઠાણ; **વસવાટ** પું. વસવું એ; **વસ્તી** સ્ત્રી. વસેલી પ્રજા; **વસાહત** સ્ત્રી. મૂળ સ્થાનેથી ખસી બીજે સ્થાને થયેલો સામુદાયિક વાસ; **વાસવું** સ. ક્રિ. (પ્રેરક) વસાવવું; બંધ કરવું (ઘર બારણાં વગેરે); **વાસ** [સં.] પું. રહેવું-વસવું એ; રહેઠાણ; **વાસી** [સં.] વિ. રહેવાશી; **વાસુ** પું. ખેતરમાં રાત રહેનારો રખોપિયો

**વસાણું** નપું. સુવાસિત પદાર્થો (તેલમાં કે પાકમાં નાખવાના)

**વસકવું** અ. ક્રિ. (ગાય ભેંસ બકરી વગેરેનું) દૂધ દેતાં બંધ થવું

**વસૂલ** [આ.] અ. ચૂકતે થાય કે થયેલું હોય એમ (માગણાની રકમ); **–લાત** સ્ત્રી. વસૂલ થવું કે કરવું એ; વસૂલ થવા–કરવાની રકમ; મહેસૂલ

**વસ્તુ** [સં. નપું.] નપું. નાટક કે કથાનો મૂળ વિષય; સ્ત્રી. ચીજ, પદાર્થ

**વસ્ત્ર** [સં.] નપું. કપડું

**વહાણું** નપું. પ્રભાત

**વહાર** સ્ત્રી. (લડાઈ કે ઝઘડામાં આવતી) સહાય, કુમક

**વહાલું** વિ. પ્રિય, ગમતું; **વહાલ** નપું. પ્રેમ, હેત; વાત્સલ્ય; **વહાલપ** સ્ત્રી. હેત; **વહાલમ** પું. પ્રિયતમ, પતિ; **વહાલેશરી** વિ. હિત ઇચ્છનારું

**વહી** [આ.] સ્ત્રી. ખુદાનો સંદેશો; નામાનો ચોપડો; વંશાવળીનો ચોપડો; **૦વટ** પું. કારભાર, વ્યવસ્થા; **૦વટદાર** પું. વહીવટ કરનાર; **૦વટી** સ્ત્રી. વહીવટને લાગતું; **૦વંચો** પું. વંશાવળી રાખી વાંચનારો બારોટ

**વહેમ** પું. સંદેહ, શક; ભ્રમ; **-માવું** અ. ક્રિ. વહેમમાં પડવું; **-મી, -મીલું** ત્રિ. વહેમથી ભરેલું

**વહેરવું** સ. ક્રિ. કરવત વડે કાપવું; **વહેર** પું. વહેરવું એ; વહેરતાં પડેલો ભૂકો; ફાટ, ચીરો; **-ણિયો** પું. વહેરવાનું કામ કરનારો કારીગર; **વહેરાઈ, વહેરામણી** સ્ત્રી., **વહેરામણ** નપું. વહેરવાનું મહેનતાણું

**વહેલું** વિ. સમય પહેલાંનું; ઉતાવળું, જલદી

**વહેવાર** પું. વ્યવહાર; સંબંધ જાળવનારું વર્તન; (લા.) આચરણ; **-રુ** વિ. વ્યવહારમાં ચાલી શકે એવું

**વહેવું** અ. ક્રિ. પ્રવાહ ચાલવો; વીતવું; (લા.) વંઠી જવું; સ. ક્રિ. ખમવું, વેઠવું; ઊંચકવું; **-ણ** નપું. વહેવું, પ્રવાહ ચાલવો એ; પ્રવાહ; **-ળો** પું. નાનો પ્રવાહ; **-ળિયું** નપું. નાનો વહેળો; **વહાણ** નપું. મોટો મછવો, નાવ; **વહાણવટું** નપું. વહાણુ ખેડવાનો ધંધો; **વહાણોટ** પું. ખલાસી, ખારવો

**વહેંચવું** સ. ક્રિ. હિસ્સા પાડવા, વાંટવું; **-ણ, -ણી** સ્ત્રી. વાટવું-વહેંચવું એ; હિસ્સો

**વહોરવું** સ. ક્રિ. ખરીદ કરવું; (લા.) જોખમ ઉપાડવું; **-ત** સ્ત્રી. વહોરવું એ; (લા.) જોખમ; **વહોરો** પું. (વેપાર વણજ કરનારો વેપારી – એ ઉપરથી) નાગર વાણિયા વગેરેમાં એક અટક; મુસલમાનોમાં શિયા-પંથી લોટિયા–દાઉદી જમાતનો પુરુષ; મુસલમાન સુન્નીપંથનો એ નામથી ઓળખાતી જાતનો પુરુષ; **વહોરી** સ્ત્રી. વહોરાની સ્ત્રી

**વળગવું** અ. ક્રિ. બાઝવું. ચોટવું, લપેટવું; (લા.) આગ્રહથી કામે લાગવું; **-ણ** નપું. વળગેલો પદાર્થ; (લા.) ભૂતપ્રેતનો વળગાડ; **-ણી** સ્ત્રી. લૂગડાં મૂકવાનો છાપરામાં કે ધાબામા દોરીએ બાંધેલો વાંસડો; **વળગાડ** પુ.(લા.) ભૂતપ્રેત વગેરેની છાયામાં આવી જવું એ; **વળગાડવું** સ. ક્રિ. (પ્રેરક) વળગે એમ કરવું; (લા.) માથે નાખવું

**વળવું** અ. ક્રિ. વાંકા થવું; મરડાવું; પાછા ફરવું; ઊપજવું, ચાલવું; બંધાવું; **વળ** પું. આમળો; આંટો, ફેર; વગ; અંટસ, કીનો; આગ્રહ, વટ; સાંધામાં ઘલાતી ગાંઠ; **વલણ** નપું. વૃત્તિ; વળતર; **વળતર** નપું. બાદલ તરીકે વાળી આપવાનું કે મજરે આપવાનું હોય એ; **વળદાર** વિ. વળવાળું; **વળાંકો** પું. વલણ; **વાળવું** સ. ક્રિ. (પ્રેરક) વાંકું કરવું; નમાવવું; પાછા ફેરવવું; આકાર કરવો; કચરો કાઢવો; ઢાંકી દેવું; રસ્તો કરવો; **વ(-વો)ળાવવું** સ. ક્રિ. (પ્રેરક) કન્યા કે વહુને સાસરે મોકલવું; **વળામણ** નપું. વાળવાનું મહેનતાણું; વાળતાં નીકળેલો કચરો; **વળામણું** નપું. વળાવવું એ; વિદાય, **વ(-વો)ળાવિયો, વળાવો** પું. રસ્તામાં સંભળ રાખનાર; **વળાંક** પું. માર્ગ જ્યાં વળતો હોવ તે ભાગ; (અક્ષર કે લેખનનો) મરોડ; **વળિયું** નપું. સોના કે ચાંદીનું બાળકના પગનું ઘરેણું; **વળું** નપું. જમીનનું પડ

**વળો** પું. છાપરાનું મોટું અણઘડ પીઢ; **–ળી** સ્ત્રી. નાનો વળો

**વાઈ** સ્ત્રી. વાયુરોગ, ફેફરું

**વાગવું** અ. ક્રિ. વાજવું, બજવું, (વાદ્યનો) અવાજ નીકળવો; ઈજા થવી, જખમ થવો; ટકોરાનો અવાજ થવો–સમય થવો

**વાગોળવું** સ. ક્રિ. ખાધેલું પેટમાં જઈ પાછું મોંમાં આવ્યે ચાવવું; (લા.) ધીમે ધીમે ખાઇ વાર લગાડવી; **વાગોળ** નપું. ઓગાળ; સ્ત્રી. વડ-વાંદરું

**વાઘ** પું. એક હિંસક પ્રાણી-બિલાડી-ની જાતનું; **૦ણ** સ્ત્રી. વાઘની માદા

**વાઘરી** પું. ગુજરાત-સૌરાષ્ટ્રની દાતણ વેચવાં–મધ ઝેરવું વગેરે કામ કરનારી જાતિનો પુરુષ; (લા.) મેલો ગંદો કે લુચ્ચો માણસ; **–રણ** સ્ત્રી. વાઘરીની સ્ત્રી

**વાઘો** પું. ઠાકોરજીને ચડાવવામાં આવતું કોઇ પણ સીવેલું વસ્ત્ર; પોશાક

**વાચા** [સં.] સ્ત્રી. વાણી; **વાચક** [સં.] વિ. દર્શક, બોધક; વાંચનાર; **વાચન** [સં.] નપું. વાચવું એ; **વાચના** [સં.] સ્ત્રી. ગ્રંથની લિખિત ઇબારત, પાઠ

**વાછટ, વાછંટ** સ્ત્રી. પવનથી ઊડતી વરસાદની ઝીણી છાંટ; **–ટિયું** નપું. વાછટ રોકવા કરવામાં આવતું છજું

**વાછરું** નપું. ગાયનું બચ્ચું; **–રો** પું. શીતળા માતાનો વાછડાની આકૃતિનો દેવ; **વાછ(૦ર)ડું** નપું. ગાયનું બચ્ચું; **વાછ(૦ર)ડો** પું. નર વાછડું; **વાછ(૦ર)ડી** સ્ત્રી. માદા વાછડું

**વાજબી** [આ.] વિ. યોગ્ય, ઘટતું

**વાજિંત્ર** નપું. કોઇ પણ પ્રકારનું વાદ્ય; **વાજું** નપું. વાદ્ય; સૂરવાળું હાર્મોનિયમ; ગ્રામોફોન

**વાજોવાજ** અ. ઝપાટાબંધ, વેગથી

**વા(૦વા)ઝોડું** નપું. પવનનું તોફાન

**વાટ** સ્ત્રી. રસ્તો, માર્ગ; (લા.) રાહ, પ્રતીક્ષા; **વટેમાર્ગુ** વિ. મુસાફર

**વાટ** સ્ત્રી. દિવેટ; ગાડા કે રથના પૈડા ઉપર ચડાવવામાં આવતો લોખંડનો પાટો; ટ્યૂબ-ટાયર (સાઇકલ વગેરેનાં)

**વાટ(-ડ)કો** પું. ધાતુનું ઊભી દીવાલનું છાલિયું; **-કી** સ્ત્રી. નાનો વાટકો

**વાટવું** સ. ક્રી. બારીક ભૂકો-લસોટીને-કરવો

**વાટાઘાટ** સ્ત્રી. મસલત, ભાંજઘડ

**વાડ** સ્ત્રી. ખેતર કે બાગ વગેરેને ફરતી કાંટા વગેરેની આડચ; **-ડી** સ્ત્રી. બગીચો; ઉનાળામાં પાણી પાઇને કરેલું જુવાર વગેરેની વાવણીવાળું ખેતર; નાતની વંડી; **-ડો** પું. ઘર નજીકનો ઘાસ પૂળા રાખવાનો ખુલ્લો વાડ કરેલો ભાગ; વાગ્રરી વગેરે જ્યાં શાક વાવે છે તેવું નાનું ખેતર; બકરાં ઘેટાં પૂરવાની જગ્યા; ખુલ્લામાં બાજર બેસી શકાય તેવો આંતરેલો ભાગ; (લા.) તડ, પક્ષ; **વાડ (-ઢ)** પું. શેરડીનું ખેતર

**વાડિયું** નપું. ખજૂર ભરવાનું સાદડીનું છાલકું

**વાઢવું** સ. ક્રિ. ઓજાર વતી કાપવું; (લા.) ઘસાતું બોલવું; **વાઢ** પું. વાઢવું (ઊભેલા મોલને) એ; કાપ; જખમ

**વાણિયો** પું. વણિક; **-યેણ, -યણ, -યાણી** સ્ત્રી. વણીક સ્ત્રી; **વાણોતર** પું. ગુમાસ્તો

**વાણી** [સં.] સ્ત્રી. વાચા, બોલી

**વાત** સ્ત્રી. વારતા; વાતચીત; **-તૂ-(-તો)ડિયું** વિ. વાત જ કર્યા કરનારું

**વાતાવરણ** [સં.] નપું. પૃથ્વીને વીંટાઇને રહેલું વાયુનું આવરણ; (લા.) આજુ-બાજુની પરિસ્થિતિ

**વાદ** [સં.] પું. ચર્ચા, શાસ્ત્રાર્થ; તકરાર; હઠ; જ્ઞાન વિજ્ઞાન વગેરેનું સિદ્ધાંત વિશેનું તારણ; **૦વિવાદ** [સં.] પું. સામસામા સવાલ જવાબ; **-દાવાદી** સ્ત્રી. વાગ્વિવાદની ખેંચા-ખેંચી; અદેખાઇ ભરેલું અનુકરણ; **-દી** [સં.] વિ સંગીતમાં જે સ્વરથી સપ્તક બાંધવામા આવે છે તે સ્વર; પું. સાપના ખેલ કરનારી જાતનો આદમી; **-દણ** સ્ત્રી. વાદીની સ્ત્રી; **-દીલું** વિ. (લા.) હઠીલું, મમતી

**વાન** પું. (શરીરનો) રંગ; શરીર; **-ની** સ્ત્રી. શોખ

**વાનગી** સ્ત્રી. નમૂનો (ખાસ કરીને ખાવાના પદાર્થનો); સંગીત વગેરેની નમૂનેદાર ચીજ

**વાનું** નપું. ચીજ, જણસ; **-ની** સ્ત્રી. (જમણ) ની ચીજ

**વાપરવું** સ. ક્રિ. ઉપયોગ કરવો; (જૈનોમાં) પદાર્થ ખાવો, ભોજન કરવું-પીવું; **વાપર** પું., **વપરાશ** પું., સ્ત્રી. ઉપયોગ

**વામ, વાંભ** સ્ત્રી. બે હાથ ખભા સમાંતર લંબાવતાં થતું માપ

**વામણું** વિ. ઠિંગણું, નીચા ઘાટનું

**વામવું** સ. ક્રિ. (તોફાન વખતે વહાણ ન ડૂબે એ માટે ભાર ઓછો કરવા) સામાનને દરિયામાં ફેંકી દેવો

**વાયકા** સ્ત્રી. વાત, અફવા; (લા.) નિંદા

**વાયડું** વિ. પેટમાં ગેસ ઉત્પન્ન કરે તેવું; (લા.) આડા ટારડા સ્વભાવનું, હઠીલું; **–ડાઈ** સ્ત્રી. વાયડાપણું

**વાયદો** પું. સોદાની મુદત; અવધિ

**વાયુ** [સં.] પું. પવન; **વાયરો** પું. ફૂંકાતો પવન; (લા.) શરીરની શક્તિ; **વાયલ** વિ. (લા.) મનનું તરંગી **વાયું** નપું. પેટમાં ગેસની પીડા

**વાર** પું. ત્રણ ફૂટનું માપ

**વાર** [સં.] પું. અઠવાડિયાનો દરેક દિવસ; **–રંવાર** [સં.], **–રેવાર** અ. હરઘડીએ જ્યારે ને ત્યારે; **–રેવારિયું** નપું. દિવસો ગણીને દિવસ વારને હિસાબે ગણવામાં આવતું વ્યાજ

**વારવું** સ. ક્રિ. અટકાવવું, રોકવું, મના કરવી; (લા.) ઓવારણાં લેવાં; ફિદા થઇ જવું; **–ણ** [સં.] નપું. વારવું એ; નિવારવાની ક્રિયા; **–ણું** નપું. વરવધૂ પરણીને ગયા પછી કન્યાવાળાં એ બેઉને તેડી લાવે એ; **વાર** સ્ત્રી. વિલંબ, સમય, વખત; **વારી** સ્ત્રી. ક્રમ, વારો, પાળી; **વારો** પું ક્રમ

**વારંટ** [અં.] નપું. કચેરી કે અદાલતમાં હાજર થવાનું સરકારી ફરમાન; એવા ફરમાનનું કાગળિયું

**વાર્તા** [સં.] સ્ત્રી. સમાચાર, ખબર; નાની કથા

**વાલ** પું. બ. વ. વાલોરના દાણા; ઓળિયાના દાણા; ત્રણ રતી જેટલું તોલ (ત્યાં એ. વ. માં પણ); **–લોળ** સ્ત્રી. જેમાંથી વાલ થાય છે તે શાક

**વાલી** [અ.] પું. રક્ષક–પાલક વડીલ

**વાવ** સ્ત્રી. મોટો પહોળો કૂવો; પગથિયાંવાળો કૂવો; **૦ડું** નપું. વાવના પાણીથી જ્યાં પાઈ પાક તેમજ ફળફૂલ વગેરેનાં ઝાડ-છોડ ઉછેરવામાં આવે છે તેવું ખેતર

**વાવટો** પું. ધ્વજા; **–ટી** સ્ત્રી. નાની ધ્વજા

**વાવડ** પું. સમાચાર; ભાળ, પત્તો

**વાવલવું** સ. ક્રિ. કણસલાં સહિતના દાણાને સૂપડામાંથી એવી રીતે નીચે નાખવા કે ફોતરી ઊડી જાય અને દાણાનો નીચે ઢગલો થાય

**વાવવું** સ. ક્રિ. ઉગાડવા માટે જમીનમાં બી ડાળી કે રોપાં ખોવાં; **–ણી** સ્ત્રી. વાવવું એ;(લા.) વાવણી કરી શકાય એટલો વરસાદ; **–ણું** નપું. વાવવું એ; **વાવેતર** નપું. વાવવું એ; વાવેલું એ

**વાવું** અ. ક્રિ. (પવનનું) ફૂંકાવું; (શરીરે ટાઢની) અસર થવી

**વાશ** સ્ત્રી. શ્રાદ્ધભોજન વખતે કાગડાને ખવડાવવા નાખવામાં આવતું ખાવાનું, કાગવાશ

**વાસ** સ્ત્રી. ગંધ; દુર્ગંધ; **–સી** વિ. આગલા દિવસનું ઊતરી ગયેલું–બગડી ગયેલું; આગલા દિવસનું વપરાયેલું પડેલું

**વાસણ** નપું. ઠામ, પાત્ર

**વાસના** [સં.] સ્ત્રી. પૂર્વ (જન્મ)ના સંસ્કારોથી મજબૂત બનેલી કામના

**વાસી(-સીં)દુ** નપું. ઝાડુથી સાફ કરવું એ; ઢોરનાં છાણ મૂતર વગેરે સાફ કરવાં એ; એવો પડેલો કચરો

**વાહન** [સં.] નપું. આવજા કરવા માટે વપરાતું બેસવાનું સાધન; વિચાર લાગણી વગેરે બોલીને પ્રકટ કરવાનું સાધન, માધ્યમ

**વાહ, ૦વાહ** અ. આશ્ચર્યનો ઉદ્‌ગાર; સ્ત્રી. સારી એવી કીર્તિ

**વાહિયાત** અ. વિ. વ્યર્થ, નકામું. સ્ત્રી. વાયડાપણું

**વાળ** પું. કેશ, મોવાળો; **-ળંદ** પું. વાળ કાપવાનો ધંધો કરનાર જાતનો પુરુષ; **-ળો** પું. હાથ પગ વગેરેમાં ફોડા પડી એમાંથી નીકળતી તાતણા જેવી જીવાત; એનો રોગ

**વાળુ** નપું. સાંઝનું ભોજન

**વાળો** પું. ધાતુનો તાર; **-ળી** સ્ત્રી. કાન નાકમાં પહેરવાની સોના ચાંદી કે પિત્તળ વગેરેની કડી

**વાંકુ** વિ. સીધું-સપાટ નહિ તે, ગોળાંક લેતું; (લા.) કુટિલ; વિરુદ્ધ પડેલું; નપું. વાંકાઈ; વાંધો; ગેરસમજ; **વાંક** પું. ગુનો, અપરાધ; સ્ત્રીઓના હાથનું એક ઘરેણું; સ્ત્રી. રાંટ, વાંકાઇ

**વાંકડું,-ડિયું** વિ. વળાંક લેતું (વાળ વગેરે); **વાંકાઇ** સ્ત્રી. વાંકાપણું; **વંકાવું** અ. ક્રિ. વાંકું થઈ જવું

**વાંધું** નપું. કોતર, વાયુંવાગળું

**વાંધો** પું. વર્ગ, પ્રકાર

**વાંચવું** સ. ક્રિ. લખેલું ઉકેલી બોલવું એ; લખેલું મનમાં ઉકેલવું એ

**વાંચ્છવું** સ. ક્રિ. વાંછવું; (લા.) ભાખવું

**વાંછવું** સ. ક્રિ. ઇચ્છવું

**વાંઝ,૦ણી, -ઝિયણ** સ્ત્રી. સંતાન ન થતાં હોય તેવી સ્ત્રી, વંધ્યા; **-ઝિયું** વિ. જેને સંતાન નથી થયું તેવું (પુરુષ કે સ્ત્રી)

**વાંઝો** પું. વણકર; દરજીની એક જાત

**વાંટવું** સ. ક્રિ. વહેંચણી કરવી; **વાંટ** પું. હિસ્સો, ભાગ; **વાંટો** પું. વાંટ; ગરાસમાં આપવાનો કે મળેલો જમીનનો ટુકડો

**વાંઢું** વિ. જેનું સગપણ નથી થયું તેવું (સ્ત્રી કે પુરુષ), અપરિણીત

**વાંદર** પું. વાનર; **-રું** નપું. વાનર (સામાન્ય)

**વાંદવું** સ. ક્રિ. પવિત્ર કે પ્રસાદી પદાર્થને માન આપવું; પ્રસાદનો કણ મોંમાં મૂકવો કે માથે ચડાવવો

**વાંધો** પું. બાધા, હરકત; વિરોધ; (લા.) ઝઘડો, તકરાર

**વાંભ** સ્ત્રી. બે હાથ પહોળા કરી જેટલી લંબાઈ થાય તેટલું માપ, વામ

**વાંસ** પું. સોટા જેવો એક જંગલી છોડ; એનો સોટો, બાંબુ; સાતથી આઠ હાથ જેટલું માપ; **૦ડો** પું. વાંસનો સોટો; **૦ળી** સ્ત્રી. બંસી; રૂપિયા ભરવાની લાંબી પાતળી કોથળી (જે કેડ ઉપર બાંધી લેવાય); **૦લો** પું. સુતારનો ચપટો કુહાડો; **વાંસો** પું. બરડો, પીઠ; **વાંસે** અ. પાછળ **વાંસલું** વિ. પાછળની બાજુએ રહેલું; પછી થયેલું, પાછળનું

**વિકરાળ** [સં.] વિ. ભયાનક, બિહામણું

**વિકલ્પ** [સં.] પું. તર્કવિતર્ક, સંદેહ; બેમાંથી સ્વીકારવા જેવી વાત કે વસ્તુ

**વિકાર** [સં.] પું. ફેરફાર; શારીરિક કે માનસિક બગાડ

**વિકાસ** [સં.] પું. ખીલવું એ, ઉત્ક્રાંતિ **વિકસવું** અ. ક્રિ. ખીલવું

**વિખવાદ** પું. (લા.) વેરઝેર ઉત્પન્ન થાય તેવી સ્થિતિ; ઝઘડો

**વિગત** સ્ત્રી. છૂટે છૂટી હકીકત, બીના **૦વાર** અ. છૂટે છૂટી તપસીલવાર

**વિગ્રહ** [સં.] પું. યુદ્ધ; ઝઘડો; વધરો

**વિઘ્ન** [સં.] નપું. અડચણ, નડતર; સંકટ, મુશ્કેલી

**વિચાર** [સં.] પું. મનથી ચિંતવવું એ; ઉદ્દેશ, આશય; મનસૂબો; **૦વું** અ. ક્રિ. વિચાર કરવો, ચિંતવવું; **વિચરવું** અ. ક્રિ. આમતેમ ફરવું

**વિચિત્ર** [સં.] વિ. વિલક્ષણ; અદ્ભુત; તરેહવાર

**વિજય** [સં.] પું. જીત, ફતેહ; **–યી** વિ. વિજયવાળું

**વિજોગ** પું. વિયોગ, છૂટા થવાપણું

**વિજ્ઞાન** [સં.] નપું. બ્રહ્મ વગેરે અલૌકિક પદાર્થોનું જ્ઞાન; શાસ્ત્રીય જ્ઞાન; ભૌતિક પદાર્થોની સૂક્ષ્મતાનો વિચાર કરતું શાસ્ત્ર, 'સાયન્સ'

**વિટંબણા, વિટમણા** સ્ત્રી. મુશ્કેલી; સંતાપ, દુઃખ

**વિદાય** વિ. વળાવેલું; સ્ત્રી. છૂટા થવા દેવું એ, રવાનગી

**વિદેશ** [સં.] પું. પરદેશ; **–શી** [સં.] વિ. પરદેશી

**વિદ્યા** [સં.] સ્ત્રી. જ્ઞાન; કોઈપણ શાસ્ત્ર કે કળાની સૂઝ; તે તે શાસ્ત્ર કે કળા; **૦પીઠ** સ્ત્રી. વિશ્વવિદ્યાલય; **વિદ્યાર્થી** [સં.] શિષ્ય, નિશાળિયો; **વિદ્યાર્થિની** [સં.] સ્ત્રી. શિષ્યા; **વિદ્વાન** [સં.] વિ. વિદ્યાવાળું

**વિધવા** [સં.] સ્ત્રી. રાંડેલી સ્ત્રી

**વિધાન** [સં.] નપું. વિધિ, કરવું એ; શાસ્ત્રની આજ્ઞા; રાષ્ટ્રનું બંધારણ; **૦સભા** [સં.] સ્ત્રી. રાષ્ટ્રને માટે કાયદા બાંધતી વરિષ્ઠ સભા

**વિધિ** [સં. પું.] પું. બ્રહ્મા; સ્ત્રી. ભાગ્યદેવતા, વિધાતા; પું. સ્ત્રી. શાસ્ત્રાજ્ઞા; સંસ્કાર; ધાર્મિક ક્રિયાક્રમ

**વિધુર** [સં.] પું. જેની સ્ત્રી મરી ગઈ છે તેવો પુરુષ, રાંડેલો પુરુષ

**વિનય** [સં.] પું. કેળવાયેલ સ્થિતિ; વિવેક; **–યી** [સં.] વિ. વિવેકવાળું; **૦મંદિર** [સં.] નપું. 'આર્ટ્સ કૉલેજ'

**વિનંતિ,–તી** સ્ત્રી. વિજ્ઞપ્તિ, આજીજી, અરજ

**વિના** [સં.] અ. વગર, સિવાય

**વિનાશ** [સં.] પું. ભારે નાશ; ૦ક [સં.] વિ. નાશ કરનારું ;–શિકા [સં.] સ્ત્રી. લોઢાના બખ્તરવાળી લડાયક પ્રકારની આગબોટ

**વિભાગ** [સં.] પું. ભાગનો પણ ભાગ, ભાગલો, ખંડ

**વિમાન** [સં.] નપું. આકાશયાન, આકાશી વાહન; સાધુ સંતોની નનામી–ઠાઠડી (મ્યાનાના ઘાટની)

**વિમાસવું** અ. ક્રિ. પસ્તાવું;–ણ સ્ત્રી. પસ્તાવો; ઊંડી ચિંતા

**વિયોગ** [સં.] પું. જુદા પડવું એ, વિજોગ, વિરહ

**વિરલ** [સં.], –**લું** વિ. ભાગ્યેજ મળે એવું

**વિરહ** [સં.] પું. સ્નેહીઓનું છૂટા પડવું એ, વિજોગ

**વિરામ** [સં.] પું. થોભવું–અટકવું એ; વિસામો; ૦વું અ. ક્રિ. થોભવું, અટકવું

**વિરોધ** [સં.] પું. સામનો કરવો એ; (લા.) શત્રુવટ; તકરાર; –**ધી** [સં.] વિ. વિરુદ્ધનું; દુશ્મન

**વિલંબ** [સં.] પું. વાર લગાડવી એ, ઢીલ

**વિલાપ** [સં.] પું. મોટેથી રડવું એ

**વિલાયત** [આ.] સ્ત્રી. નપું. વતન; (લા.) અંગ્રેજોનો પોતાનો દેશ, ઇંગ્લેન્ડ; –**તી** વિ. ઇંગ્લેન્ડમાં બનેલું; (લા.) પરદેશી; અદ્ભુત, અસાધારણ

**વિવાદ** [સં.] પું. ચર્ચા; ઝઘડો

**વિવાહ** [સં.] પું. લગ્ન; સગપણ; –**હિત** [સં.] વિ. પરણેલું; **વિવાડો** પું. વિવાહ-ગાળો, લગ્નસરા

**વિવેક** [સં.] પું. શું સારું-શું નરસું એ જોવાની સમજ; સભ્યતા ભરેલું વર્તન, વિનય; (લા.) કરકસર; –**કી** [સં.] વિ. વિવેકવાળું, વિનયી; **વિવેચન** [સં.] નપું. સ્પષ્ટીકરણ—ગુણદોષ જુદા પાડી વિવરણ કરવું એ

**વિશેષ** [સં.] પું. વધારો; વિ. વધારે **વિશેષણ** [સં.] નપું. વધારો કરે તેવો શબ્દ; **વિશેષ્ય** [સં.] વિ. નપું. જેનો વધારો થાય તેવો શબ્દ

**વિશ્વ** [સં. સર્વ.]નપું. સૃષ્ટિ, જગત; ૦**વિદ્યાલય** [સં. પું. 'નપું.] નપું. વિદ્યાપીઠ, 'યુનિવર્સિટી'

**વિશ્વાસ** [સં.] પું. ભરોસો; ખાતરી; શ્રદ્ધા, આસ્થા; –**સી** વિ. (લા.) ખ્રિસ્તી ધર્મમાં માનનારું; –**સુ** વિ. ભરોસો રાખી રહેનારું

**વિષ** [સં.] નપું. ઝેર

**વિષમ** [સં.] વિ. અસમાન; (લા.) મુશ્કેલ

**વિષય** [સં.] પું. ઇંદ્રિય ગ્રહણ કરી શકે તે પદાર્થ કે ભાવ; ભોગવવું એ; કામભોગ; અભ્યાસ કે મનન વગેરેનો મુદ્દો; –**યી** [સં.] વિ. કામાસક્ત

**વિસાત** [આ.] સ્ત્રી. માલમત, કિંમત મહત્તા; (લા.) ગજું, તાકાત; ગણના, ગણતરી. લેખું

**વિસામો** પું. વિશ્રામ, થાક ખાવો એ; થાક ખાવાની જગ્યા; એવી જગ્યા ઉપર બાંધેલો ઓટલો

**વિસ્મય** [સં.] પું. અચંબો, અચરજ

**વિહાર** [સં.] પું. આનંદમાં હરવું ફરવું એ; ક્રીડા; જૈન સાધુઓનું એક સ્થળેથી બીજે સ્થળે જવું એ; (બૌદ્ધોનો) મઠ; બિહાર રાજ્ય

**વીખરાવું** અ. ક્રિ. છૂટા પડવું-છિન્ન-ભિન્ન થઇ વેરાવું; **વિખેરવું** સ. ક્રિ. (પ્રેરક) વીખરાય એમ કરવું

**વીઘું** નપું.–**ઘો** પું. પચીસેક ગુંઠાનું જમીનનું એક માપ; **વિઘોટી** સ્ત્રી. વીઘા દીઠ નક્કી કરેલી રોકડ મહેસૂલ

**વીછળવું** સ. ક્રિ. ઊટકેલાં કે એઠાં વાસણ કે હાથ વગેરે પાણીથી ધોવાં

**વીજ, ૦ળી** સ્ત્રી. વિદ્યુત; યંત્રથી ઊભી કરેલી વિદ્યુત; **૦ળિક** વિ. વીજળીના જેવું

**વીણવું** સ. ક્રિ. કણે કણે કરી ઊચકવું

**વીતવું** અ. ક્રિ. ગુજરવું, પસાર થવું;–**ક** નપું. વીતેલું હોય તેવું; દુઃખ, સંકટ; **વિતાડવું** સ. ક્રિ. (પ્રેરક) સંકટ-માંથી પસાર કરવું; દુઃખ દેવું

**વીનવવું** સ. ક્રિ. વિનંતિ કરવી; **વિનવણી** સ્ત્રી. વિનંતિ, આજીજી

**વીમો** પું. વસ્તુ કે જીવનને નુકસાન પહોંચતાં એ બદલ પૈસાથી થતી ભરપાઈ; એનો કરાર; એ પેટે ભર-વામાં આવતો હપતો

**વીર** [સં.] વિ. બહાદુર, શૂર; પું. (બહેનને) ભાઇ;–**રી** સ્ત્રી. બહેન;–**રો** પું. (બહેનને) ભાઈ

**વીરડો** પું. તળાવમાં કે નદીની રેતીમાં ખોદવામાં આવતો ઢીકવો

**વીલ** [અં.] નપું. વસિયતનામું

**વીલું** વિ. ઢીલા કે નિમાણા મોઢાવાળું; (લા.) રઝળતું

**વીશી** સ્ત્રી. પૈસા આપીને જ્યાં જમ-વાનું મળે તેવી જગ્યા, 'લૉજ'

**વીસરવું** સ. ક્રિ. ભૂલી જવું

**વીંખવું** સ. ક્રિ. ખેરવિખેર કરવું, પીંખવું

**વીંચવું** સ. ક્રિ. આંખ બંધ કરવી, મીંચવું

**વીંછી** પું. જેની પૂછડીમાં ઝેર છે ને એનાથી ડંખ આપે છે એવું જંતુ; –**છિયો** પું., –**યાં**, નપું. બ. વ., **વીંછુવા** પું. બ. વ. વીંછીના આકારનું પગના પંજા ઉપરનું ઘરેણું;–**છુડો** પું. (લા.) આકાશમાં વૃશ્ચિક રાશિનો વીંછીના આકારનો તારકસમૂહ; એક કુયોગ

**વીંજણો** પું. પંખો

**વીંઝવું** સ. ક્રિ. હવામાં (હથિયારને) જોરથી ફેરવવું

**વીંટવું** સ. ક્રિ. લપેટવું; **વીંટો, વીંટલો** પું. બીંડલું; **વીંટલી** સ્ત્રી. નાનો વીંટો; **વીંટાડવું** સ. ક્રિ. (પ્રેરક) વીંટે એમ કરવું

**વીંધવું** સ. ક્રિ. વેહ પાડવો; ભોંકવું; **વીંધ** નપું. કાણું, બાકું, નાકું

**વૃત્તાંત** [સં.] પું. સમાચાર, હકીકત

**વૃત્તિ** [સં.] સ્ત્રી. મનનું વલણ; વિચાર; (લા.) ટૂંકું વિવરણ; આજીવિકા

**વૃદ્ધ** [સં.] વિ. ઘરડું; વડીલ; **–દ્ધિ** [સં.] સ્ત્રી. વધારો; (લા.) ચડતી

**વેકળો** પું. વેકૂર–જાડી રેતીવાળો પહોળો વહેળો, વોકળો

**વેકૂર** સ્ત્રી. જાડી રેતી

**વેંખલું** વિ. તૂટેલા દાતવાળું; (લા.) લુચ્ચું

**વેગ** [સં.] પું. ગતિ, ઝડપ, જોસ; **–ગીલું** વિ. વેગવાળું, ઝડપી

**વેગળું** વિ. દૂર રહેલું, જુદું, અલગ

**વેચવું** સ. ક્રિ. મૂલ્ય લઈને આપવું; **–વાલ** વિ. વેચવાવાળું; **વેચાઉ** વિ. વેચવા માટે કાઢેલું; **વેચાણ** નપું. વેચવું એ

**વેજા** સ્ત્રી. (લા.) ઉપાધિ કરે એવી સંતતિ

**વેજું** નપું. દરવાજે કે રસ્તા ઉપર વીંધવાના નિમિત્તે બાંધવામાં આવતું નાળિયેર

**વેઠ** સ્ત્રી. ફરજિયાત વૈતરું; (લા.) પીડા, ઉપાધિ; **૦વું** સ. ક્રિ. સહન કરવું, ખમવું; (લા.) નિભાવવું; **–ઠિયો** પું. વેઠ કરનારો મજૂર

**વેડફવું** સ. ક્રિ. નકામું ખરચી નાખવું

**વેડમી** સ્ત્રી. પૂરણપોળી

**વેડવું** સ. ક્રિ. (આંબા વગેરે વૃક્ષ ઉપરથી વાંસડા વતી) ફળ તોડવાં; **વેડી** સ્ત્રી. વાંસડાને છેડે ફળ પકડવાની જાળીવાળી થેલી; **વેડો** પું. વેડવાનું કામ કરનારો

**વેઢ** પું. આંગળામાં સાંધાઓ આગળનો કાપ; વેઢ ઉપર પહેરવાનો આંટા-આંટાવાળો કરડો; **વેઢલો** પું. સ્ત્રીઓના કાનમાં પહેરવાનું એક ઘરેણું; **વેઢો** પું. આંગળાંનો દરેક સાંધો

**વેણી** [સં.] સ્ત્રી. અંબોડો; છૂટો ગૂંથેલો ચોટલો; અંબોડામાં ઘાલવાની ફૂલ વગેરેની બનાવટ; કમાડમાં જડેલી ઊભી ચીપ

**વેતર** નપું. જાનવરોમાં પ્રત્યેક બચ્ચાનું વિયાવું એ; એ રીતે વિયાયેલું પ્રત્યેક બચ્ચું

**વેતરવું** સ ક્રિ. ભાગ પાડવા; કપડું સીવવા માપસર કાપવું; **–ણ** સ્ત્રી. વેતરવું એ; (લા.) ગોઠવણ, વ્યવસ્થા

**વેદ** [સં.] પું. આર્યોનું મૂળ ધાર્મિક સૂક્તોનું પુસ્તક (એ ચાર છે : ઋગ્વેદ યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ); **૦ના** [સં.] સ્ત્રી. દુઃખ, પીડા; **–દાંત** [સં. પું.] નપું. આર્યોનું તત્ત્વજ્ઞાન (ઉપનિષદોમાં ચર્ચાયેલું); **–દાંતી** [સં.] વિ. તત્ત્વજ્ઞાની; **–દિયું** વિ. (લા.) માત્ર પુસ્તકિયા જ્ઞાનવાળું; મૂર્ખ

**વેદી** [સં.] સ્ત્રી. યજ્ઞકુંડ; હોમ વગેરે કરવાની ચોરસ ઓટલી

**વેપાર** પું. માલ વેચવા સારવાનો ધંધો; **–રી** વિ. વેપાર કરનારું

**વેર** નપું. શત્રુતા; દુશ્મનાવટ; (લા.) દ્વેષ; **–રી** વિ. શત્રુ; **–રણ** સ્ત્રી. શત્રુસ્ત્રી

**વેરવું** સ. ક્રિ. છૂટું છૂટું વીખરાય એમ નાખવું; **વેરણછેરણ** નપું. વેર વિખેર થઈ પાથરવું–પથરાવું એ
**વેરાન** વિ. ઉજ્જડ
**વેરે** અ. (લગ્નમાં જોડાઈને) જોડે, સાથે
**વેરો** પું. કર, જકાત
**વેલ, ૦ડી,–લી** સ્ત્રી. લતા; **–લો** પું. મોટી વેલ
**વેલ** સ્ત્રી. (લા.) પુનર્લગ્ન કરવાની ધણી છૂટ આપે ત્યારે જ્યાં બીજે પુનર્લગ્ન કરવા બાઇ જાય તે લોકો પાસેથી મળતી રકમ; **૦ડું** નપું. વહુને સાસરે લાવતાં સગાવહાલાનો સમૂહ; એવી રીતે લવાતું ઢાંકેલું ગાડું
**વેવલું** વિ. વ્યાકુળ; માલાફૂલું; **–લાઇ** સ્ત્રી. વેવલાપણું; **–લાં** નપું. બ. વ. વલખાં, ફાંફાં
**વેવાઈ** પું. દીકરા કે દીકરીનો સસરો (પરસ્પર); **–ણ** સ્ત્રી. દીકરા કે દીકરીની સાસુ (પરસ્પર);
**વેવશાળ, વેશવાળ** નપું. સગપણ, વિવાહ
**વેશ** [સં.] પું. પોશાક, પહેરવેશ; (ભવાઈમાં) પાત્રનું ઊતરવું એ; સોહાગણનાં ચિહ્ન
**વેસણ** નપું. ચણાનો લોટ
**વેહ** પું. વીંધ, કાણું
**વેળા** [સં.] સ્ત્રી. ટાણું, સમય
**વેળુ** સ્ત્રી. વેકૂર, જાડી રેતી
**વેંત** સ્ત્રી. હથેળીનો અંગૂઠાના નખથી ટચલી આંગળીના નખ સુધીનો પાથરેલા ભાગ **વંત** અ. તરત જ, લાગલું
**વૈતરું** નપું. થાક કે કંટાળો આપે તેવું કામ; મજૂરી; મજૂર
**વૈદ્ય** [સં.] પું. દેશી દવા જાણનાર; **૦ક** [સં.] નપું. વૈદ્યવિદ્યા; **–દું** નપું. વૈદ્યનું કામ, વૈદ્યનો ધંધો
**વૈભવ** [સં.] પું. જાહોજલાલી, સમૃદ્ધિ; **–વી** [સં] વિ. વૈભવવાળું
**વૈરાગ્ય** [સં.] નપું., **–ગ** પું. સંસાર ઉપરના આસક્તિનો અભાવ; **વૈરાગી** પું. વૈરાગ્યવાળું
**વૈષ્ણવ** [સં] વિ. વિષ્ણુની ભક્તિ કરનારું; એ ધર્મનું
**વોકળો** પું. નાનો વહેળો
**વોટ** [અં] પું. ચૂંટણીનો મત
**વોડકું** નપું. **–કી** સ્ત્રી. જુવાન ભેંસ
**વોળાવવું** સ. ક્રિ. વળાવવું, વિદાય કરવું; **વોળામણું** નપું. વોળાવવું એ; **વોળાવો** (**–વિયો**) પું. વળાવો
**વ્યાભિચાર** [સં.] પું. પારકાં સ્ત્રી પુરુષનો આડો સંબંધ; **–રી** [સં.] વિ. છિનાળવું
**વ્યવહાર** [સં.] પું. વહેવાર
**વ્યસન** [સં.] નપું. દુઃખ; બૂરી લત; **–ની** [સં.] વિ. બૂરી લતવાળું
**વ્યાકરણ** [સં.] નપું. ભાષાના પ્રયોગને જાળવનારું શાસ્ત્ર
**વ્યાજ** [સં.] નપું. નાણાં વાપરવા બદલ અપાતો રોકડ રકમનો વધારો; **૦ખાઉ, ૦ખોર** વિ. વ્યાજ ખાનાર; **૦ખાધ** સ્ત્રી. વ્યાજની ખોટ; **૦વટું** નપું. વ્યાજે નાણાં આપવાનો ધંધો
**વ્યાધિ** [સં. પું.] સ્ત્રી. રોગ; (લા.) ચિંતા

**વ્યાપક** [સં.] વિ. બધે ઠેકાણે પ્રસરીને રહેનારું

**વ્યાપાર** [સં.] નપું. હિલચાલ; વેપાર વણજ

**વ્યાયામ** [સં.] પું. કસરત; મહેનત

**વ્રત** [સં.] નપું. નિયમ પ્રમાણે કરવામાં આવતું ઉપવાસ વગેરે ધાર્મિક કાર્ય; (લા.) કરવા ન કરવાના નિર્ધાર

## શ

**શક** [આ.] પું. વહેમ, શંકા; **૦દાર** [ફા.] વિ. જેના ઉપર વહેમ છે તેવું; **૦સંદ** [ફા.] વિ. શકવાળું, સંશયમાં રહેલું

**શકરો** પું. બાજ પક્ષી; (લા.) પાકો ઉઠાવગીર

**શકવું** અ. ક્રિ. શક્તિમાન થવું; સંભવિત થવું; **શક્તિ** [સં.] સ્ત્રી. બળ, તાકાત; **શક્તિમાન** [સં.] વિ. શક્તિવાળું; **શક્ય** [સં.] વિ. બની શકે તેવું, સંભવિત

**શકોરું** નપું. માટીનું બટેરું

**શક્કર-ટેટી** સ્ત્રી. ટેટી, ખડબૂચું, તળિયું; **શક્કર-પારા** પું. બ.વ. ખાંડની ચાસણી ચડાવેલા ચણા વગેરે; **શક્કરિયું** નપું. જાંબલું કે સફેદ રતાળુ

**શગ** સ્ત્રી. દીવાની જ્યોત

**શઠ** [સં.] વિ. લુચ્ચું

**શણ** [સં.] નપું. ભીંડાની જાતનો એક છોડ; **-ણિયું** નપું. શણની બનાવટનું અબોટિયું; કંતાન, ગૂણિયું

**શણગારવું** સ. ક્રિ. સુશોભિત કરવું; **શણગાર** પું. શોભા

**શત્રુ** [સં.] પું. દુશ્મન; **૦વટ** સ્ત્રી. શત્રુતા

**શબ** [સં.] નપું. મુડદું

**શબ્દ** [સં.], પું. અવાજ; બોલ, વચન

**શરણ** [સં.], **-ણું** નપું. આશ્રય, આશરો

**શરણાઈ** સ્ત્રી. ફૂંકીને વગાડવાનું નળી જેવું વાજું

**શરત** [આ.] સ્ત્રી. હોડ; બોલી

**શરદી** [ફા.] સ્ત્રી. ઠંડી, ભેજ; સળેખમ

**શરબત** [આ.] નપું. ફળના રસનું બનાવેલું ગળ્યું પીણું

**શરમ** [ફા.] સ્ત્રી. લાજ; (લા.) પ્રતિષ્ઠા, આબરૂ; **-માવું** અ. ક્રિ. લજાવું; **-માળ** વિ. શરમાઈ જવાની પ્રકૃતિનું; **-સિંદુ** વિ. શરમથી ઝંખવાણું પડેલું

**શરાફ** [આ.] પું. નાણાંની ધીરધાર કરનાર વેપારી, નાણાવટી; **-ફી** વિ. શરાફને લગતું; સ્ત્રી. નાણાવટું

**શરીર** [સં.] નપું. દેહ

**શરૂ** [આ.] વિ. આરંભાયેલું, ચાલુ; **૦આત** સ્ત્રી. આરંભ

**શસ્ત્ર** [સં.] નપું. હથિયાર (મારવાનું)

**શહીદ** [આ.] વિ. પું. ધર્મયુદ્ધમાં મરેલું

**શહેનશાહ** [ફા.] પું. પાદશાહ; **-હી** વિ. શહેનશાહને લગતું; સ્ત્રી. શહેનશાહત; **-હત** સ્ત્રી. શહેનશાહી, સાર્વભૌમતા

**શહેર** [ફા.] નપું. નગર; **-રી** વિ. શહેરને લગતું; પું. શહેરમાં વસનારો

**શંકા** [સં.] સ્ત્રી. વહેમ, શંકા, સંશય; **૦શીલ** વિ. વહેમાળું

**શંખ** [સં.] પું. એક દરિયાઈ પ્રાણીનું ગોળ ધાટનું કોટલું (જે ફૂંકવાથી અવાજ થાય); (લા.) મૂર્ખ

**શંભુ** [સં.] પું. મહાદેવ, શિવજી; **૦મેળો** પું. જુદી જુદી જાતો કે ચીજોનો અવ્યવસ્થિત સમૂહ

**શાક** [સં.] નપું. ખાઈ શકાય તેવી લીલોતરી (કંદ મૂળ ભાજી શિંગો ફળો વગેરે); **–કાહારી** [સં.] વિ. માત્ર વનસ્પતિજન્ય ખોરાક ઉપર જીવનાર; **૦પીઠ** સ્ત્રી. શાકબજાર

**શાખ** સ્ત્રી આબરૂ; અટક, અવટંક; સાક્ષી

**શાખા** [સં.] સ્ત્રી ડાળી; વિભાગ **૦મૃગ** [સં.] નપું. વાંદરું

**શાણું** વિ. બુદ્ધિશાળી, ડાહ્યું; **–ણપણ** નપું. બુદ્ધિ, ડહાપણ

**શાતા** સ્ત્રી. શાંતિ, નિરાંત, સુખાકારી

**શાદી** [ફા.] સ્ત્રી. લગ્ન, વિવાહ

**શાન** [આ.] સ્ત્રી. ભપકો; દેખાવ, છટા; **૦દાર** [ફા.] વિ. ભપકાદાર, ધાટીલું

**શાપ** [સં.] પું. કદુવા; **૦વું** સ. ક્રિ. શાપ આપવો

**શાબાશ** [ફા.] અ. વાહવાહ, ધન્યવાદ

**શાયર** [આ.] પું. કવિ; **૦રી** સ્ત્રી. કવિશક્તિ; કવિતા

**શાર** પું. કાણું, વેહ

**શાલ** [ફા.] સ્ત્રી. ઊનનો કીમતી બારીક ઓઢો

**શાસન** [સં.] નપું. અધિકાર, સત્તા; આજ્ઞા; શિક્ષા, સજા; **૦ક** [સં.] વિ. સત્તા ચલાવનાર; **શાસ્ત્ર** [સં.] નપું. કોઈપણ વિષયનું વ્યવસ્થિત જ્ઞાન આપનાર ગ્રંથ; ધર્મગ્રંથ; **શાસ્ત્રી** [સં.] વિ. પું. શાસ્ત્ર જાણનાર; **શાસ્ત્રીય** [સં.] વિ. શાસ્ત્ર પ્રમાણેનું

**શાહ** [ફા.] પું. બાદશાહ, શહેનશાહ; **–હી** વિ. શાહને લગતું

**શાહી** સ્ત્રી. લખવાની રોશની

**શાહુકાર** પું. સંપત્તિવાન, ધનિક પુરુષ; **–રી** સ્ત્રી. ધનવાનપણું; (લા.) લુચ્ચાઈ

**શાળ** સ્ત્રી. ડાંગર

**શાળા** [સં.] સ્ત્રી. નિશાળ; **–ળોપયોગી** [સં.] વિ. નિશાળમાં ચાલતું

**શાંત** [સં.] વિ. શમવાળી પ્રકૃતિનું; **–તિ** [સં.] સ્ત્રી. શમતા; ઉપદ્રવનો કે માનસિક ત્રાસનો અભાવ; ચિત્ત-વૃત્તિઓની સમધારણ સ્થિતિ; અવાજનો અભાવ; (લા.) ધીરજ, ખામોશ; નિરાંત

**શિકલ** સ્ત્રી. ચહેરાની આકૃતિ, મુખાકૃતિ

**શિકાર** [ફા.] પું. પશુ પંખીને રમત ખાતર મારવાં એ; નિશાની હિંસા; (લા.) ભોગ; **–રી** વિ. શિકાર ખેલનાર

**શિક્ષણ** [સં.] નપું. કેળવણી; બોધ, ઉપદેશ; **શિક્ષા** [સં.] સ્ત્રી. શિખામણ; (લા.) સજા

**શિખર** [સં.] નપું. ટોચ, મથાળું; પર્વતની ટોચ

**શિખંડ** નપું. દહીંમાંથી પાણી કાઢી નાખી ગળાશ ભેળવી કરેલી એક વાની

**શિખા** [સં.] સ્ત્રી. ચોટલી; શગ

**શિયાળ** નપું., સ્ત્રી., **–ળિયું** નપું. કૂતરાની જાતનું એક જંગલી પ્રાણી

**શિયાળો** પું. ઠંડીની ઋતુ; **–ળુ** વિ. શિયાળાની ઋતુને લગતું કે થતું

**શિરસ્તો** પું. રિવાજ, પ્રથા; **–રસ્તેદાર** પું. અમલદારનો મુખ્ય કારકુન

**શિરાવવું** અ. ક્રિ. સવારનું પહેલું ભોજન કરવું; **શિરામણ** નપું. શિરાવવું એ; શિરાવવાનું ભોજન; **શિરામણી** સ્ત્રી. શિરાવવું એ

**શિલા** [સં.] સ્ત્રી. પથ્થરની છાટ; **૦લેખ** [સં.] પું. પથ્થર ઉપર કોતરેલો લેખ–લખાણ

**શિલ્પ** [સં.] નપું. કળા; શિક્ષણ, તાલીમ; બાંધકામની કળા; **–લ્પી** [સં.] પું. શિલ્પકાર, સલાટ

**શિવ, ૦જી** પું. બ.વ. (માનાર્થે) મહાદેવજી; **૦રાત્રિ** [સં.], **૦રાત** સ્ત્રી. માઘવદિ ૧૪ની રાત્રિ; **૦લિંગ** [સં.] નપું. શિવની ગોળાકાર ઊભી મૂર્તિ

**શિષ્ટ** [સં.] વિ. (લા.) વિદ્યા અને સંસ્કારવાળું, સંભાવિત; **–ષ્ટાચાર** [સં.] પું. આદરસત્કાર

**શિષ્ય** [સં.] પું. વિદ્યાર્થી; **–ષ્યા** [સં.] સ્ત્રી. વિદ્યાર્થિની; **–ષ્યવૃત્તિ** [સં.] સ્ત્રી. વિદ્યાર્થીને મળતી નાણાની હપતાબંધી કે સામટી રોકડ મદદ

**શિસ્ત** સ્ત્રી. નિયમોને બરોબર અનુસરી કરવામાં આવતું વર્તન

**શિંગ** નપું. પશુના માથા ઉપરનું બહાર નીકળેલું ગોળાકાર હાડકું; સ્ત્રી. વનસ્પતિની બીવાળી સહેજ કે વધુ લાંબા આકારની પાપડી (ગોળ પણ હોય, ચપટ પણ હોય); **૦ડું** નપું. ઢોરના માથા ઉપરનું નાનું શિંગ કે શિંગ સામાન્ય; **૦ડી** સ્ત્રી. નાનું શિંગ; **–ગું** નપું. શિંગડાના આકારનું પવન ફૂંકી વગાડાય તેવું એક વાજું, રણશિંગું; **–ગાળું** વિ. શિંગડાવાળું; **–ગી** સ્ત્રી. શિંગુ, રણશિંગું; **–ગોડી** સ્ત્રી. શિંગોડાનો વેલો (પાણીમાં જ થાય છે); **–ગોડું** નપું. પાણીમાં થતા શિંગોડીના એક વેલાનાં ફળ જેના લોટનો ફળારમાં ઉપયોગ થાય છે

**શીખ** સ્ત્રી. શિખામણ; માંગલિક વિદાયગીરી; એવી વિદાયગીરી વખતે અપાતી ભેટ; ગોર કે બારોટ વગેરેને અપાતી ભેટ; **૦વું** સ. ક્રિ. તાલીમ લેવી, ભણવું; **૦વવું** સ. ક્રિ (પ્રેરક) ભણાવવું, તાલીમ આપવી; **શિખામણ** સ્ત્રી. સારી સલાહ; **શિખાડવું, શિખવાડવું, શિખડાવવું** સ. ક્રિ. (પ્રેરક) શીખવવું

**શીખ** પું. ગુરુ નાનકના સંપ્રદાયનો અનુયાયી

**શીત** [સં.] વિ. ઠંડું, ટાઢું; નપું. બ. વ. શરીરની અતિશિથિલતામાં કે મરણ થવાની પહેલાં શરીરમાંથી પસીનાની જેમ છૂટતાં પાણી; **૦ળ** [સં.] વિ. ઠંડું, ટાઢું; **૦ળા** [સ્ત્રી.] બળિયાનો રોગ, શીળી, માતા; બળિયાના રોગની દેવી

**શીદ** અ. શા માટે; કયાં; **૦ને** અ. શા માટે

**શીરો** [ફા.] પું. ઘઉંના લોટની એક ઢીલી મીઠી વાની, માનભોગ

**શીશો** પું. કાંચનું ઊભું ગોળાકાર–સાંકડાં મોંનું પાત્ર, બાટલી; **–શી** સ્ત્રી. નાનો શીશો

**શીળું** વિ. શીતળ, ઠંડું; નપું. છાંયડો; **–ળસ** નપું. શરીર ઉપર ઓચિંતો નાનાં નાનાં ઢીમણાં થઇ આવવાનો રોગ; **–ળી** સ્ત્રી. શીતળાનો રોગ, માતા

**શીંકું** નપું. અધ્ધર લટકાવી ચીજ વસ્તુ રાખી શકાય તેવો દોરી કાથી કે સળી–સળિયાનો ઘાટ; **–કી** સ્ત્રી. નાનું શીંકું; **–કલી** સ્ત્રી. બળદ ઊંટ વગેરેને મોઢે બાંધવામાં આવતી શીંકી

**શુકન** નપું. ભવિષ્યના શુભ–અશુભ બનાવોની આગાહીની નિશાની; શુકન બતાવનારું પ્રાણી પદાર્થ કે બનાવ; સારું શુકન; **–નિયાળ** વિ. શુકનવાળું, માંગલિક

**શુદ્ધ** [સં.] વિ. સ્વચ્છ, ચોખ્ખું; પવિત્ર; દોષ વિનાનું; ભેળસેળ વગરનું; **–દ્ધિ** [સં.] સ્ત્રી. સ્વચ્છતા; પવિત્રતા; પવિત્ર કરવાપણું; નિર્દોષતા; (લા.) ભાન, જાગૃતિ

**શુભ** [સં.] વિ. માંગલિક

**શુમાર** [ફા.] અડસટ્ટો, અંદાજ, આશરો; (લા.) હિસાબ, ગણતરી; **–રે** અ. આશરે, અંદાજે

**શું** સર્વ. પદાર્થ બતાવનાર પ્રશ્નાર્થ સર્વનામ; કયું; અ. ખાલી પ્રશ્નાર્થ-વાચક અવ્યય; ખાલી આશ્ચર્ય બતાવનાર અવ્યય; **૦ય** વિ. કાંઇનું કાંઇ

**શું** વિ. જેવું

**શૂદ્ર** [સં.] હિંદુઓમાં ચોથી વર્ણનો પુરુષ; **–દ્રાણી, –દ્રી** સ્ત્રી. શૂદ્ર સ્ત્રી

**શૂન્ય** [સં.] વિ. ખાલી; ભાન કે સંજ્ઞા વગરનું; નપું મીંડું; **–નકાર** પું. તદ્દન ઉજ્જડપણું

**શૂર, ૦વીર** [સં.] વિ. બહાદુર; **શૂર** નપું. શૂરાતનનો જોસ્સો; **શૂરું** વિ. બહાદુર; **શૂરોપૂરો** પું. લડાઇમાં કે ધિંગાણામાં અથવા ખૂન થયે મરી ગયેલો પૂર્વજ

**શૂળ** [સં.] નપું. નાનું ભાલું; (લા.) શૂળ ભોંકાયા જેવું દર્દ; **–ળી** સ્ત્રી. જમીનમાં અણીદાર ખીલો ઊભો રાખી જેના ઉપર મૂકી માણસને મોતની સજા કરવામાં આવતી તે સાધન; એ પ્રકારની સજા

**શેકવું** સ. ક્રિ. અગ્નિ ઉપર નાખી પકવવું કે આકરું કરવું; ગરમ કપડા કે પાણી વતી તેમજ વીજળીથી કે ખાટલા નીચે અંગીઠી રાખી ગરમી આપવી; (લા.) દુઃખી કરવું; **શેક** પું. શેકવું એ—ખાસ કરી શરીરને ગરમી આપવી એ

**શેખાઈ** સ્ત્રી. (લા.) બડાઇ, પતરાજી

**શેઠ** પું. પ્રતિષ્ઠિત વેપારી; ધંધાદારી માલિક; **–ઠિયો** પું. શેઠ; નાતનો પટેલ; **–ઠાઈ** સ્ત્રી. શેઠપણું; **–ઠાણી** સ્ત્રી. શેઠની સ્ત્રી

**શેડ** સ્ત્રી. ઝીણી ધારા; શગ

**શેડાં** નપું. બ. વ. લીંટના લબકા

**શેઢો** પું. ખેતરની ચોમેર હદ ઉપરની વણખેડાયલી પટ્ટી

**શેતરંજ** [આ.] સ્ત્રી. એક રમત, ચતુરંગ; **–જી** [ફા.] સ્ત્રી. એક પ્રકારનું ભાતીગર પાથરણું; ચટાઇ

**શેતાન** વિ. (લા.) ભારે ક્રૂર કે નીચ પ્રકૃતિનું; ખંધું; લુચ્ચું

**શેર(-લ)ડી** સ્ત્રી. જેમાંથી ગોળ સાકર બને છે તે સાંઠાવાળી વનસ્પતિ

**શેરડો** પું. પગવાટ, કેડી; (લા.) લોહી તરી આવતાં ગાલ ઉપર દેખાતો લિસોટો; ધ્રાસકો; ઠંડું પાણી કે એવો કોઈ પદાર્થ પીતાં છાતીમાં થતી ઠંડકની લિસોટી જેવી અસર

**શેરી** સ્ત્રી. સાંકડી ગલી; ફળિયું, નાની પોળ

**શેલુ** નપું. કસબી પાલવવાળી સાડી; **–લારી** સ્ત્રી. સ્ત્રીઓની એક આછી-ભાતની રેશમી સાડી; **–લારો** પું. (લા.) પાણીમાં તરતાં ભરવામાં આવતી લાંબી સૂતી દોટ

**શેવડો** પું. જૈન સાધુ

**શેવું** વિ. ઢાળ પડતું; નપું. ખેતરમાંનો આડો ચાસ

**શેષ** [સં.] વિ. બાકી રહેલું; સ્ત્રી. પ્રસાદી શેષ ભાગ; ભાગાકારની વધતી રકમ

**શેહ** સ્ત્રી. ઓ, પ્રભાવ; પતંગના પેચ વખતે મૂકવામાં આવતી દોરીની ઢીલ

**શોક** [સં.] પું. દિલગીરી, સંતાપ

**શોક** સ્ત્રી. એક જ પતિની એકથી વધુ સ્ત્રી (પરસ્પર)

**શોખ** પું. હોંશ, મોજ માણવાની તીવ્ર ઇચ્છા; (લા.) રંગબાજી; **–ખીન, –ખીલું** વિ. શોખવાળું

**શોગઠું,–ઠું** નપું. ચોપાટ વગેરેની રમતનું લાકડા ધાતુ કે હાથીદાંતનું અર્ધગોળ મહોરું; **–ટી, –ઠી** સ્ત્રી. શોગટા આકારની દવાની ગોળી

**શોધ** [સં. પું.] સ્ત્રી. શોધવું એ, તપાસ, ખોજ; **૦ન** [સં.] નપું. શોધવું એ; **શોધવું** સ. ક્રિ. ખોજવું, ગોતવું; સ્વચ્છ કરવું (ધાતુ વગેરેને); પરીક્ષા કરવી; **–ધાશોધ** સ્ત્રી. ખોળંખોળા

**શોભા** [સં.] સ્ત્રી. સુંદર દેખાવ, સૌંદર્ય; (લા.) આબરૂ, પ્રતિષ્ઠા; **શોભવું** અ. ક્રિ. સુંદર દેખાવું; લાયક હોવું; **શોભીતું, શોભાયમાન** વિ. સુંદર; શણગારેલું

**શોર** [ફા.] પું. કલબલાટ, કોલાહલ

**શોષ** [સં.] પું. સુકાવું એ; ગળામાં પડતું સુકવાણ; **૦વું** સ. ક્રિ. ચૂસી લેવું, સૂકું કરવું

**શ્રદ્ધા** [સં.] સ્ત્રી. વિશ્વાસ, આસ્થા; **શ્રાદ્ધ** [સં.] નપું. મરણ પામેલા પાછળ કરવામાં આવતી ધાર્મિક ક્રિયા; **શ્રદ્ધાળુ**, વિ. શ્રદ્ધાવાળું, આસ્તિક

**શ્રમ** [સં.] પું. થાક; મહેનત

**શ્રાવક** [સં.] પું. જૈન મુર્તિપૂજક ગૃહસ્થ; **શ્રાવિકા** [સં.] સ્ત્રી. શ્રાવકની સ્ત્રી

**શ્રેય** [સં.] નપું. કલ્યાણ; ભલું, હિત

**શ્રોતા** [સં.] પું. સાંભળનાર

**શ્વાન** નપું. કૂતરું

**શ્વાસ** [સં.] પું. નાકથી વાયુ લેવો કે મૂકવો; (લા.) દમ કે હાંફનો રોગ

## ષ

**ષડ્યંત્ર** [સં.] (લા.) કાવતરું

**ષંઢ** [સં.] પું. નપુંસક

## સ

**સઈ** પું. દરજી

**સકરકંદ** નપું. શક્કરિયું; **સકરકોળું** નપું. મીઠું કોળું

**સખત** વિ. કઠણ; દૃઢ; કઠોર; (લા.) નિર્દય; ખૂબ

**સખતળી** સ્ત્રી. જોડામાં અંદર નાખવામાં આવતી ચામડાની ચીપ

**સખા** [સં.] પું. મિત્ર

**સખાવત** [આ.] ઉદારતા ભરેલું દાન

**સખી** [આ.] દાની, ઉદાર

**સખી** [સં.] સ્ત્રી. સહિયર

**સગડ** પું. પગેરું; (લા.) ખબર, બાતમી

**સગડી** સ્ત્રી. પૈડાંવાળો ચૂલો, કોયલા કે કોલસા વગેરેથી રસોઇ કરવાનો ગોળ કે ચોરસ ઊભો લોઢાનો ચૂલો; –ડો પું. મોટી સગડી

**સગરામ** પું. બળદ કે ઘોડાથી ચાલતો મ્યાના જેવો ગાડલો

**સગવડ** સ્ત્રી. અનુકૂળતા, જોગવાઈ; –ડિયું વિ. સગવડવાળું

**સગીર** [આ.] વિ. કાયદા પ્રમાણે હજી ઉમરે ન પહોંચેલું

**સગું** વિ. એક લોહીનું કે લગ્ન સંબંધે જોડાયેલું; –ગપણ નપું., –ગાઈ સ્ત્રી. લોહીનો સંબંધ; વર કન્યાનું વાગ્દાન, વિવાહ

**સઘળું** વિ. બધું

**સચેત** વિ. સાવધાન, સાવચેત

**સચોટ** વિ. બંધબેસતું; નિષ્ફળ ન જાય એવું

**સચોડું** વિ. સમૂળગું, સમગ્ર

**સજ(–જા)ગ** વિ. સાવધાન, સાવચેત

**સજવું** સં. ક્રિ. ધારણ કરવું; તૈયાર કરવું; **સજાઈ** સ્ત્રી. સજવું એ, તૈયારી; સામાન; ઘોડા ઉપર મૂકવાનો સામાન; **સજાવટ** સ્ત્રી. સજવું એ; સજેલી સ્થિતિ; **સજિયો** પું. અસ્ત્રો; **સાજવું** સ. ક્રિ. સાજ સજી તૈયાર કરવું; **સાજ** પું. તૈયારી; કપડાં વગેરેની તૈયાર સજાવટ

**સજીવ, ૦ન** [સં.] વિ. જીવવાળું, જીવતું

**સજ્જડ** વિ. ખૂબ ચપોચપ; દૃઢ, મજબૂત

**સજ્જન** [સં.] પું. સારો માણસ
**સટકવું** અ. ક્રિ. છટકી નાસી જવું; **સટાકો** પું. સાટકો; **સટોસટ** અ. એક પછી એક; તરત જ
**સટ્ટો** પું. લાભની આશાએ કરેલી હોડ કે એવું આર્થિક સાહસ; ૦રિ-(-ડિ)યો પું. સટ્ટો ખેલનાર
**સડક** સ્ત્રી. પાકો બાંધેલો રસ્તો
**સડવું** અ. ક્રિ. કોહી જવું; (લા.) સાવ ભ્રષ્ટ થવું; **સડો** પું. કોહવાણ; (લા.) ભ્રષ્ટતા; **સડવવું** સ. ક્રિ. (પ્રેરક) સડે એમ કરવું
**સડાક** અ. ગટ દઈને; -કો પું. ચાબુકનો અવાજ; સબડકો, મોંમાં કોળિયો કે પ્રવાહી મૂકતાં થતો અવાજ; **સડેડાટ** અ. સડડડ કરીને સીધી ગતિએ, સડસડાટ
**સઢ** [દે.] પું. સ્ત્રી. વહાણને ગતિ મળે એ માટે વહાણના કૂવાને છેડેથી નીચેના ભાગ સુધી ત્રિકોણાકારનું બાંધવામાં આવતું વિશાળ સીવેલું કપડું
**સણકો** પું. શૂળ ભોંકાતી હોય તેવું દર્દ
**સણગટ** પું. ઘૂંઘટ
**સણગો** પું. કઠોળ પલળ્યા પછી નીકળતો કાંટો; કાંટો ફૂટેલો કઠોળનો દાણો
**સણસણવું** અ. ક્રિ. સણસણ અવાજ થવો; **સણસણ** સ્ત્રી. (લા.) બનાવની આછી ભાળ-બાતમી થવી એ
**સતપ** વિ. થોડું થોડું તપેલું
**સતાણ** વિ. ખેંચીને તંગ
**સતાવવું** સ. ક્રિ. પજવવું; **સતામણી** સ્ત્રી. પજવણી
**સતી** [સં.] સ્ત્રી. પતિવ્રતા સ્ત્રી; પતિ પાછળ મરી જતી કે ગયેલી સ્ત્રી
**સતેજ** [સં.] વિ. વધારે, સળગતું; (લા.) ઉત્સાહવાળું
**સત્તા** [સં.] સ્ત્રી. અધિકાર, અમલ, શાસન; બળ, જોર
**સત્ય** [સં.] વિ. સાચું; નપું. સાચ; -**ત્યાગ્રહ** [સં.] પું. સત્યના પાલનનો આગ્રહ; એવું વર્તન; **સત્યાનાશ** નપું. તદ્દન પાયમાલી; (લા.) નખ્ખોદ
**સત્ર** [સં.] નપું. યજ્ઞનો સંપૂર્ણ સમય; યજ્ઞ; લાંબી રજાઓ વચ્ચેનો અધ્યયન-અધ્યાપનકાળ; સદાવ્રત
**સત્સંગ** [સં.] પું. સાધુ પુરુષોની સોબત;-**ગી** [સં.] વિ. સત્સંગ કરનારું; (લા.) સ્વામિનારાયણ સંપ્રદાયનું અનુયાયી
**સથવારો** પું. સાથ; ઉત્તર ગુજરાત અને સૌરાષ્ટ્રમાં એ વર્ણનો આદમી
**સદર** [અ.] વિ. મુખ્ય, વડું; ૦હુ વિ. એનું એ, આગળ જણાવેલું
**સદરો** પું. ટૂંકી બાંયનું ખૂલતું પહેરણ
**સદવું** અ. ક્રિ. માફક આવવું
**સદસ્ય** [સં.] પું. સભાસદ
**સદાચાર** [સં.] પું. સારું આચરણ; -**રી** [સં.] વિ. સદાચારવાળું
**સદાવ્રત** [સં.] નપું. ભૂખ્યાંને કોરું કે પાકું અન્ન આપવાનું સ્થાન, અન્નક્ષેત્ર; એવું વ્રત
**સદી** [ફા.] સ્ત્રી. સૈકું
**સદ્ગત** [સં.] વિ. સારી ગતિ પામેલું; સ્વર્ગસ્થ, મર્હૂમ; -**તિ** [સં.] સ્ત્રી. સારી ગતિ, ઉત્તમ લોકની પ્રાપ્તિ

**સદ્ગુણ** [સં.] પું. સારો ગુણ

**સદ્ગૃહસ્થ** [સં.] પું. પ્રતિષ્ઠિત માણસ

**સદ્ધર** વિ. આર્થિક રીતે મજબૂત; (લા.) શક્તિમાન

**સન** [અ.] પું. ખ્રિસ્તી હિજરી વગેરે સંવત્સર; **–ને** અ. સન પ્રમાણે

**સનદ** [અ.], **સનંદ** સ્ત્રી. સરકારી પરવાનગી; પરવાનગી બતાવનારો પત્ર; **–દી** વિ. સનંદવાળું

**સનસનાટી** સ્ત્રી. અચંબો કે ધબક ખવાઈ જાય તેવો બનાવ કે એની અસર

**સનાતન**[સં.]વિ. કાયમનું; પરાપૂર્વથી ચાલ્યું આવતું; **૦ધર્મ** [સં.] પું. હિંદુઓનો વેદધર્મ; **–ની** [સં.] વિ. વેદધર્મનું અનુયાયી

**સન્નિપાત** [સં.], **સનેપાત** પું. મરણ નજીક થતો કફ વાત અને પિત્તનો સામટો ઉપદ્રવ; એવા ઉપદ્રવને લીધે થતા ચાળા

**સપડાવું** અ. ક્રિ. ફસાવું, પકડાવું

**સપરમું** વિ. માંગલિક, ખુશાલીનું (દિવસ વગેરે)

**સપાટ** વિ. ખાડા ટેકરા વિનાનું, સમથળ; (લા.) તળિયાઝાટક; **–ટી** સ્ત્રી. સપાટ ભાગ

**સપાટો** પું. ઝપાટો, ઝડપ; **–ટાબંધ** અ. એકદમ ઝડપબંધ

**સપાડું** નપું. પાડ, ઉપકાર; ભલામણ

**સપૂચું** વિ. સમૂળગું, તમામ

**સપૂત** પું. કુટુંબને યશ અપાવે તેવો પુત્ર

**સફર** [અ.] સ્ત્રી. દરિયાઈ મુસાફરી; મુસાફરી; **–રી** વિ. દરિયાઈ મુસાફરી કરતું

**સફળ** [સં.] વિ. જેનો હેતુ પાર પડ્યો છે તેવું

**સફા** [અ.] વિ. સાફ, સ્વચ્છ; પૂર્ણ ખલાસ; **૦ઈ** [ફા.] સ્ત્રી. સાફસૂફી; (લા.)બડાઈ, સાફાઈ; **૦ચટ** અ. તદ્દન ખલાસ; **સાફ** વિ. સ્વચ્છ કરેલું; **સાફાઈ** સ્ત્રી. (લા.) બડાઈ, પતરાજી

**સફાળું** વિ. ફાળ પડી હોય એવું; ઓચિંતું

**સફેદ** [ફા.] વિ. ધોળું; **–દી** સ્ત્રી. ધોળાપણું, ઇંડાનો ગર; **–દો** પું. તેલવાળો ધોળો રંગ

**સબડકો** પું. પ્રવાહી પદાર્થનો કોળિયો કે ઘૂંટડો લેતાં થતો અવાજ

**સબડવું** અ. ક્રિ. વાસી પડ રહેવાથી સડ્યા કરવું; (લા.) નકામું થઇ પડી રહેવું

**સબબ** [અ.] પું. કારણ

**સબરસ** [હિં.] નપું. મીઠું, નિમક, લૂણ

**સબળ** [સં.] વિ. બળવાન

**સબૂર** [અ.] સ્ત્રી. ખામોશ, ધીરજ

**સભર** વિ. ભરેલું; ગર્ભવાળું (ઢોર વગેરે)

**સભા** [સં.] સ્ત્રી. મેળાવડો, પરિષદ; મંડળી; **૦પતિ** [સં.] પું. પ્રમુખ, અધ્યક્ષ; **–ભ્ય** [સં.] વિ. શિષ્ટ, વિવેકી; પું. સભાસદ; **–ભ્યતા** [સં.] સ્ત્રી. સભ્યપણું, વિવેક; **–ભાસદ** [સં.] પું. સભાનો લવાજમથી થયેલો પુરુષ (કે સ્ત્રી) સભ્ય, સદસ્ય

**સમ** પું. બ. વ. કસમ, સોગંદ

**સમ** [સં.] વિ. સરખું; **૦ચોરસ** વિ. જેની ચારે બાજુ સરખા માપની છે તેવું

**સમછરી** સ્ત્રી. સાંવત્સરિક શ્રાદ્ધ; વાર્ષિક શ્રાદ્ધ-દિન

**સમજ(-ઝ)વું** અ. ક્રિ. જાણવું, બોધ થવો; અર્થનું ગ્રહણ કરવું; **સમજ-(-ઝ), (૦ણ)** સ્ત્રી. સમજવું એ; **સમજુ(-ઝુ), સમજ(-ઝ)દાર** વિ. સમઝણવાળું, ડાહ્યું; **સમજૂ-(-ઝૂ)તી** સ્ત્રી. વિવરણ, ખુલાસો

**સમડી** સ્ત્રી. એક જાતના બાજપક્ષીની માદા, સમળી

**સમતળ, સમથળ** વિ. સપાટ

**સમય** [સં.] પું. કાળ, વખત; મોસમ; અવસર; લાગ; શાળામાં ભણવા માટે નક્કી થયેલો શીખવનારનો વખત; **સામયિક** [સં.] વિ. સમયને લગતું; નપું. વર્તમાનપત્ર; છાપું; **સમયો, સમૈયો** પું. અમુક એક ધર્મના માણસોનો મેળો; **સમો** પું. સમય; ટાણું, અવસર; **સામાયિક** [સં.] નપું. સમય પ્રમાણે કરવામાં આવતું ધ્યાન વગેરે (જૈનોમાં)

**સમર્થ** [સં.] વિ. શક્તિમાન

**સમસ્ત** [સં.] વિ. બધું, સમગ્ર

**સમસ્યા** [સં.] સ્ત્રી. કોયડો, ઉખાણું; (લા.) સાન, સંજ્ઞા

**સમાગમ** [સં.] પું. મેળાપ; સોબત

**સમાચાર** [સં.] પું. બ. વ. ખબર, વૃત્તાંત

**સમાજ** [સં.] પું. જ્ઞાતિસમૂહ; લોક સમુદાય, લોક સમૂહને લગતું; **૦વાદ** [સં.] પું. જેમાં સમાજની જ સમગ્રપણે સત્તા રહે તેવો સિદ્ધાંત; **૦વાદી** વિ. સમાજવાદમાં માનનારું; **૦શાસ્ત્ર** [સં.] નપું. સમગ્ર સમાજના રીતરિવાજ વગેરે પર ચર્ચા વિચારણા કરતું શાસ્ત્ર; **૦શાસ્ત્રી** [સં.] પું. સમાજશાસ્ત્રનો વિદ્વાન; **સામાજિક** [સં.] વિ. સમાજને લગતું

**સમાધાન** [સં.] નપું. નિવેડો, નિરાકરણ; પતાવટ; (લા.): વૈષ્ણવોમાં જાહેર ભોજનસમારંભ; ભોજનની વ્યવસ્થા; **-ની** [સં.] વિ. મંદિરમાં વૈષ્ણવોને સમઝાવી મંદિરની વ્યવસ્થા કરનારો અમલદાર

**સમાન** [સં.] વિ. સરખું; **સામાન્ય** [સં.] વિ. સાધારણ

**સમારવું** સ. ક્રિ. દુરસ્ત કરવું; **-કામ** નપું. દુરસ્તી

**સમારંભ** [સં.] પું. મોટો મેળાવડો

**સમાવું, સામવું** અ. ક્રિ. અંદર બરોબર આવી રહેવું, માવું; **સમાવવું** સ. ક્રિ. (પ્રેરક) સમાવેશ કરવો

**સમાવેશ** [સં.] પું. સમાવું એ, દાખલ થવું એ

**સમાસ** [સં.] પું. સમાવેશ; સંક્ષેપ; વ્યાકરણમાં વચ્ચેથી વિભક્તિ પ્રત્યયો લુપ્ત થયે શબ્દોનું જોડાઇ રહેવું

**સમાંતર** [સં.] વિ. સરખા અંતરવાળું

**સમિતિ** [સં.] વિ. નાની સભા, મંડળી

**સમીકરણ** [સં.] નપું. સરખું કરવું એ– 'ઇક્વેશન'
**સમીક્ષા** [સં.] સ્ત્રી. અવલોકન, સમાલોચના
**સમુદાય** [સં.] પું. સમૂહ; મંડળ; **સામુદાયિક** [સં.] વિ. સમુદાયને લગતું; સાર્વજનિક
**સમુદ્ર** [સં.] પું. સિંધુ, સાગર, દરિયો
**સમું** વિ. સરખું; દુરસ્ત
**સમૂહ** [સં.] પું. ટોળું, સમુદાય; **સામૂહિક** [સં.] વિ. સમૂહને લગતું, સમગ્ર સમૂહનું
**સમૂળ**, ૦ગું,–ળું વિ. તમામ, પૂરેપૂરું, સપૂચું
**સમૃદ્ધ** [સં.] વિ. સારી રીતે વૃદ્ધિ–ચડતી પામેલું, સંપન્ન; **–દ્ધિ** [સં.] સ્ત્રી. આબાદી, ચડતી; વૈભવ, દોલત
**સમેટવું** સ. ક્રિ. પૂર્ણ કરવું, આટોપી લેવું
**સમોવડ,–ડું** વિ. સરખી ઉમર સમૃદ્ધિ વગેરે ધરાવતું, બરોબરિયું, પ્રતિસ્પર્ધી
**સમોવવું** સ. ક્રિ. ગરમ પાણીને વાપરી શકાય તેવું કરવા એમાં ઠંડું પાણી ઉમેરવું; **સમોવણ** નપું. સમોવવું એ
**સમ્રાટ** [સં.] પું. ચક્રવર્તી રાજા; મોટા રાષ્ટ્રનો રાજા; **સામ્રાજ્ય** [સં.] નપું. રાષ્ટ્ર અને એના તાબાના મુલકોનું એક વિશાળ રાજ્ય
**સર** [ફા.] પું. પત્તાની રમતમાં પડતો હુકમ (હુકમતું પાનું;) મુદ્દલ અને મુદતના મહિનાનો વ્યાજગણતરીમાં ગુણાકાર; **–રાસરી, –રેરાશ** વિ. નાની મોટી રકમોનો સરવાળો કરી એ રકમે ભાંગતાં નીકળતું, 'એવરેજ'
**સરકવું** અ. ક્રિ. આસ્તે ખસવું; લપસવું; **–ણું** વિ. સરકી જાય તેવું
**સરકસ** [અં.] નપું. જનાવરોના અને અંગકસરતના ખેલનો તમાસો
**સરખું** વિ. સમાન, બરોબર; સપાટ; **–ખાઈ** સ્ત્રી. સરખાપણું; અનુકૂળતા; **–ખાવવું** સ. ક્રિ. મુકાબલો કરવો; તુલના કરવી; **–ખામણી** સ્ત્રી. તુલના
**સરઘસ** નપું. વરઘોડાની જેમ નીકળતો માનવસમૂહ
**સરજોર** [ફા.] વિ. માથું ઊંચકી ફરનાર; જુલમી; **–રી** સ્ત્રી. જુલમ
**સરત** સ્ત્રી. ધ્યાન, સ્મૃતિ; **૦ચૂક** સ્ત્રી. બેધ્યાનપણે થયેલી ભૂલ
**સરદાર** [ફા.] પું. નેતા, આગેવાન; **–રી** [ફા.] સ્ત્રી. સરદારપણું, નેતાગીરી
**સરનામું** [ફા.] નપું. નામ–ગામ–ઠામનો પત્તો; એનું લખાણ
**સરપણ** નપું. બાળવાનાં લાકડાં, બળતણ
**સરપંચ** પું. પંચનો વડો
**સરપાવ** પું. શાબાશી બદલ આપવામાં આવતો પોશાક
**સરભર** વિ. હિસાબમાં બેઉ બાજુ સરખું

**સરભરા** સ્ત્રી. આદરસત્કાર, ખાતર-બરદાસ્ત

**સરમુખત્યાર** વિ. કુલ સત્તાધારી; **-રી** સ્ત્રી. સરમુખત્યારપણું

**સરવડું** નપું. વરસાદનું ઝાપટું (વચ્ચે રહી રહીને પડે એ રીતનું)

**સરવાયું, સરવૈયું** નપું. આખા વર્ષના હિસાબનું તારણ

**સરવાળો** પું. સંખ્યામાં સંખ્યાની ઉમેરણી, એથી થતી કુલ રકમ

**સરવું** વિ. ઝટ સાંભળે તેવા કાનવાળું

**સરવું** અ. ક્રિ. ખસવું, સરકવું; (લા.) પાર પાડવું; **-વાણી** સ્ત્રી. પાણીની ફૂટ (કૂવા વગેરેમાં આવતી), ઝરણું; **સેરું** નપું. પાર, છેડો; **સેરવવું** સ. ક્રિ. (પ્રેરક) સરકાવવું; ધીમેથી ખસેડવું

**સરવો** પું. હોમમાં કામ લાગતો કડછી આકારનો લાકડાનો ડોયો

**સરસ** [સં.] વિ. રસવાળું; સારું; **-સાઈ** સ્ત્રી. ચડિયાતાપણું; (લા.) સ્પર્ધા, ચડસાઈ

**સરસવ** પું. બ. વ. રાઈના આકારનાં એક તેલીબિયાં; **સરશિ(-સિ)યું** નપું. સરસવનું તેલ, કડવું તેલ

**સરહદ** [ફા.] સ્ત્રી. સીમા, સીમાડો

**સરળ** [સં.] વિ. સહેલું, સીધું; (લા.) નિષ્કપટી

**સરંજામ** [ફા.] પું. જોઈતી સાધન-સામગ્રી

**સરાણ** સ્ત્રી. ધાર કાઢવાનું ચક્યંત્ર; **-ણિયો** પું. હથિયાર સજવાનો ધંધો કરનાર; **સરાડો** પું. સરાણ; (લા.) સીધો સરળ માર્ગ

**સરિયામ** [ફા.] વિ. મુખ્ય ધોરી (માર્ગ); (લા.) સીધું, સરળ

**સરેશ(-સ)** [ફા.] પું. ચામડામાંથી કે હાડકામાંથી ઉકાળી મેળવવામાં આવતો ચીકણો પદાર્થ

**સરૈયો** પું. સુગંધી વસ્તુઓ વેચનારો વેપારી

**સરોવર** [સં.] નપું. મોટું કુદરતી તળાવ

**સર્પ** [સં.] પું. સાપ

**સર્વ,-ર્વે** [સં.] સર્વ. બધું; **-ર્વજ્ઞ** [સં.] વિ. બધું જાણનાર; પું. ઈશ્વર; **-ર્વાનુમત** [સં.] વિ. બધાને કબૂલ થયેલું; **-ર્વોપરી** [સં. 'સર્વોપરિ'] સૌથી ચડિયાતું

**સલાટ** પું. પથ્થર ઘડનારો, કડિયો; એ જાતનો પુરુષ; **-ટણ** સ્ત્રી સલાટની સ્ત્રી

**સલામ** [અ.] સ્ત્રી. જમણી હથેળી કપાળે ચત્તી લગાડી કરવામાં આવતી વિશેષ પ્રકારની વંદના; **-મી** સ્ત્રી. સલામ આપવાની ક્રિયા; (લા.) સલામ દાખલ આપવામાં આવતી ભેટ; **૦ત** [અ.] વિ. સુરક્ષિત; (લા.) હયાત, તંદુરસ્ત; **૦તી** સ્ત્રી. સુરક્ષિતપણું; હયાતી

**સલાહ** [અ.] સ્ત્રી. શિખામણ; અભિપ્રાય; **૦કાર** વિ. સલાહ આપનારું

**સલેપાટ** પું. રેલવેના પાટા નીચેનો લાકડાનો પાટડો

**સવડ** પું. સ્ત્રી. સગવડ, અનુકૂળતા

**સવર્ણ** [સં.] વિ. એક જ વર્ણનું; (લા.) ચાર વર્ણમાં સમાતું (હિંદુ)
**સવળું** વિ. સૂલટું
**સવાર** નપું. સ્ત્રી. પ્રાતઃકાળ
**સવાર** [ફા.] વિ. ઘોડા વગેરે વાહન પર બેઠેલું; પું. એવો માણસ; ઘોડેસવાર સિપાઇ; **–રી** [ફા.] સ્ત્રી. સવાર થવું એ; ઘોડા વગેરે પર બેઠેલું ચઢિયું; અમલદારનું એક ગામથી બીજે ગામ જવું એ; રાજશાહી સરઘસ; (લા.) ચડાઇ, હલ્લો
**સવાલ** [આ.] પું. પ્રશ્ન
**સવાસૂરિયું** વિ. એક બાળક જન્મ્યા પછી સવા સવા વરસે આવતું બાળક
**સવેલું** નપું. સગાઈ થઈ હોય છતાં આડે પડી બારોબાર બીજે પરણી લઇ જવાય તેવી સ્ત્રી; એવી રીતે લઇ જવાની ક્રિયા; **–લી** સ્ત્રી. સવેલાની સ્ત્રી
**સસણી** સ્ત્રી. બાળકને શ્વાસનો રોગ
**સસરો** પું. વરને વહુનો અને વહુને વરનો બાપ; **સાસરું** નપું.**–સાસરી** સ્ત્રી. સસરાનું ઘર
**સસલું** નપું. એક ચોપગું નાનું સુકોમળ જંગલનું પ્રાણી; **–લો** પું. નર સસલું; **–લી** સ્ત્રી. માદા સસલું
**સસ્તું** વિ. સોંઘું
**સહકાર** [સં.] પું. સાથે મળીને કામ કરવું એ; **–રી** [સં.] વિ. સહકારથી ચાલતું
**સહવાસ** [સં.] પું. સાથે રહેવું એ; સોબત .
**સહશિક્ષણ** [સં.] નપું. છોકરા-છોકરીનું સાથે થતું શિક્ષણ
**સહાય** સ્ત્રી. મદદ
**સહિયર** સ્ત્રી. સખી
**સહિયારું** વિ. ભાગિયા-ભાગનું; ભાગ જુદા વહેંચાયા ન હોય તેવું; નપું. પંતિયાળું
**સહી** [આ.] સ્ત્રી. કબૂલાતના હસ્તાક્ષર; વિ. ખરું; અ. કબૂલ, મંજૂર
**સહેજ** વિ. થોડું, અલ્પ; **–જે** અ. મેળે; સરળતાથી
**સહેલ** [આ.] સ્ત્રી. આનંદથી આમ-તેમ ફરવું એ; (લા.) લહેર; **–લું** વિ. સરળ
**સહેવું** સ. ક્રિ. ખમવું; વેઠવું
**સળ** પું. દબાણથી થતો આંકો
**સળગવું** અ. ક્રિ. બળવા લાગવું
**સળવળવું** અ. ક્રિ. સળ વળ એમ થવું, જરા જરા અમળાતું હાલવું; **સળવળાટ** પું. સળવળવું એ
**સળંગ** વિ. છયે અંગ સલામત છે તેવું, આખું; અ. અટક્યા વિના
**સળી** સ્ત્રી. ધાતુ ઘાસ વગેરેના પતલી ગોળ ચીરી; (લા.) છુંપું ઉશ્કેરવું એ; **–ળિયો** પું. ધાતુની મોટી સળી
**સળેખમ** નપું. નાકમાં થતો શરદીનો રોગ
**સંકટ** [સં.] નપું. આફત, કષ્ટ, દુઃખ
**સંકલ્પ** [સં.] પું. ઇરાદો; વિચાર; નિશ્ચય
**સંકેલવું** સ. ક્રિ. આટોપવું; લૂગડાંની ઘડી પાડી એકઠું કરવું

**સંખારો** પું. પાણી ગાળતાં ગળણાંમાં રહેતું કસ્તર

**સંખ્યા** [સં.] સ્ત્રી. રકમ, આંકડો; (લા.) ગણતરી

**સંગ** [સં.] પું. સોબત

**સંગઠન** [હિં.] સમૂહને એકઠો કરી એકસંપ કરવો એ

**સંગમ** [સં.] પું. મેળાપ; બે નદીઓ મળે એ ક્રિયા અને સ્થાન

**સંગાથ** પું. સાથ, સોબત (માર્ગમાં) **–થી** વિ. સોબતી, માર્ગનું સાથી

**સંગીત** [સં.] નપું. ગીત વાદન ને નૃત્ય ત્રણે સાથે મળી થતી ક્રિયા; ગાન, ગીત

**સંગીન** [ફા.] વિ. (લા.) મજબૂત, ટકાઉ; નપું. બંદૂકની નળીની બાજુમાં ખોસાતું ધારદાર ખાડું

**સંગ્રહ** [ સં.] પું. એકઠું કરવું એ; સંઘરો, એકઠો કરેલો જથ્થો; **૦સ્થાન** [સં.] નપું. દેશપરદેશની જોવા-જાણવા જેવી વસ્તુઓ એકઠા કરી સંગ્રહી રાખી બતાવવાનું સ્થાન

**સંગ્રામ** [સં.] પું. લડાઇ

**સંઘ** [સં.] પું. સમૂહ, ટોળું; યાત્રાળુ-ઓનું ટોળું

**સંઘરવું** સ. ક્રિ. સંગ્રહ કરવો; જતન કરીને સાંચવી લેવું; **સંઘરો** પું. સંગ્રહ

**સંઘાડો** પું. લાકડાં હાથીદાંત વગેરેની વસ્તુઓનાં રમકડાં ચૂડીઓ વગેરે ઉતારવાનું યંત્ર, સંઘેડો; **–ડિયો** પું. સંઘાડા ઉપર કામ કરનારો કારીગર

**સંચવું** સ. ક્રિ. એકઠું કરવું; **સંચાવવું** સ. ક્રિ. સંચી રક્ષણ કરવું; **સાંચવણું** નપું. તાળું

**સંચાર** [સં.] પું. પ્રસાર, ફેલાવો; **–રી** [સં.] વિ. ફરનાર, ભમનાર; ક્ષણિક; **૦વું** સ. ક્રિ. નળિયાં ચારવાં; **સંચરામણ** નપું., **સંચરામણી** સ્ત્રી. નળિયાં ચારવાનું મહેનતાણું; **સંચારો** પું. છાપરું ચારનારો મજૂર

**સંચિત** [સં.] નપું. પૂર્વ જન્મમાં એકઠું કરેલું કર્મ; નસીબ

**સંચો** પું. સાંચો, યંત્ર

**સંજવારી** સ્ત્રી. ઝાડુથી વાળવું એ

**સંજ્ઞા** [સં.] સ્ત્રી. નામ; નિશાની; ભાન, ચેતના

**સંડા(–ધા)સ** નપું. જાજરૂ

**સંડોવવું** સ. ક્રિ. સપડાવવું, ફસાવવું, સામેલ કરવું

**સંત** વિ. પું. સાધુ પુરુષ, પવિત્ર પુરુષ

**સંતાન** [સં.] નપું. સંતતિ, છોકરાં-છૈયાં; છોકરું

**સંતાપ** [સં.] પું. કલેશ, દુઃખ; પસ્તાવો

**સંતાવું** અ. ક્રિ. છુપાવું (જુઓ 'સાંતવું.')

**સંતોષ** [સં.] પું. તૃપ્તિ; સુખ; સમાધાન

**સંદેશ** [સં.], **–શો** પું. કહેણ; સમાચાર

**સંદેહ** [સં.] પું. શંકા, વહેમ

**સંધિ** [સં. પું.] સ્ત્રી. જોડાણ; સાંધ; (લા.) સલાહસંપ

**સંધૂકવું** સ. ક્રિ. અગ્નિ પેટાવવો

**સંધ્યા** [સં.] સ્ત્રી. બે સમયની સંધિ; એ સંધિમાં કરવામાં આવતું વેદ-માર્ગીય સૂર્યોપાસના વગેરે નિત્ય-કર્મ; સાંઝ

**સંન્યાસ** [સં.] પું. ત્યાગ કરવો એ; હિંદુઓમાં ૪ આશ્રમમાંનો છેલ્લો; **–સાશ્રમ** [સં.] પું. ૪થી સંન્યાસી સ્થિતિ; સંન્યાસીઓને રહેવાનું સ્થળ; **–સી** [સં.] પું. સંન્યાસ લીધો છે તેવો પુરુષ

**સંપ** પું. મેળ, એકતા; **૦વું** સ. ક્રિ. મેળ કરવો, હળીભળી રહેવું; **–પીલું** વિ. સંપીને રહેનારું

**સંપદ,–દા,–ત્તિ** [સં.] સ્ત્રી; વૈભવ, ધન–દોલત

**સંપાદક** [સં.] વિ. પું. તૈયાર કરનાર; છાપવાનો ગ્રંથ વગેરે સુધારી પ્રેસમાં મોકલી તૈયાર કરનાર

**સંપાડું** નપું. પાડ, ઉપકાર

**સંપૂર્ણ** [સં.] વિ. પૂરેપૂરું પૂર્ણ

**સંપેતરું** નપું, બીજાને પરગામ પહોંચાડવા માટે સોંપાયેલી ચીજ વસ્તુ

**સંપ્રદાય** [સં.] પું. રીતરિવાજ, ચાલ; ધર્મનો પેટાફાંટો

**સંબંધ** [સં.] પું. જોડાણ; (લા.) સગાઈ, વિવાહ; **–ધી** [સં.] વિ. સંબંધવાળું; સગું

**સંભવ** [સં.] પું., **સંભાવના** [સં.] સ્ત્રી. શકયતા; **સંભવિત** [સં.] વિ. શકય; **સંભાવિત** [સં.] વિ. પ્રતિષ્ઠિત, આબરૂદાર

**સંભાર** [સં.],**–રો** પું. અથાણાં માટેનાં હિંગ હવેજ-રાઇમેથી વગેરેનો ભૂકો; **–રિયું** વિ. નપું. સંભાર ભરેલું અથાણું; એવું શાક વગેરે

**સંભાળવું** સ. ક્રિ. જતન કરવું, સાચવવું; (લા.) સાવચેત રહેવું; **સંભાળ** સ્ત્રી. જતન; (લા.) સાવચેતી

**સંમત** [સં.] વિ. સંમતિ આપેલું, માન્ય; **–તિ** [સં.] સ્ત્રી, કબૂલાત, અનુમતિ

**સંમાન** [સં.] નપું. આદરમાન; (લા.) પ્રતિષ્ઠા, ગૌરવ; **–નિત** [સં.] વિ. જેને આદરમાન આપવામાં આવ્યું છે તે; **–ન્ય** [સં.] વિ. આદરમાન આપવા લાયક કે જેને આદરમાન અપાયું છે તેવું, માનાર્હ (**સન્માન** વગેરે શબ્દસ્વરૂપ અશુદ્ધ છે )

**સંમેલન** [સં.] નપું. એકઠા થવું એ; મેળાવડો

**સંયમ** [સં.] પું. કાબુમાં રાખવું એ, નિગ્રહ; **–મી** [સં.] વિ. ઇંદ્રિયોને કાબુમાં રાખનાર

**સંયોગ** [સં.] પું. જોડાવું કે ભેગા કરવું એ; સંબંધ; અનુકૂળ સમય કે કાર્ય

**સંવત, –ત્સર** [સં.] પું. વર્ષ; વિક્રમનું વર્ષ

**સંવાદ** [સં.] પું, એકરાગ હોવાપણું; વાતચીત

**સંશય** [સં.] પું. શંકા, વહેમ; **–યી** [સં.] વિ. વહેમી

**સંશોધન** [સં.] પું. શુદ્ધ કરવું એ, સુધારણા; શોધી કાઢવું એ, શોધ-ખોળ; **–ક, ૦કાર** [સં.] વિ, શોધ ખોળ કરનાર (વિદ્વાન)

**સંસદ** [સં.] સ્ત્રી, સભા, મંડળ

**સંસર્ગ** [સં.] પું. પાસ, સોબત; સંબંધ, સંગતિ

**સંસાર** [સં.] પું. જન્મમરણની ઘટમાળ; પતિ-પત્નીનું જીવન; સૃષ્ટિ, જગત; **–રી** [સં.] વિ. સંસારને લગતું; સંસારમાં રહેનારું; **સાંસારિક** [સં.] પું. સંસારને લગતું

**સંસ્કાર** [સં.] પું. શુદ્ધ કરવું એ; સારા શિક્ષણ વગેરેથી મળતું સદાચારી વર્તન; શિક્ષણ, ઉપદેશ; બ્રાહ્મણો વગેરેને ગર્ભાધાનથી લઈ કરવામાં આવતો ૧૬માંનો પ્રત્યેક ધાર્મિક વિધિ; **–રી** [સં.] વિ. સંસ્કારવાળું; **સંસ્કૃત** [સં.] વિ. સંસ્કાર પામેલું; સ્ત્રી. નપું. વેદોમાંથી ઉતરી આવેલી આર્યોની ગીર્વાણ ભાષા, દેવભાષા; **સંસ્કૃતિ** [સં.] સ્ત્રી. સામાજિક સંસ્કારની સ્થિતિ, સુધારો; સભ્યતા

**સંસ્થા** [સં.] સ્ત્રી. મંડળ; મંડળને બેસવાનું કાર્યાલય; **૦પક** [સં.] વિ. સ્થાપના કરનાર; **૦પના** [સં.] સ્ત્રી. સ્થાપના

**સંહાર** [સં.] પું. કતલ; નાશ

**સાકર** સ્ત્રી. ખાંડના પાસાદાર ગાંગડા; **–રિયું** વિ. સાકરની ચાસણી ચડાવેલું

**સાક્ષર** [સં.] વિ. પું. (લા.) વિદ્વાન; સાહિત્યકાર

**સાક્ષાત્કાર** [સં.] નપું. નજરોનજર જોવું–અનુભવવું એ, પ્રત્યક્ષ દર્શન

**સાક્ષી** [સં.] વિ. પું. નજરેનજર જોનાર; શાહેદ; **સાક્ષી** સ્ત્રી. શાહેદી, સાખ

**સાખ** સ્ત્રી. શાહેદી, સાક્ષી; **–ખો** પું. લોકનો અભિપ્રાય; આબરૂ

**સાખી** સ્ત્રી. રાસડા વગેરેમાં આવતો વિરામ લેવા માટેનો બે લીટીનો ટુકડો

**સાગર** [સં.] પું. સિંધુ, સમુદ્ર

**સાચ** નપું. સત્ય; **૦ક** વિ. સાચું બોલનારું; પ્રામાણિક **–ચું** વિ. ખરું; સત્ય બોલનારું; **–ચાબોલું** વિ. સાચું બોલનારું **સચ્ચાઈ** સ્ત્રી. સાચાપણું

**સાજન** નપું. સજ્જનોનો સમૂહ; વરઘોડામાં આવતો પ્રતિષ્ઠિત નાગરિકોનો સમૂહ; (લા.) પતિ

**સાજું, –જું** વિ. તંદુરસ્ત; આખું, અખંડ

**સાટું** નપું. વસ્તુનો ફેરબદલો, વિનિમય; મલ્ય ઠેરવવું એ; **–ટવવું** સ. ક્રિ. સાટું કરવું, બદલો કરવો; ઠેરવવું

**સાઠમારી** સ્ત્રી જંગલી પ્રાણીઓને ખીજવીને લડાવવાનો તમાશો; (લા.) લડાલડી; ભારે કામ

**સાડી** સ્ત્રી. સ્ત્રીનું રેશમી ઓઢણું; ચાલુ સાલ્લો; **–ડલો** પું. ચાલુ સામાન્ય સાડી, સાલ્લો

**સાઢુ,૦ભાઈ** પું. સાળીનો વર

**સાણશી** સ્ત્રી. રસોઇમાં કામ લાગે તેવી પકડ; **–સો** પું. સાપ વગેરે પકડી શકાય તેવી મોટી પકડ; (લા.) મુશ્કેલી, ફસામણ

**સાથ** પું. સથવારો, સંગાથ; **–થે** અ. સંગાથે, જોડે; **–થી** વિ. પું. સહકાર્યકર; ખેતરમાં સહાયક ભાગીદાર ખેડૂત; **૦ધંદાર** વિ. પું. સહકાર્યકર, મિત્ર

**સાથરો** પું. ઘાસની પથારી

**સાથવો** પું. શેકેલા અનાજના લોટમાં ગળપણ ને ઘી ભેળાં કરેલી સૂકી વાની

**સાથળ** સ્ત્રી. જાંઘ
**સાથિયો** પું. 卐 આવી મંગળ આકૃતિ; અભણ સ્ત્રીઓ સાખને ઠેકાણે કરે છે તે ચિહ્ન
**સાદ** પું. ઘાંટો, સૂર; બૂમ
**સાદડી** સ્ત્રી. ઘાસની સળી કે તાડછાંની કરેલી શેતરંજી, ચટાઇ
**સાદું** વિ. ડોળડમાક વિનાનું; સીધું; આસાન (કેદ–ભારે મજૂરી વિનાનું); **–દાઈ** સ્ત્રી. સાદાપણું
**સાધન** [સં.] પું. ઓજાર, હથિયાર; સામગ્રી; ઉપાય; **–ક** [સં.] વિ. ઉપાસના કરનારું; **–ના** સ્ત્રી. સાધકનું કર્મ; **–વું** સ. ક્રિ. સિદ્ધ કરવું; મેળવવું; **સાધુ** [સં.] વિ. પું. સાધન કરી સિદ્ધિ પામેલો બાવો; સારા ચારિત્રવાળો પુરુષ; **સાધ્વી** [સં.] સ્ત્રી. સાધુ સ્ત્રી; પવિત્ર સ્ત્રી, સતી
**સાન** સ્ત્રી. સંજ્ઞા, ઈશારો, સંકેત; સમજણ, અક્કલ
**સાપ** પું. સર્પ; **–પોલિયું** નપું. સર્પનું પરડકું–બચ્ચું
**સાપ્તાહિક** [સં.] વિ. અઠવાડિયાને લગતું; નપું. અઠવાડિયે એક વાર પ્રસિદ્ધ થતું છાપું
**સાફ**[આ.] [જુઓ 'સફા'] વિ. સ્વચ્છ; (લા.)નિષ્કપટી; **૦સૂફી** સ્ત્રી. વાળઝૂડ; સ્વચ્છતા; **–ફાઈ** સ્ત્રી. (લા.) પતરાજી, બડાઈ; **–ફી** વિ. વળતર વિનાનું (વ્યાજ કે ભાવ વગેરે); ચલમ પીવામાં છેડા આડો રખાતો કપડાનો ટુકડો
**સાફો** પું. ફેંટો, ઇરકી પાઘડી
**સાબદું** વિ. સજ્જ, સોંઢેલું (માણસ)
**સાબિત** [આ.] વિ. સિદ્ધ, પુરવાર; **–તી** સ્ત્રી. પુરાવો, ખાતરી; પ્રમાણ
**સાબૂ,–બુ** પું. મેલ કાઢવા માટેની તેલ અને ક્ષારની બનાવટ
**સામગ્રી** [સં.] સ્ત્રી. ઉપયોગી સામાન; ઠાકોરજીને ધરવા માટે તૈયાર કરેલી અનેક પ્રકારની ચીજ વસ્તુ
**સામાન** [ફા.] પું. સામગ્રી, ઉપયોગી ચીજો; વાડાનો સાજ, સજાઈ
**સામું** વિ. સંમુખ રહેલું; વિરુદ્ધ; **–મસામું** વિ. બરોબર સામું; **–મનો** પું. સામે થવું એ, વિરોધ; **–માવાળું** વિ. સામેના-વિરુદ્ધ પક્ષવાળું; **–માસામી** અ. એક-બીજાની સામે; **–મે** અ. સામું રાખી; (લા.)મોઢા ઉપર; **–મૈયું** નપું. સામે વરઘોડા જેવું લઈ જઈ કરવામાં આવતોસત્કાર
**સાર** [સં.] પું. તત્ત્વ, તાત્પર્ય; (લા.) લાભ
**સાર-વાર** સ્ત્રી.(માંદાની) સેવાચાકરી
**સારવું** સ. ક્રિ. શ્રાદ્ધ કરવું, સરાવ-વું; ઉપાડી વહેવું; ટપકાવવું (આંસુ); **સરાવવું** સ. ક્રિ. શ્રાદ્ધ કરવું; **સરવણી** સ્ત્રી. હિંદુઓમાં તેરમે દિવસે કરવામાં આવતો ઘડ-સાનો વિધિ; **સરામણું** નપું. શ્રાદ્ધ-વિધિ, સરાવવું એ
**સારુ** અ. માટે, વાસ્તે, કાજે

**સારું** વિ. સુંદર, મઝાનું; શુભ, મંગલ; [હિં.] બધું; અ. ભલે, ઠીક; **–રાસાર** [સં.] પું. સારું અને ખોટું; **–રાસારી** સ્ત્રી. સારો મેળ

**સાર્વજનિક** [સં.] વિ. બધાં માણસોને કામ લગતું, સૌજનને લાગતું

**સાલ** [ફા.] પું. સ્ત્રી. વર્ષ; મોસમ

**સાલ** નપું. નડતર, આડખીલી; વીંધમાં બેસે એવો લાકડાનો બંધબેસતો ઘડેલો છેડો; **૦વું** અ. ક્રિ. (લા.) મનમાં ખૂંચે એવી રીતે દુઃખ થવું; **૦વવું** સ. ક્રિ. સાલ નાખવું; (લા.) ખોરી મારવું; કેદ પકડવું; **૦વણું** નપું. (લા.) સલવાઈ પડવું એ; મુશ્કેલી; **સાલિયું** નપું. સાલ; (લા.) નડતર; **સલ** નપું. નડતર; **સલાડવું** સ. ક્રિ. એકબીજાની સાથે જોડવું; **સલાડું** નપું. **–ડો** પું. (લા.) એકબીજાની સાથેનું અનિચ્છનીય જોડાણ; એવું મરજી વિરુદ્ધનું જોડાણ

**સાવ** અ. તદ્દન, તમામ

**સાવકું** વિ. અપર-માનું, ઓરમાયું

**સાવચેત** વિ. સાવધાન, સચેત; **–તી** સ્ત્રી. સચેતપણું; ચેતવણી

**સાવજ** પું. સિંહ; હિંસ્ર પશુ

**સાવધ** વિ., **–ધાન** [સં.] વિ. સાવચેત, સચેત; **–ધાની** સ્ત્રી. સાવચેતી

**સાવરણી** સ્ત્રી. ઝાડુ; **–ણો** પું. મોટી સાવરણી

**સાવલિયું** નપું. આછા વણાટનું ચોકડીભાતનું પંચિયું

**સાસુ** સ્ત્રી. કન્યાને વરની અને વરને કન્યાની માતા

**સાહસ** [સં.] નપું. જોખમ ભરેલું કામ; જોખમ જાણ્યા છતાં ઝંપલાવવું એ; **–સિક** [સં.], **–સી** વિ. સાહસ કામ કરનાર

**સાહિત્ય** [સં.] નપું. સાધન સામગ્રી; જ્ઞાન વગેરેની ગ્રંથસ્થ થયેલી રચના, વાઙ્મય; **૦કાર** [સં.] વિ. ગ્રંથ વગેરેની રચના કરનારો વિદ્વાન

**સાહેબ** [આ.] માલિક, ધણી; મોટો માણસ; યુરોપિયન, માણસ; **–બી** સ્ત્રી. (લા.) જાહોજલાલી, વૈભવ

**સાળ** સ્ત્રી. કાપડ વણવાનું ઓજાર

**સાળો** પું. પત્નીનો ભાઈ; **–ળી** સ્ત્રી. પત્નીની બહેન

**સાંઈ, ૦ડું** નપું. સ્ત્રીઓનું પરસ્પર ભેટવું એ; **–યાંસાયાં** નપું. બ. વ. લગ્ન પ્રસંગે વેવાણોનું પરસ્પર ભેટવું એ

**સાંકડું** વિ. પહોળાઈમાં ખૂબ ઓછું; (લા.) સંકુચિત મનવાળું; **સાંકડ** સ્ત્રી. સંકડામણ; **સંકડામણ** નપું., (**–ણી**) સ્ત્રી. સંકડાઈને રહેવું એ, સાંકડ

**સાંકળ** સ્ત્રી. ધાતુની કડીઓ કે અંકોડા ભેળવી કરેલી લાંબી હાર; બારી બારણાં બંધ રાખવા કરેલી એવી હારનો ટુકડો; જમીન ભરવાનું ૧૦૦ ફૂટનું માપ; **૦વું** સ. ક્રિ. જોડવું; **–ળિયું** નપું. અનુક્રમણી; **–ળી** સ્ત્રી. સાંકળની નાની સેર (સોના ચાંદીની કે બીજી ધાતુની); **–ળું** નપું. (સોના ચાંદીનું) હાથ-પગનું ઘરેણું

**સાંખવું** સ. ક્રિ. બોલ સહન કરવા

**સાંખવું** અ. ક્રિ. માપ કરી સરખાવવું; માપવું

**સાંગી** સ્ત્રી. રથ કે મોટા ગાડાની ધરી અને સાટી વચ્ચેનો કઠેરાવાળો ભાગ; **–ગામાંચી** સ્ત્રી. આધાર લઈ બેસાય તેવી પાટીવાળી માંચી

**સાં(–સા)ચવવું** સ. ક્રિ. સંઘરી રાખવું; **–ણું** નપું. તાળું

**સાંજ,–ઝ** સ્ત્રી. સૂર્યાસ્તનો સમય **–જે,–ઝે, જરે, –ઝરે** અ. સાંઝને સમયે; **–જી, –ઝી** સ્ત્રી. સાંઝે કરવામાં આવતી ફૂલમંડળી (વૈષ્ણવ મંદિરોમાં); શુભ પ્રસંગે સાંઝે ગવાતું ગીત; એવી રીતે સાંઝનો ગીત ગાવાનો પ્રસંગ

**સાંઠો** પું. જુવાર બાજરી શેરડી વગેરેનો છોડ (લીલો કે સૂકો); **–ઠી** સ્ત્રી. કપાસ કે તલ વગેરેનો સૂકો છોડ, સરાંઠી

**સાંઢ** પું. આખલો, ખૂંટ; **સાંઢ, ૦ણી** સ્ત્રી. માદા ઊંટ; **–ઢિયો** પું. નર ઊંટ; **–ઢો** પું. ઘોની જાતનું એક પ્રાણી; ગળા કે કેડ ઉપર કપડાંની ગાંઠ વાળીને પહેરવું એ

**સાંતવું, સંતાડવું** સ. ક્રિ. છુપાવવું ('સંતાવું' નું પ્રેરક)

**સાંતી** સ્ત્રી. એક હળથી ખેડી વવાય એટલી જમીન; નપું. હળ; **–તીડું** નપું. હળ; **–તેલું** નપું. બળદને જોતરવા વપરાતું લાકડાનું ચોકઠા આકારનું ઘોંસરું

**સાંથ** સ્ત્રી. જમીન-મહેસૂલ, ગણોત; જમીન ખેડવા આપ્યા બદલ મળતી રકમ

**સાંધવું** સ. ક્રિ. જોડવું; ટાંકા મારી જોડવું; **સાંધ** સ્ત્રી. જોડાણ; વચ્ચેની ફાટની નિશાની; **સાંધણ** નપું. સાંધવું એ; અનુસંધાન; પુરવણી; **સાંધણી** સ્ત્રી. સાંધવાની રીત કે ઢબ; **સાંધો** પું. જોડાણનો ભાગ; જોડાણના ટાંકા વગેરેનો આકાર; **સંધ** સ્ત્રી. સંધિ, સાંધ; **સંધાણ** નપું. જોડાણ

**સાંબેલું** નપું. ખાંડવાનું લાકડાનું સાધન; વરઘોડામાં આગળ છોકરા-છોકરીને શણગારી ઘોડા ઉપર બેસાડવામાં આવે છે એ; **–લ** સ્ત્રી. ધૂંસરીની ખીલી

**સાંભરવું** અ. ક્રિ. યાદ આવવું; **–ણ** સ્ત્રી. યાદ; **સંભારવું** સ. ક્રિ. (પ્રેરક) યાદ કરવું; **સંભારણું** નપું. યાદગીરી; યાદગીરીની વસ્તુ કે નિશાની

**સાંભળવું** સ. ક્રિ. કાને શ્રવણ કરવું; (લા.) ધ્યાનમાં લેવું

**સાંસતું** વિ. થાક પછી શ્વાસ હેઠા બેસતા જાય તેવું; (લા.) ધીરજવાળું; **–તા** સ્ત્રી. (લા.) ધીરજ

**સાંસો** પું. સંશય, સંકલ્પવિકલ્પ; **સાંસા** પું. બ.વ.(લા.) તંગી; મુશ્કેલી

**સિક્કો** [આ.] પું. મહોર, છાપ; મહોર-વાળું ચલણી નાણું; (લા.) અમલ

**સિગાર,–રેટ** [અં.] સ્ત્રી. યુરોપિયન પ્રકારની બીડી

**સિદ્ધ** [સં.] વિ. તૈયાર થયેલું, પ્રાપ્ત; સફળ થયેલું; નિશ્ચિત; સાબિત; જેણે સિદ્ધિ મેળવી હોય તેવું (સાધુ બાવા વગેરે); મુક્ત (પુરુષ); **૦હસ્ત** [સં.] વિ. હથોટાવાળું; **–દ્ધાંત** [સં.] પું. પૂરી વિચારણા કે અનુભવ પછી નક્કી થયેલો મત કે નિર્ણય; **–દ્ધિ** [સં.] સ્ત્રી. સફળતા; ફલપ્રાપ્તિ; યોગથી મળતી આઠ પ્રકારની અદ્દભુત શક્તિ; **સિધારવું**, **સિધાવવું** અ. ક્રિ. (લા.) વિદાય લેવી

**સિનેમા** [અં.] પું. ચલચિત્ર

**સિપાઈ** પું. લશ્કરનો માણસ, સૈનિક; પટાવાળો, પગી, ચપરાશી; પોલીસ

**સિલક** સ્ત્રી. ખર્ચ જતાં બાકી વધેલી રકમ, જણશ, પુરાંત; વિ. બચત

**સિવાય** [આ.] અ. વિના, વગર; ઉપરાંત

**સિસોટી** સ્ત્રી. સીટી, મોઢેથી શી શી એવો અવાજ; એવો અવાજ કરવાનું સાધન; **–ડી** સ્ત્રી. સિસોટી; **સિસકારવું** અ. ક્રિ સિસોટી બજાવવી; **સિસકારો** પું. શી શી એવો અવાજ

**સિસોળિયું** નપું. શાહુડીનું પીછું; કાનનું એક ઘરેણું (પુરુષનું)

**સિંદૂર** [સં.] પું. પારો સીસું ને ગંધકની મેળવણીથી થતો ખૂલતા રાતા રંગનો ભૂકો; **–રિયું** વિ. સિંદૂરના રંગનું સૌરાષ્ટ્રની એક મુસ્લિમ જાતનું માણસ

**સિંધી** વિ. પું. સિંધ પ્રાંતનું રહેવાશી; **–ધિયાણી** સ્ત્રી. સિંધી સ્ત્રી; **–ધુડો** પું. શૂરાતન ચડે એવો એક રાગ

**સિંધાલૂણ** નપું. સૈંધવ નામનું ખનિજ મીઠું

**સિંહ** [સં.] પું. જંગલનું એક નીડર હિંસક પ્રાણી, સાવજ; **–હાસન** [સં.] નપું. સિંહની આકૃતિવાળું ચાર પાયાનું આસન

**સીઝવું** અ. ક્રિ. (લા.) ધીમે તાપે બફાઈ કે ચડીને તૈયાર થવું

**સીડી** સ્ત્રી. નિસરણી, નાનો દાદર

**સીદી** પું. આફ્રિકાનો કાળો વતની, હબસી; **–દણ** સ્ત્રી. સીદી સ્ત્રી

**સીધવું** અ. ક્રિ. સિદ્ધ થવું; **સીધું** વિ. પાધરું, પાંશરું; એક જ લાટીમાં રહેલું; (લા.) સરલ, કપટ; ભોજન માટેની કાચી સામગ્રી; **–ધો** પું. ભોજન માટેની કાચી સામગ્રી, સીધું

**સીનો** [ફા.] પું. છાતીનો ફેલાવ

**સીમા** [સં.] સ્ત્રી., **–મ** સ્ત્રી. હદ, મર્યાદા; હદમાં આવી રહેલી જમીન; **–માડો** પું. સરહદ; **–મંત** [સં.] નપું. સેંથો; (લા.) અધરણી

**સીલ** [અં.] સ્ત્રી. નપું. મહોર, મુદ્રા, છાપ; છાપ લગાડી કાગળ કે લાખથી બંધ કરવું; એવી રીતે બંધ કરવા માટેની લાખનું ચકતું

**સીવવું** સ. ક્રિ. ટાંકા મારી જોડવું; –ણ નપું., –ણી સ્ત્રી. સીવવું એ; **સિવડાવવું** સ. ક્રિ. (પ્રેરક) સીવે એમ કરવું; **સિવડામણ** નપું. સિવડાવવાનું મહેનતાણું; **સિલાઈ** સ્ત્રી. સીવવું એ; સીવવાનું મહેનતાણું

**સીસું** નપું. એક વજનદાર–તરત ઓગળી જાય એવી ધાતુ; **–સાપેન** સ્ત્રી. સીસાના પદાર્થમાંથી કરેલી સળીવાળી કલમ, પેન્સિલ

**સીંચવું** સ. ક્રિ. વાવ કૂવામાંથી (પાણી) ખેંચવું; **સીંચાણ્યું** નપું. સીંચવાનું દોરડું

**સીંદરી** સ્ત્રી. કાથીની દોરી

**સુકાન** નપું. વહાણ કે હોડીની પાછળનો દાંડો (જેના ફેરવવા પ્રમાણે વહાણ દિશા બદલે છે.); **–ની** પું. સુકાન ઝાલી બેસનારો ટંડેલ

**સુખ** [સં.] નપું. આરામ–ચેન વગેરેનો અનુભવ; **–ખાકારી** સ્ત્રી. સુખચેનની સ્થિતિ; **–ખી** [સં.], **–ખિયું** વિ. સુખવાળું; **૦ણું**, **–ખિયારું** વિ. સુખિયું

**સુખડ** સ્ત્રી. ચંદનનું લાકડું

**સુખડું** નપું. ઘઉંનો લોટ ઘી અને ગોળનો પાક, પકવાન્ન; **–ડી** સ્ત્રી. સુખડું; (લા.) વસવાયાં વગેરેને મળતી અનાજની હકસાઈ; **–ડિયો** પું. મીઠાઈ તૈયાર કરી વેચનારો

**સુઘડ** વિ. સ્વચ્છ, ચોખ્ખું; (લા.) ચતુર

**સુતાર, સુથાર** પું. લાકડાં ઘડનાર કારીગર; **૦ણ** સ્ત્રી. સુતાર સ્ત્રી

**સુદિ** [સં.], **–દ** અ. અજવાળિયામાં; સ્ત્રી. અજવાળિયું

**સુધ્ધાં, ૦ત** અ. સાથે, સહિત; અશેષ

**સુનાવણી** સ્ત્રી. ન્યાયાધીશ પાસે ફરિયાદની રજૂઆતને લેવાની સ્થિતિ

**સુન્નત** [અા.] સ્ત્રી. મુસલમાનોમાં છોકરાની જનનેંદ્રિયનું ટોપચું કાપી નાખવાની ધાર્મિક ક્રિયા; **સુન્ની** [અા.] વિ. મુસ્લિમ ધર્મના એક પ્રકારનું

**સુપરત** વિ. સોંપેલું; સ્ત્રી. સોંપણી

**સુયાણી** સ્ત્રી. પ્રસવ કરાવનારી બાઇ, દાયણ

**સુરમો** [ફા.] પું. આંખ તંદુરસ્ત રાખવા આંજવામાં આવતો એક ખનિજ પદાર્થ, સોયરું

**સુરવાલ** સ્ત્રી. નીચેથી સાંકડી ને ઘૂંટણ ઉપર ખૂલતી ચાડની ચોરણી

**સુરંગ** સ્ત્રી. જમીનમાં કે પથ્થરમાં સાંકડું વાધ પાડી જેમાં દારૂ ભરી ફોડવામાં આવે (–જેનાથી પથ્થર તૂટે, તેમજ આ રીત શત્રુનો નાશક રવામાં પણ વપરાય–દરિયામાં પણ ખાસ રીતે સુરંગ ગોઠવાય છે.)

**સુલભ** [સં.] વિ. સહેલાઈથી મળે તેવું, સલણું

**સુલેહ** સ્ત્રી. ઝઘડા કેલડાઈનો અભાવ, સલાહશાંતિ; સંધિ, સમાધાન

**સુવાણ** સ્ત્રી. રોગમાંથી મુક્ત થયાની સ્થિતિ

**સુવારોગ** પું. સુવાવડમાંથી થતો રોગ, **સુવાવડ** સ્ત્રી. બાળકને જન્મ આપવો અને એ કારણે ખાટલામાં પડી રહેવાની સ્થિતિ

**સુવાસણી** સ્ત્રી. સૌભાગ્યવતી સ્ત્રી, એવસુ સ્ત્રી

**સુવાંગ** વિ. અંગતમાલિકીનું, સ્વાંગ

**સુસ્ત** [ફા.] વિ. આળસુ; (લા.) ધીમું; **–સ્તી** સ્ત્રી. આળસ, ઊંઘનું ઘેન; (લા.) મંદતા

**સુંદર** [સં.] વિ. સુશોભિત, રૂપાળું; **સૌંદર્ય** [સં.] નપું. સુંદરપણું; રૂપ

**સુંવાળું** વિ. સુકોમળ, લીસું ને નરમ; (લા.) સ્વભાવનું નરમ; નપું. બાળક જન્મવાનું સૂતક, વૃદ્ધિસૂતક; **–ળા** પું. બ. વ. મૃત્યુ પછીની દસમાની ક્રિયા; **–ળી** સ્ત્રી. પૂરી જેવી છરું વગેરે નાંખેલી એક પોચી વાની

**સૂકું** વિ. ભીનાશ વિનાનું, શુષ્ક; દૂબળું; (લા.) પ્રેમ કે આદર સત્કાર વિનાનું; **સુકાવું** અ. ક્રિ. ભીનાશ ઊડી જવી; દૂબળા પડવું; **સૂકવવું**; **સુકાવવું** સ. ક્રિ. (પ્રેરક) 'સુકાય' એમ કરવું; **સૂકલ** વિ. સુકાયેલું; **સૂકો** પું. તમાકુની પતરી, જરદો; **સૂકગળું** નપું., **સૂકધાંટી** સ્ત્રી. બાળકને ગળું પડવાનો એક રોગ; **સુકલકડી** વિ. લાકડી જેવું સુકાઇ એકવઠી હાંઠીનું; દુર્બળ શરીરનું; **સુકવણી** સ્ત્રી. સૂકવેલા ચીજ વસ્તુ; **સુકવણું** નપું. વરસાદ ચાલ્યો જતાં મોલનું સુકાવું એ

**સૂક્ષ્મ** [સં.] વિ. બારીક, ઝીણું

**સૂગ** સ્ત્રી. ગંદકીને કારણે થતો અણગમો; (લા.) ધૃણા; **સુગાવું** અ. ક્રિ. સૂગ આવવી; **સુગાળ, ૦વું, –ળું** વિ. સૂગ ચડે એવી પ્રકૃતિનું

**સૂચન** [સં.] નપું., **–ના** સ્ત્રી. ધ્યાન દોરવું એ; ચેતવવું એ; **–ક** [સં.] વિ. ધ્યાન ખેંચે એવું; ધ્યાન ખેંચનાર; **–વવું** સ. ક્રિ. સૂચના કરવી, ધ્યાન ઉપર લાવવું; **સૂચિત** [સં.] વિ. સૂચવેલી; **સૂચી** [સં.] સ્ત્રી. યાદી, ટીપ; સાંકળિયું, અનુક્રમણી

**સૂઝવું** અ. ક્રિ. સોજો આવવો, ઊપસી આવવું

**સૂઝવું** અ. ક્રિ. બુદ્ધિમાં ઊભું થવું; યાદ આવવું; દેખાવું, નજરે પડવું; **સૂઝ** સ્ત્રી. સૂઝવું એ, ગમ, સમજ; પહોંચ; **સૂઝતું** વિ. (લા.) જે સમયે જે હાથમાં આવે કે મળી આવે તેવું (આહાર વગેરે)

**સૂડવું** સ. ક્રિ. મૂળમાંથી છોડવા વગેરે ખોદી કાઢવા; **સૂડી** સ્ત્રી. સોપારી કાતરવાનું બે પાંખિયાવાળું સાધન; **સૂડો** પું. મોટી સૂડી

**સૂડો** પું. ગળે કાંઠલા વિનાનો પોપટ

**સૂણવું** અ. ક્રિ. સોજો આવવો

**સૂતક** [સં.] નપું. સગાં સંબંધીના મૃત્યુથી પાળવામાં આવતી આભડછેટ; **–કી** [સં.] વિ. સૂતકવાળું

**સૂતર** નપું. રૂ કાંતીને કાઢવામાં આવતો તાર; **૦ફેણી** સ્ત્રી. એક જાતની તાંતણા-તાંતણા જેવી મીઠાઇ; **૦શાળ** સ્ત્રી. એક જાતની ડાંગર; **સુતર, –રું** વિ. સુતર જેવું સીધું; **સુતરાઈ** સ્ત્રી. સરળતા; **સુતરાઉ** વિ. સૂતરનું બનેલું; **સુતરિયો** પું. સૂતરનો વેપારી

**સૂતળી** સ્ત્રી. શણની પાતળી દોરી

**સૂત્ર** [સં.] નપું. દોરો, તાવણો; સૂતર; નિયમ, વ્યવસ્થા; ટૂંકું અર્થવાળું વાક્ય; **૦ધાર** [સં.] પું. નાટકનો પ્રધાન નટ; કડિયો-સુતાર

**સૂધ** સ્ત્રી. શુદ્ધિ, ભાન; ખબર, ભાળ; **-ધું** વિ. સીધું, પાધરું; (લા.) સરળ સ્વભાવનું; **સુધરવું** અ. ક્રિ. શુદ્ધ થવું, સારું થવું; **સુધારવું** સ. ક્રિ. (પ્રેરક) શુદ્ધ કરવું, સારું કરવું; **સુધરાઈ** સ્ત્રી. ગામ કે શહેરને સાફ રાખવાને માટે કામ કરતી પ્રજા-પ્રતિનિધિઓની મંડળી; **સુધાર** પું. સુધારવામાં આવે એ, શોધન; **સુધારક**, વિ. સમાજની બદી દૂર કરનારું કે કરવાનો મત ધરાવનારું; **સુધારો** પું. સુધાર; સુધારકોનું બદી દૂર કરવાપણું

**સૂનું** વિ. ખાલી; ઉજ્જડ, નિર્જન; સંભાળ કે રક્ષણ વગરનું; **સૂન** નપું. મીંડું; **સૂન-મન** વિ. સૂનું અને મૂંગું, તદ્દન ભાન ભૂલેલું

**સૂપડું** નપું. અનાજ ઝાટકવાનું સાધન; **-ડી** સ્ત્રી. નાનું સૂપડું

**સૂબો** [આ.] પું. ઇલાકો, પ્રાંત; પ્રાંતનો હાકેમ, 'ગવર્નર'; **-બેદાર** [ફા.] પું. સૂબાનો મુખ્ય અમલદાર; લશ્કરમાં એક હોદ્દાનો અમલદાર

**સૂમ** [આ.] વિ. મૂંજી, કંજૂસ; **૦સામ** વિ. તદ્દન શાંત, લેશ પણ અવાજ કે ઘોંઘાટ વિનાનું

**સૂર** પું. સ્વર, ઘાંટો; **સુરીલું** વિ. સારા ઘાંટાવાળું, સારા સ્વરવાળું; **સુરાવટ** સ્ત્રી. સારો વ્યવસ્થિત ઘાંટાનો અવાજ, રાગતાન

**સૂરજ** પું. સૂર્ય; **૦મુખી** સ્ત્રી. દિવસે ખીલતા ફૂલવાળો એક છોડ

**સૂરણ** [સં.] નપું. શાકમાં વપરાતું એક કંદ

**સૂરત** [આ.] સ્ત્રી. ચહેરો; (લા.) યાદ, ધ્યાન

**સૂર્ય** [સં.] પું. સૂરજ-પૃથ્વીને તેમજ બીજા ગ્રહોને પ્રકાશ આપતો આકાશીય તેજસ્વી ગોળો; **૦નમસ્કાર** [સં.] પું. સૂર્યને નમન; એ નામની એક ખાસ કસરત

**સૂલટું** વિ. ઊલટું નહિ એવું, સવળું; ચત્તું; **-ટાવું** અ. ક્રિ. સૂલટું થવું

**સૂવું** અ. ક્રિ. આડા થઈ પડવું; (લા.) ઊંઘવું

**સૂસવવું** અ. ક્રિ. સૂ સૂ એવો અવાજ થવો; **સૂસવાવું** અ. ક્રિ. સૂસૂ એવો અવાજ થવો; (લા.) ટાઢથી ધ્રૂજવું; **સુસવાટ, -ટો** પું. જોરથી વહેતા પવનનો કે એવી કોઈ ગતિનો અવાજ

**સૂંઘવું** સ. ક્રિ. સુગંધ લેવો; **સૂંઘાડવું** સ. ક્રિ. (પ્રેરક) સૂંઘે એમ કરવું; **સૂંઘણી** સ્ત્રી. છીંકણી, પીસેલી તમાકુ, બજર

**સૂંઠ** સ્ત્રી. સૂકવેલું આદુ

**સૂંડો** પું. વાંસની ચીપોનો કે લોઢાના પતરાનો ટોપલો; **-ડલો** પું. સૂંડો; **-ડી, -ડલી** સ્ત્રી. નાનો સૂંડલો

**સૂંઢ** સ્ત્રી. હાથીનો લાંબો નાકવાળો અવયવ; (લા.) બંબા વગેરેની પાઈપ –ઢિયું વિ. સૂંઢના આકારનું

**સૂંથણું** નપું. પાયજામો, લેંઘો; –ણી સ્ત્રી. નાની લેંઘી; **સૂથિયું** નપું. ચીંથરાં દોરી કે મુંજ વગેરેની મોટી ઈંઢોણી

**સૃષ્ટિ** [સં.] સ્ત્રી. વિશ્વ, જગત

**સેકંડ** [અં.] સ્ત્રી. મિનિટનો ૬૦મો ભાગ

**સેટ** [અં.] પું. જોડી

**સેના** [સં.] સ્ત્રી., **સૈન્ય** [સં.] નપું. લશ્કર; **સેનાપતિ** [સં.] પું. લશ્કરનો વડો; **સૈનિક** [સં.] પું. લશ્કરી માણસ, સિપાઈ

**સેર** સ્ત્રી. જે દોરામાં મણકા પરોવ્યા હોય તે; એવી માળા

**સેલડું**, –રું નપું. કુંવારપાઠાનું દાંડાવાળું ફૂલ

**સેવ** સ્ત્રી. ઘઉંની કણકની લાંબી દોરા જેવી વાની; ચણાના વેસણની દોરા જેવી તળેલી વાની

**સેવક** [સં.] પું. સેવા કરનાર, નોકર, ચાકર; શિષ્ય; વૈષ્ણવ મંદિરમાંનો પૂજારી; **સેવકી** સ્ત્રી. વૈષ્ણવ મંદિરોના સેવકને મળતી રોકડ બક્ષિસ; વિ. વૈષ્ણવ મંદિરોમાં ખાસામાંથી જે બહાર નીકળી ગયું હોય તેવું; **સેવિકા** [સં.] સ્ત્રી. સ્ત્રી સેવક; **સેવા** [સં.] સ્ત્રી. નોકરી; વૈષ્ણવ મંદિરોમાં ઠાકોરની પૂજા–અર્ચા અને બીજી ખિજમત; **સેવન** [સં.] (લા.) નપું. ઉપભોગ કરવો એ, ખાવું એ

**સેવવું** સ. ક્રિ. સેવા કરવી; (પક્ષીઓએ ઈંડા કે બચ્ચાંને) ઉછેરવું; (વ્યસન) રાખવું; ખૂબ ઉપયોગ કરવો

**સેસ** સ્ત્રી. વરકન્યા અને સીમંતવાળી સ્ત્રીના ખોળામાં અપાતાં નાળિયેર પાન સોપારી અને રૂપિયો

**સેળભેળ** વિ. ગમે તે રીતે ભેળાઇ ગયેલું; નપું. સ્ત્રી. ગમે તે રીતે થઇ ગયેલું મિશ્રણ

**સૈંકડો** પું. સોની સંખ્યા; સો વર્ષનો સમૂહ, સૈકો; વિ. અને કસો

**સેંથો** પું. માથા ઉપરના વાળને બે ભાગમાં વહેંચતાં વચ્ચે પડતી લીટી, સીમંત; –થી સ્ત્રી. નાનો સેંથો

**સૈકું** પું., –કો પું. સો વર્ષનો સમૂહ

**સોઈ** સ્ત્રી. સગવડ

**સોક(–ગ)ટું(–ઠું)** નપું. ચોપાટ વગેરે રમતમાં વપરાતો અર્ધગોળ લાકડા કે દાંતનો ટુકડો; –ટી(–ઠી) સ્ત્રી. નાનું સોગઠું; એ આકારની બાળકને ઘસી પાવાની દવાની પિંડી

**સોખમાવું** અ. ક્રિ. સંકોચ અનુભવવો; શરમથી ક્ષોભથી પાછા હટવું

**સોગન, સોગંદ** પું. બ. વ. કસમ, સમ, શપથ

**સોગાત** [તુર્કી] સ્ત્રી. નજરાણાની ચીજ

**સોગ** પું. મરણ પામેલાંની પાછળનો શોક પાળવો એ; –ગિયું વિ. સોગના જેવાં સ્વભાવ અને વર્તનવાળું

**સોજુ** વિ. ઉપદ્રવ કે તોફાન ન કરે એવું; સારું; સ્વચ્છ

**સોજો** [ફા.] પું. સૂજી-ઊપસી આવવું એ

**સો(-સોં)ટો** પું. ઝાડનો સીધો પતલો દાંડો; **-ટી** સ્ત્રી. પતલી લાકડી, છડી

**સોડ** સ્ત્રી. સૂતેલા માણસનું પડખું; સૂતેલું માણસ મોઢું ઢાંકવા ઓઢવાનું પૂરું ઓઢે એ; પથારી ઉપર ઓઢવાની સરળતા થાય એ રીતે ઓઢવાનું ગોઠવી મૂકવું એ

**સોણ** નપું. નાની ફાચર

**સોદો** [તુર્કી] પું. વેપાર, સાટું, વિનિમય; **-દાગર** [ફા.] પું. મોટો વેપારી; (લા.) ભારે ચતુર અને હોશિયાર માણસ; ખેપાની

**સોનું** નપું. પીળી કીમતી ધાતુ, સુવર્ણ; **-નાર,-નારો,-ની** પું. સોનું ઘડવાનો ધંધો કરનાર કારીગર; એ નાતનો પુરુષ; **-નારણ** સ્ત્રી. સોનીની સ્ત્રી; **-નેરી** વિ. સોનાના જેવા ચળકતા પીળા રંગનું **-નૈયો**; પું. સોનાનો સિક્કો; ગળાનું સોનાના સિક્કાવાળું ઘરેણું

**સોનારો** પું. ખાંટકો

**સોપટ** અ. સીધેસીધું, પાંશરું, પાધરું

**સોપારી** સ્ત્રી. નપું. ફોફળ, મુખવાસ માટેનું એક ફળ

**સો(-સોં)પો** પું. રાતના પહેલા પહોરને છેડે લોકોનો ઊંઘમાં પડી જતાં થતો જંપ

**સોબત** સ્ત્રી. સહવાસ, સંગત, સાથ; **-તી** વિ. સાથીદાર

**સોય** સ્ત્રી. સીવવાનું કે એવું નાકાવાળું ધાતુનું અણીદાર સાધન; પાતળું અણીદાર સાધન (ગ્રામોફોન વગેરેમાં હોય છે તેવું); **-યો,-ઇયો,** પું. મોટી સોય; **-યણી** સ્ત્રી. મોચીનું એક ઓજાર

**સોર(-ડ)મ** સ્ત્રી. ગંધ, વાસ

**સોરવવું** અ. ક્રિ. ગમવું, ગોઠવું

**સોરવું** સ. ક્રિ. ઉઝરડી કે આછું છોલી પતલું કરવું

**સોલો** પું. તરંગ, તુક્કો

**સોવું** સ. ક્રિ. સૂપડામાં નાખી આમતેમ હલાવવું; **સોવાવું** અ. ક્રિ. (કર્મણિ) (લા.) અહીંતહીં મુશ્કેલીમાં અથડાવું

**સોસ** પું. શોષ, પાણીની ગળે પડતી ધખ, ગળાનું સુકાઇ જવું એ; **૦વું** અ. ક્રિ. (લા.) સહન કરવું; સ. ક્રિ. ચૂસી લેવું, સૂકવી નાખવું; **૦વાવું** સ. ક્રિ. (લા.) ચિંતાથી દુઃખ અનુભવવું

**સોહવું** સ. ક્રિ. શોભવું, દીપવું; **સોહાગ** પું. હેવાતન; હેવાતનનાં ચિહ્ન-ચાંલ્લો ચૂડી વગેરે; **સોહામણું** વિ. સુશોભિત

**સોહલું** વિ સુલભ, સહેલું, સલણું

**સોળ** પું. સોટી વગેરેના મારનો ચામડી પર પડતો સળ

**સોંઘું** વિ. સસ્તું; **-ઘવારી** સ્ત્રી. **સોંઘારથ** નપું. સોંઘું હોવાપણું,

**સોંઢવું** અ. ક્રિ. નીકળવા સાબદા-તૈયાર થવું, તૈયાર થઇ નીકળવું, સૂંઢવું; **સોંઢાડવું**, સ. ક્રિ. (પ્રેરક) સોંઢે એમ કરવું, સૂંઢાડવું

**સોંપવું** સ. ક્રિ. હવાલે આપવું, ભાળવવું; **–ણી** સ્ત્રી. હવાલો આપવો કે ભાળવવું એ

**સોંસરું, –રવું** વિ. આરપાર; કાણામાં થઇને પાધરું

**સૌ** સર્વ. સહુ, બધાં

**સ્ટેશન** [અં.] નપું. આગગાડીનું મથક

**સ્તુતિ** [સં.] સ્ત્રી., **સ્તોત્ર** [સં.] નપું. વખાણ; પ્રાર્થના

**સ્ત્રી** [સં.] સ્ત્રી. બૈરી; પત્ની

**સ્થળ** [સં.] નપું. સ્થાન, ઠેકાણું

**સ્થાન** [સં.] નપું. સ્થળ, ઠેકાણું; બેઠક, આસન; (લા.) પદવી; ઓધ્ધો; **–નિક** [સં.] વિ. સ્થાનને લગતું, અમુક ચોક્કસ જગ્યા (રહેઠાણ) ને લગતું; **–પક** [સં.] વિ. સ્થાપનાર; **–પન** [સં.] નપું. સ્થાપવું એ; પૂજા વગેરેમાં ચોખા વગેરે મૂકી કરવામાં આવતું સ્થાન; **–પના** સ્ત્રી. સ્થાપન કરવું એ; મૂર્તિ વગેરેને સ્થાને સ્થાપવી એ; **–પિત** [સં.] વિ. સ્થાપના કરેલું; નક્કી કરી મૂકેલું; **–પવું** સ. ક્રિ. પ્રતિષ્ઠા કરવી; મૂકવું; પ્રમાણથી સાબિત કરવું; **–વર** [સં.] વિ. અચલ, સ્થિર; જંગમથી ઊલટું

**સ્થિતિ** [સં.] સ્ત્રી. રહેવું એ; હાલત; **સ્થિર** [સં.] વિ. અચળ

**સ્થૂળ** [સં.] વિ. જાડુંમોટું; સૂક્ષ્મ નહિ એવું

**સ્નાન** [સં.] નપું. નાહવું એ, નાવણ; મરણ નિમિત્તે નાહવું એ, સ્નાન; **–તક** [સં.] વિ. પું. વિદ્યાભ્યાસ પૂરો કર્યો છે તેવું; 'ગ્રેજ્યુએટ'

**સ્નાયુ** [સં.] પું. માંસના પટ્ટાના આકારનો તંતુ

**સ્નેહ** [સં.] પું. પ્રેમ, નેહ, વહાલ; **૦લગ્ન** [સં.] નપું. માત્ર સ્નેહથી કરવામાં આવેલાં લગ્ન; **–હાળ** વિ. સ્નેહી સ્વભાવનું; **–હી** [સં.] વિ. સ્નેહવાળું; સંબંધી

**સ્પર્ધા** [સં.] સ્ત્રી. હરીફાઈ, સરસાઇ

**સ્પર્શ** [સં.] પું. અડકવું એ; પાસ; **૦વું** સ. ક્રી. અડકવું; **–ર્શાસ્પર્શ** [સં.] પું. આભડછેટ

**સ્પષ્ટ** [સં.] વિ. ખુલ્લું દેખાય કે સમઝાય એવું, સ્ફુટ

**સ્ફુરણ** [સં.] નપું., **–ણા** સ્ત્રી. મનમાં ઊગીઆવવું એ; **–વું** અ. ક્રિ. મનમાં ઊગી આવવું એ; કંપવું, ફરકવું; **સ્ફૂર્તિ** [સં.] સ્ત્રી. સ્ફુરણા; તેજી, ચંચળતા

**સ્મરણ** [સં.] નપું, યાદ, સ્મૃતિ; **–વું** સ. ક્રિ. યાદ કરવું; **સ્મારક** [સં.] વિ. યાદ કરાવનારું; નપું. યાદગીરીનું ચિહ્ન; **સ્મૃતિ** [સં.] સ્ત્રી. યાદ; હિંદુઓનું ધર્મશાસ્ત્ર; **સ્માર્ત** [સં.] વિ. સ્મૃતિઓ પ્રમાણેનો આચાર પાળનારું (હિંદુ)

**સ્વચ્છ** [સં.] વિ. ચોખ્ખું; **૦તા** [સં.] સ્ત્રી. ચોખ્ખાઈ

**સ્વચ્છંદ** [સં.] પું. ઇચ્છા મુજબ વર્તવું એ; **-દી** [સં.] વિ. ઇચ્છા મુજબ વર્તનાર, સ્વેચ્છાચારી

**સ્વતંત્ર** [સં.] વિ. કોઇના તાબામાં નહિ એવું, સ્વાધીન; **૦તા** [સં.] સ્ત્રી., **સ્વાતંત્ર્ય** [સં.] નપું. સ્વતંત્રપણું

**સ્વપ્ન** [સં.], **ન્નું** નપું. ઊંઘમાં જુદા જુદા સજીવંત જેવા અનુભવ થવા એ

**સ્વભાવ** [સં.] પું.; પ્રકૃતિ, તાસીર; (લા.) વિ. આદત; **સ્વાભાવિક** [સં.] વિ. કુદરતી, એની મેળે થતું

**સ્વર** [સં.] પું. અવાજ; વ્યંજન ઉચ્ચારવા વપરાતો પ્રત્યેક ધ્વનિ

**સ્વરાજ્ય** [સં.], **-જ** નપું. પોતાની સત્તાનું રાજ્ય, પ્રજાસત્તાક રાજ્ય

**સ્વરૂપ** [સં.] નપું. ઘાટ, આકાર; સુંદરતા; લક્ષણ; વૈષ્ણવ માન્યતા પ્રમાણે ઠાકોરજીની મૂર્તિ (એમાં સાક્ષાત્ તે તે દેવ આવી બિરાજે છે એ ભાવનાથી)

**સ્વર્ગ** [સં. પું.] નપું. દેવલોક

**સ્વાગત** [સં.] નપું. આવકાર, આદર સત્કાર

**સ્વાદ** [સં.] પું. જીભથી અનુભવાતી લિજ્જત; (લા.) રસ, આનંદ, શોખ; **-દિષ્ઠ** [સં.] વિ. સારા સ્વાદવાળું; **-દિયું** વિ. સ્વાદિષ્ઠ પદાર્થ ખાવાની ટેવવાળું; (લા.) રસિક; **-દીલું** વિ. સ્વાદિષ્ઠ; સ્વાદિયું

**સ્વાધ્યાય** [સં.] પું. વેદ; વેદનો અભ્યાસ; અધ્યયન, અભ્યાસ કર્યા કરવું એ

**સ્વાભિમાન** [સં. પું.] નપું. પોતાને માટેનું અભિમાન, સ્વમાન; **-ની** [સં.] વિ. સ્વાભિમાનવાળું; સ્વમાની

**સ્વામી** [સં.] પું. ધણી, માલિક

**સ્વાર્થ** [સં.] પું. પોતાની મતલબ; **-ર્થી** [સં.], **-ર્થીલું** વિ. મતલબિયું, પોતાનો જ વિચાર કરનારું

**સ્વીકાર** [સં.] પું. કોઈનું આપેલું કે કહેલું લેવું એ, અંગીકાર; **૦વું** સ. ક્રિ. અંગીકાર કરવો; કબૂલવું

## હ

**હકારું** નપું. હાક મારીને બોલાવવું એ; તેડું

**હકીકત** [અ.] સ્ત્રી. વિગતવાર ખરી બીના; સત્ય

**હકીમ** [અ.] પું. યુનાની વૈદું કરનાર; **-મી** સ્ત્રી. હકીમપણું, યુનાની વૈદું

**હકૂમત** [અ.] સ્ત્રી. સત્તા, અધિકાર

**હક્ક** [અ.] પું. હક, દાવો, અધિકાર; લાગો, દસ્તૂરી; વિ. વાજબી, દાવાવાળું; સાર્થક; **-કદાર** વિ. જેનો હક્ક છે તેવું; **હકસી, હકસાઈ** સ્ત્રી. હક્કનું લવાજમ, દસ્તર

**હ(-હં)ગવું** અ. ક્રિ. ઝાડે ફરવું; **હગાર** સ્ત્રી. પક્ષીની ચરકનો જથ્થો; **હગાણું** વિ. હગવાની ખણસવાળું; **હગાણી** સ્ત્રી. હગવાની ખણસ, હંગણી

**હચમચવું** અ. ક્રિ. હલી ઊઠવું, ડગવું; **હચમચાવવું** સ. ક્રિ. (પ્રેરક) હચમચે એમ કરવું; **હચમચ** સ્ત્રી., **હચમચાર** પું. હચમચવું એ

**હજ** [આ.] સ્ત્રી. મક્કાની જાત્રા; **હાજી** પું. હજ કરી આવેલ મુસલમાન; **હાજિયાણી** સ્ત્રી. હજ કરી આવેલી સ્ત્રી

**હજમ** [આ.] વિ. પચેલું, જરેલું; (લા.) ઉચાપત કરેલું; **–મો** પું., **–મિયત** સ્ત્રી. પચી જવું એ, પાચન

**હજામ** [આ.] પું. મુસ્લિમ વાળંદ; વાળંદ; **૦ત** સ્ત્રી. હજામનું કામ; બાલ કાપવાની ક્રિયા કે એનો દેખાવ; (લા.) નકામી માથાકૂટ

**હજી, –જુ** અ. અત્યાર લગી; હવે પણ

**હટવું** અ. ક્રિ. ખસવું

**હઠ** [સં.] પું. ખોટો આગ્રહ, જિદ્દી; **–ઠીલું** જિદ્દી, દુરાગ્રહી

**હઠવું** અ. ક્રિ. પાછા ખસવું; પાછા પડવું; **હઠેઠ** અ. 'હઠ હઠ' એવા ઉદ્ગારથી, ધિક્કાર સાથે

**હડકું** નપું. કૂતરાં શિયાળ વગેરેને થતો એક ચેપી રોગ; એ કરડવાથી થતો માણસ ગધેડાં ઘોડાં વગેરેનો એ રોગ; **હડકવા** પું. હડકાનો રોગ; (લા.) ગાંડો આવેગ; **હડકાવું** અ. ક્રિ. હડકવા લાગુ પડવો; **હડકાયું** (**–ચેલ, –ચેલું**) વિ. હડકવા લાગ્યો હોય તેવું; **હડકી** વિ. સ્ત્રી. (લા.) હડકાયા કૂતરાને આવતી દોટ જેવી ભારે પ્રકારની પાણીની રેલ ;

**હડકારવું** સ. ક્રિ. (લા.) તુચ્છકારથી બોલાવવું

**હડચો** પું. (લા.) નુકસાન; થાક

**હડતાલ,–ળ** સ્ત્રી. વિરોધ બતાવવા કામ ધંધો બંધ કરી બેસવું એ; **–ળિયું** વિ. જેણે હડતાળ પાળી છે તેવું

**હડદો, ૦લો** પું. હડસેલાનો થાક

**હડધૂત** વિ. ચારે બાજૂથી તિરસ્કારાયેલું

**હડફો** પું. પૈસાની પેટી, ઇસ્કોતરો

**હડસેલવું** સ. ક્રિ. ધક્કો મારી ઠેલવું; **હડસેલો** પું. ધક્કાવાળો ઠેલો

**હડી** સ્ત્રી. દોટ; **હડેડ** વિ. (લા.) ચુસ્ત ધર્મને આચાર પાળનારું; **હડેડાટ** અ. હડુડુ કરી

**હણવું** સ. ક્રિ. કતલ કરવી, મારી નાખવું;–**હાણ** સ્ત્રી. હાનિ; નુકસાન

**હત્યા** [સં.] સ્ત્રી. કતલ, વધ; **૦કાંડ** [સં.] પું. ભારે સંહાર, મોટી કતલ; **૦રું** વિ. હત્યા કરનારું, ઘાતકી

**હદ** [આ.] સ્ત્રી. સીમા; અંત, છેડો; **૦પાર** સીમાની બહાર; દેશપાર; **૦પારી** સ્ત્રી. દેશપાર થવાની સજા

**હપતો** [ફા.], **હફ્તો** પું. થોડે થોડે મુદતબંધી પૈસાનું ચુકવણું

**હમચી, –ચડી** સ્ત્રી. સ્ત્રીઓનું ગીત કે રાસ ગાતાં તાળીબદ્ધ થતું ગોળ ઘૂમરે ફરવું એ; એવા ઘૂમરામાં ગવાતું ગીત

**હમ(–વ)ણાં, હવડાં** અ. અત્યારે, આ સમયે

**હ(–હં)મેશ, –શાં** [આ.] અ. હરરોજ, નિત્ય

**હયાત** [આ.] વિ. જીવંત, વિદ્યમાન; **–તી** સ્ત્રી. હયાતપણું, જિંદગી

**હર** [ફા.] વિ. દરેક

**હરકત** [આ.] સ્ત્રી. નડતર, અડચણ; (લા.) વાંધો

**હરખવું** અ. ક્રિ. હર્ષ બતાવવો, રાજી થવું; **હરખ** પું. હર્ષ, આનંદ રાજીપો

**હરણ,–ણું** નપું. બકરીની જાતનું જંગલનું પશુ, મૃગલું

**હરવું** સ. ક્રિ. ઝૂંટવી લઈ જવું, ચોરી જવું; **હરણ** [સં.] નપું. ઝૂંટવી લઈ જવું એ

**હરસ** પું. બ. વ. ગુદામાં થતા મસા ને એનો રોગ

**હરાજ** વિ. લિલામથી વેચેલું; **–જી** સ્ત્રી. લિલામ, જાહેરમાં કીમત બોલાવી વધુ કીમત બોલનારને વેચવાની ક્રિયા

**હરાડું,–યું** વિ. નપું. ધણી–ધોરી વિનાનું ઢોર

**હરામ** [આ.] વિ. કુરાનમાં જેને વિશે મનાઇ કરેલું હોય તેવું કામ કે ચીજ; નિષિદ્ધ, અગ્રાહ્ય; **૦તું** વિ. વગર હક્કનું; **–મી** વિ.(લા.) ખૂબ લુચ્ચુ

**હરીફ** [આ.] વિ. પ્રતિસ્પર્ધી; વિરોધી, દુશ્મન; **–ફાઈ** સ્ત્રી. સ્પર્ધા, સરસાઇ

**હરુભરુ** અ. રૂબરૂ

**હરું,–ર્યું** વિ. લીલા રંગનું; **–રિયાળું** વિ. લીલા રંગની ચાદર બિછાવી હોય તેવું લીલું; **–રિયાળી** સ્ત્રી. તાજા ઘાંસની ઊગથી હર્યા રંગની જમીન

**હરોળ** [તુર્કી] સ્ત્રી. લશ્કરનો પાછલો ભાગ; હાર, પંક્તિ, ઓળ; (લા.) બરોબરી

**હર્તા–કર્તા** [સં.] પું. વહીવટ કરનાર

**હલક** [આ.] સ્ત્રી. સુરાવટ, સ્વર; **–કાર** પું. મોટેથી બૂમ પાડવી એ; **–કારો** [ફા.] પું. ખેપિયો, કાસદ

**હલકું** વિ. વજનમાં ઓછું; કીમતમાં ઓછું; પાચનમાં હળવું; ઊતરતી જાતિનું; ઊતરતા પ્રકારનું; ઊતરતા સ્વભાવનું, નીચ; **–કટ** વિ. નીચ

**હલફલવું** અ. ક્રિ. આમ તેમ ફરક ફરક કરવું; ધમાલ કરવી; **હલફલ** સ્ત્રી. ધમાલ

**હલવું** અ. ક્રિ. હાલવું,ડોલવું; **હલન–ચલન** નપું. હિલચાલ

**હલવો** [આ.] પું. એક મીઠાઈ; **–વાઈ** પું. સુખડિયો, મીઠાઈનો વેપારી

**હલાક** [આ.] વિ. અથડામણથી હેરાનહેરાન; **–કી** સ્ત્રી. હેરાનગત

**હલાલ** [આ.] વિ. ઇસ્લામ ધર્મમાં જેની છૂટ આપવામાં આવી હોય તેવું; વાજબીસરનું; (લા.) મારી નાખવું એ; **૦ખોર** [ફા.] વિ. હલાલ ખાનારું; કસાઇ, ખાટકી; ભંગિયો

**હલેસું** નપું. હોડી ચલાવવાનું સાધન

**હલ્લો** પું. ચડાઇ કરવી એ, હુમલો, ધસારો

**હવડ** વિ. અવડ, અવાવરુ

**હવન** [સં.] પું. હોમ, યજ્ઞ; હોમની આહુતિ

**હવસ** [આ.] પું. કામવાસના

**હવા** [આ.] સ્ત્રી. પવન; વાતાવરણ; ભેજ; **૦તિયું**, નપું. (લા.) ફાંફું; **૦વું** અ. ક્રિ. ભેજ લાગવો; **૦ળો** પું. ચાળણી (ઝીણા વીંધની)

**હવા(-વે)ડા** પું. અવેડા, ઢોરને પાણી પીવાનો કુંડ

**હવાલો** [આ.] પું. કબજો; ભાલવણી; અખત્યાર, સત્તા; **-લદાર** [ફા.] પું. સિપાઈઓની નાની ટુકડીનો નાયક; પટેલ કે તલાટીનો સિપાઈ

**હવે** અ. આ પછી, અત્યાર પછી

**હવેજ** પું. રાઇ મેથી હળદર મરચાં ને મીઠાનો મિશ્ર ભૂકો

**હવેલી** [ફા.] સ્ત્રી. સુંદર બાંધણીનું મોટું મકાન; પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોનું દેવમંદિર

**હસવું** અ. ક્રિ. આનંદને લીધે મોઢાનો ખિલખિલાટ થવો; ગમત માટે બોલવું; મશ્કરી કરવી; **હાંસી** સ્ત્રી. મશ્કરી; **હસામણું** વિ. હસાવે એવું; હસમુખું; **હસારત(-થ)** સ્ત્રી. નપું. હસવા જેવી વાત; હાંસી

**હસ્ત** [સં.] પું. હાથ; **-સ્તાક્ષર** પું. બ. વ. હાથદસ્કત; સહી; **-સ્તે** અ. મારફત

**હળ** [સં.] નપું. જમીન ખેડવાનું મુખ્ય ઓજાર; **હાળી** પું. ખેડૂત; ખેતીનો સાથી

**હળદર** સ્ત્રી. એક જાતનાં મૂળ કે જે અથાણામાં કામ લાગે -આદુ જેમ; એના સૂકા ગાંઠિયા, એનો ભૂકો (જે દાળ શાક અથાણાં વગેરેમાં વપરાય છે); **૦વો** પું. ઢાંગરમાં આવતો એક રોગ

**હળવું** વિ. વજનમાં હલકું; ધીમું; નરમ; **-વે** અ. ધીમે ધીમે

**હળવું** અ. ક્રિ. જીવ મળવો; ગોઠતું આવવું; ગમી જવું; **હેળવવું** સ. ક્રિ. (પ્રેરક) હળે એમ કરવું; **હેળ** સ્ત્રી. હેવા, આદત; ગર્ભવતીને થતી ઊલટી-ઇચ્છા વગેરે

**હળાહળ** [સં.] નપું. કાતિલ ઝેર

**હંગામી** [ફા.] વિ. મોસમ પૂરતું; કામચલાઉ

**હંસ** [સં.] પું. પાણીનું એક પક્ષી; (લા.) જીવાત્મા

**હા** અ. સંમતિસૂચક ઉદ્‌ગાર; સ્ત્રી. સ્વીકાર, કબૂલાત; **૦સ્તો** અ. હાજતો; ખરું

**હાઉ** પું. બચ્ચાને ભય ઉપજાવવા માટે કલ્પેલો બિહામણો જીવ

**હાક** સ્ત્રી. હોકારો, બૂમ; ડરામણી; **-કે(-કો)ટવું** સ. ક્રિ. મોટેથી હાક મારવી; **હાકલવું** સ. ક્રિ. હાક મારી બોલાવવું; **હાકલ** સ્ત્રી. બૂમ; પડકાર; **હાકોટા** પું. મોટેથી બૂમાબૂમ કરવી એ

**હાજત** [આ.] સ્ત્રી. ઝાડા પેશાબની ખણસ; (લા.) જરૂરિયાત

**હાજર** [આ.] વિ. મોજૂદ હોય એવું; **-રાહજૂર** અ. સાક્ષાત્‌;પ્રત્યક્ષ; **-રી** [ફા.] હાજર રહેવું એ, ઉપસ્થિતિ

**હાટ** નપું. સ્ત્રી. દુકાન; **૦ડી** સ્ત્રી. નાની દુકાનડી; **–ટિયું** નપું. ભીંતમાંનું નાનું તાકું; **હટાણું** નપું. બજારમાં ખરીદનું કામ; ખરીદવા વેચવાનો ધંધો; **હાટોડી** સ્ત્રી. દુકાને દુકાને ફરીને માગવામાં આવતી ભીખ

**હાડ** નપું. હાડકું; શરીરનો બાંધો, કાઠું; **૦કું** નપું. શરીરમાંનો કઠણ સફેદ ભાગ, અસ્થિ; **–ડિયો** પું. કાગડો; **–ડી** પું. મરેલાં ઢોર ઉખેરનાર ચમાર; **–ડેતું** વિ. ઊંચા બાંધાનું; **–ડોહાડ** અ. શરીરના દરેકે દરેક હાડકે, સર્વાંગે

**હાથ** પું. ખભાથી હથેલીનાં આંગળાં સુધીનો અવયવ; કોણીથી હથેલીનાં આંગળાં સુધીનું માપ; (લા.) પત્તાની રમતમાં જિતાયેલો દાવ; મદદ; રંગવા વગેરેમાં દરેક પટ; સત્તા, અધિકાર, **૦છડ** સ્ત્રી. હાથેથી જ છડવામાં આવે તે; **૦ધોણું** નપું. અપચાના ઝાડા; **૦પ્રત** સ્ત્રી. હાથથી લખેલ પોથી કે પાનાં; **૦લાકડી** સ્ત્રી. (લા.) આધાર, ટેકો; **–થી** પું. ગજ; **૦ણી** સ્ત્રી. માદા હાથી; **–થિયો** પું. હસ્ત નક્ષત્ર; **–થેવાળો** પું. લગ્નમાં હસ્તમેળાપ; **–થો** પું. હથિયાર ઓજાર જ્યાંથી પકડાય એ મૂઠ કે દાંડો; ખુરશી વગેરેમાં આધારનું પાંખિયું; **–થોહાથ** અ, જાતોજાત; જેને આપવાનું હોય તેના જ હાથમાં; **હથેલી(–ળી)** સ્ત્રી. કાંડાથી આંગળીનાં મૂળ સુધીની સપાટી; **હથોડી** સ્ત્રી. નાનો હથોડો; **હથોડો** પું. લોખંડના ગઠ્ઠામાં દાંડો ભરાવેલું ઓજાર (ટીપવા તોડવાનું)

**હામ** સ્ત્રી. હિંમત

**હાય** અ. દુઃખ ત્રાસ વગેરેનો ઉદ્‌ગાર; સ્ત્રી. અંતરની ઊંડી બદદુવા, શાપ

**હાર** [સં.] પું. ફૂલની મોટી માળા; **૦ડો** પું. મોટો હાર; ખાંડનાં ચકતાંનો હાર; **૦બંધ** અ. એક હારમાં

**હાર** સ્ત્રી. પંક્તિ, ઓળ; **–રાદાર, હારોહાર** અ. પંક્તિમાં–હારમાં રહી

**હારવું** અ. ક્રિ. પરાજય પામવો; **હાર** સ્ત્રી. પરાજય; **હારણ** વિ. હારેલા સ્વભાવનું

**હાલ** [આ.] પું. બ. વ., **૦ત** [આ.] દશા, સ્થિતિ; **૦હવાલ** પું. બ. વ. બૂરી દશા

**હાલરડું, હાલું** ન. બાળકને ઝુલાવતાં ગવાતું ગીત; **હાલાં** નપું. બ. વ 'હળો હળો' કરી સુવડાવવું એ

**હાલરું** નપું. કણસલાંમાંથી દાણા નીકળે એ માટે કચડવા બળદની જોડીને ખળામાં ગોળ ગોળ ફેરવવામાં આવે છે એ; (લા.) જૂથ; ટોળું

**હાલવું** અ. ક્રિ. હલવું; ચાલવું; **–ચાલ** સ્ત્રી. હાલવું ને ચાલવું એ

**હાલી-મવાલી** પું. (લા.) તદ્દન હલકા દરજ્જાનો માણસ; રખડુ

**હાવભાવ** [સં.] પું. બ. વ. અર્થ-વાળી ચેષ્ટા (નાટકમાં); સ્ત્રીનો શૃંગારિક ચાળો

**હાશ** અ. જંપ સંતોષ કે શાંતિનો ઉદ્‌ગાર

**હાંકવું** સ. ક્રિ. પશુ વાહન વહાણુ ગાડા વગેરેને ચાલતાં કરવાં; (લા.) ગપ મારવી

**હાંજા** પું. બ. વ., –જાં નપું. બ. વ. શરીરના સાંધા; (લા.) હિંમત, શક્તિ

**હાંડો** પું. તાંબા પિત્તળનો પાણી ભરવાનો સમગોળ ઊભા ઘાટનો દેગડો; –ડી સ્ત્રી. નાનો હાંડો; લટકતો દીવો મૂકવાનું કાચનું વાસણ; –ડલું, –લ્લું નપું. માટીનું પહોળા મોંનું વાસણ; –ડલી, –લ્લી સ્ત્રી. નાનું હાંડલું

**હાંફવું** અ. ક્રિ. ઉતાવળે શ્વાસ ચાલવો; **હાંફ** સ્ત્રી. હાંફવું એ, શ્વાસ; **હાંફોડો** પું. આછી હાંફ

**હાંસ** સ્ત્રી. કિનારી, ધાર, કોર; **હાંસડી** સ્ત્રી. ગળા નીચે છાતી ઉપરનું હાડકું; એ સ્થાને રહે તેવું સોના ચાંદીનું નક્કર ઘરેણું; હાંસ ઉપરનો ભાગ; **હાંસિયો** પું. કાગળના લખાણની ફરતો કોરો ભાગ; કાગળની ડાબી બાજૂનો કોરો ભાગ

**હાંસલ** વિ. મળેલું; નપું. નફો, ફાયદો

**હિજરત** [અ.] સ્ત્રી. વતનમાંથી ચાલ્યા જવું એ; –તી વિ. હિજરત કરનારું; હિજરતને લગતું; **હિજરી** [અ.] વિ. મહમદ પેગંબર મક્કા છોડી મદીને જઈ રહ્યા ત્યારથી ગણાતું વર્ષ

**હિત** [સં.] નપું. ભલું, કલ્યાણ; ૦કર, ૦કારક, ૦કારી વિ. [સં.] હિત કરનારું–કલ્યાણ કરનારું; ૦ચિંતક [સં.] વિ. ભલું વિચારનારું

**હિમ** [સં.] નપું. કુદરતી બરફ; ઘણો સખત ઠાર

**હિમાયત** [અ.] સ્ત્રી. પ્રચારનું સમર્થન કરવું કે ભલામણ કરવી એ; –તી વિ. હિમાયત કરનાર

**હિલોળો** પું. તરંગનો લાંબો ઝોલો; હીંચવામાં લેવાતો મોટો ઝોલો; (લા.) ગમત, ખુશાલી; –ળવું સ. ક્રિ. ખૂબ હીંચોળવું

**હિસાબ** [અ.] પું. ગણતરી; દાખલો; આવક જાવકનું લેખું; (લા.) વિસાત; –બી વિ. હિસાબને લગતું; –બે અ. ગણતરી કરતાં

**હિસ્સો** [અ.] પું. ભાગ, ફાળો

**હિંગ** સ્ત્રી. એક પ્રકારના ઝાડનો તીખો અને ઉગ્ર ગંધવાળો ગુંદર કે રસ, વઘારણી

**હિંગળો**, ૦ક પું. ગંધક ને પારાની બનાવટનો રાતા રંગનો એક ભૂકો

**હિંડોળો** પું. કડેરાવાળો હીંચકો; ઝૂલો; –ળાખાટ સ્ત્રી. ખાટલાઘાટનો હિંડોળો

**હિંદ** [ફા.] પું. નપું. ભારતનો પાકિસ્તાન સહિત પ્રદેશ, ભારતવર્ષ; **–દી** વિ. હિંદને લગતું; સ્ત્રી. ઉત્તર હિંદની: મુખ્ય ભાષા, ખડી બોલી; રાષ્ટ્રભાષા; પું. હિંદનો વતની; **–દુ** વિ. વૈદિક બૌદ્ધ જૈન વગેરે ભારતીય ધર્મોનું અનુયાયી; **–દુસ્તાન** [ફા.] નપું. પું. ભારતવર્ષ; **–દુસ્તાની** વિ. ઉત્તર હિંદને લગતું; સ્ત્રી. સંસ્કૃત અરબી ફારસી અને ઉર્દૂ માંથી થયેલી હિંદીને મળતી એક ભાષા; પું. ઉત્તર હિંદનો રહેવાશી

**હિંમત** [આ.] સ્ત્રી. બહાદુરી ભરેલું જિગર; **૦વાન** વિ. હિંમતવાળું

**હિંસા** [સં.] સ્ત્રી. કોઈપણ જીવની હત્યા કરવી એ; **–સક** [સં.] વિ. હિંસા કરનાર; **–સ્ર** [સં.] વિ. હિંસા કરવાના સ્વભાવવાળું (જંગલી પ્રાણી વગેરે)

**હીજડો** [આ.] પું. નપુંસક, પવૈયો

**હીણપત** સ્ત્રી. હલકાઇ

**હીબકવું** અ. ક્રિ. ડૂસકાં ખાવાં; **હીબકું** નપું. ડૂસકું

**હીમજ** સ્ત્રી. નાની હરડે

**હીર** નપું. રેશમનો દોરો; (લા.) કાંતિ, તેજ

**હીરો** પું. એક બહુ મૂલ્યવાન સફેદ પથ્થર

**હીચવું**. **હીંચકવું** અ. ક્રિ. ઝૂલવું; **હીંચ** સ્ત્રી. પુરુષો અથવા તો પુરુષો અને સ્ત્રીઓ મળી તાળી પાડતાં ગોળ ઘૂમરે ગીત સાથે નૃત્ય કરે એ; **હીંચોળવું** સ. ક્રિ. (પ્રેરક) ઝુલાવવું

**હીંડવું** અ. ક્રિ. પગથી ડગલાં ભરતાં ચાલવું; **હીંડાડવું** સ. ક્રિ. (પ્રેરક) ચલાવવું, ડગલીઓ ભરાવવી

**હુકમ** [આ.] પું. આજ્ઞા, ફરમાન; ગંજીફામાં દાવનો મુખ્ય સર

**હુજ્જત** [આ.] સ્ત્રી. જિદ્દ, હઠ; (લા.) તકરાર

**હુન્નર** [આ.] પું. કારીગરી, કસબ; **–રી** કસબબાજ, કરામતી

**હુમલો** [આ.] પું. ચડાઇ કરી જવી એ; હલ્લો, ધસારો

**હુરિયો** [અં.] પું. મજાક ઉડાવવી એ; (લા.) ફજેતો, ભવાડો

**હુલાવું** અ. ક્રિ. આનંદમાં આવવું; **હુલાવવું** સ. ક્રિ. (પ્રેરક) હુલાય એમ કરવું; **હુલરાવવું** સ. ક્રિ. ઝુલાવવું; **હુલામણું** નપું. હુલાવવું એ; લાડમા પાડેલું બીજું નામ

**હુલ્લડ** [હિં.] નપું. બંડ, બખેડો, બળવો; **૦ખોર** વિ. બંડખોર

**હૂબહૂ** [આ.] અ. આબેહૂબ, તાદૃશ

**હૂંડી** સ્ત્રી. નાણાંની આપલે માટે દેશ-વિદેશમાં સ્થાનિક આપલે કરવા માટેની શાહુકારી ચિઠ્ઠી; ચેક; **–ડિયામણ** નપું. હૂંડીના વટાવનો દર: **–ડો** પું. આખો જથ્થો; એક ગામથી બીજે ગામ વેચવા લઇ જવાતું વાછડાઓનું ટોળું

**હૂંફ** સ્ત્રી. ઉષ્મા, ગરમાવો; (લા.) આશરો, સહાય; **–ફાળું** વિ. હૂંફવાળું; ગરમાવાવાળું

**હૃદય** [સં.] નપું. હૈયું; (લા.) છાતી; દિલ, અંતઃકરણ; મર્મ, રહસ્ય; **હૃદ્રોગ** [સં.] પું. હૃદયનો રોગ

**હેઠું** વિ. નીચેના ભાગમાં કે ભાગનું; **–ઠલું** વિ. હેઠેના ભાગમાં રહેલું, નીચલું; **–ઠવાશ(–સ)** અ. પવન કે પાણીના પ્રવાહની નીચેની દિશા તરફ; **–ઠાણ** નપું. નીચાણવાળો ભાગ, હેઠલી બાજૂ તરફની જગ્યા

**હેડકી** સ્ત્રી. શ્વાસની આંચકી, એડકી

**હેડી** સ્ત્રી. સમાન ઉમરની અવસ્થા; **–ડો** પું. અતિશય લગની

**હેત** નપું. સ્નેહ, ભાવ, પ્રીતિ, વહાલ; **–તાળ** વિ. હેતવાળું, પ્રેમાળ

**હેતુ** [સં.] પું. આશય, ઉદ્દેશ; કારણ

**હેમખેમ** વિ. તદ્દન કુશળ, સહી સલામત

**હેરત** [આ.] સ્ત્રી: નવાઈ, આશ્ચર્ય

**હેરવું** સ. ક્રિ. ડોકિયાં કરી જોવું; નિહાળવું; **હેરવવું** સ. ક્રિ. જોવું; (લા.) રોજ મુલતવી રાખવું; **હેરફેર** સ્ત્રી. અદલાબદલી; અહીંનું તહીં મૂકવું અને તહીંનું અહીં મૂકવું, ફેરબદલી; **હેરિયું** નપું. ડોકિયું; **હેરુ** પું. જાસૂસ, બાતમીદાર; **હેરોફેરો** પું. આંટોફેરો

**હેલ** સ્ત્રી. બોજો; વજન; વેચવા માટે માલથી ભરી લાવવામાં આવતું ગાડું; માથે લીધેલું બેડું; (લા.) હેલ ઊચકવાનું મહેનતાણું; હેલ-કરીનું કામ; **૦કરી** પું. મજૂર, હેલ ઉપાડનાર: **૦કારો**, **હેલારો** પું. ધક્કો; **હેલો** પું. હેલારો; બોલાવવું એ

**હેલી** સ્ત્રી. સખત વરસાદ, એલી

**હેવા** પું. બ. વ. આદત, ટેવ, મહાવરો; **૦યું** વિ. આદતવાળું, પરિચયવાળું

**હેવાતણ** નપું. સોહાગ; સૌભાગ્યવતી અવસ્થા, સૌભાગ્ય

**હેવાન** [આ.] વિ. ઢોર જેવું; નપું. ઢોર; **–નિયત** સ્ત્રી. પાશવતા, જંગલિયત

**હેવાલ** [આ.] પું. અહેવાલ, વૃત્તાંત

**હેસિયત** [આ.] સ્ત્રી. તાકાત, શક્તિ

**હૈડિયો** પું. ગળાની બહાર તરતો દેખાતો ભાગ, ઘાંટો

**હૈયું,–ડું** નપું. હૃદય; દિલ, અંતઃકરણ; **–યાફૂટું** વિ. (લા.) મૂર્ખ, બેવકૂફ

**હોકાયંત્ર** નપું. સમુદ્રમાં દિશા જાણવા લોહચુંબકની સળીવાળું યંત્ર

**હોકાટવું** સ. ક્રિ. હોકારા કરવા; (લા.) ઠપકો દેવો; **હોકારો** પું. 'હં–હં' કરી દેવામાં આવતો જવાબ; બૂમ, બરાડો; (લા.) ધમકાવવાની બૂમ

**હોકો** પું. હુક્કો, પાણીનો ધુમાડો પીવાનું એક મોટું નળીવાળું સાધન

**હોજ** [આ.] પું. પાણીનો કુંડ (જેમાં પાણી ભરવામાં આવે છે)

**હોજરું** નપું. **–રી** સ્ત્રી. જઠર

**હોટલ, હોટેલ** [અં.] સ્ત્રી. ચાપાણીની દુકાન; યુરોપિયન ઢબની ઉતારાવાળી વીશી

**હોઠ** પું. મોઢાના બાંકાની ઉપર–નીચેની સહેજ ફૂલેલી કિનારી

**હોડ** સ્ત્રી. શરત, સ્વદ

**હોડું** નપું. નાનો મછવો; **હોડકું** નપું.

નાનું હોડું **હોડી;** સ્ત્રી. ખૂબ નાનું હોડું

**હોદ્દો** પું. હાથીની અંબાડી

**હોદ્દો** પું. ઓધ્ધો, પદવી; અધિકાર

**હોનારત** સ્ત્રી. અકસ્માત થયેલી ખાનાખરાબી

**હોમ** [સં.] પું. હવન, યજ્ઞ

**હોરવું** સ. ક્રિ. દરિયામાં વહોરવું

**હોલવવું. હોલાણ, હોલાવું** જુઓ ઓલાવું

**હોલું** નપું. કબૂતરની જાતનું એક નાનું પક્ષી; **–લો** પું. નર હોલું; **–લી** સ્ત્રી. માદા હોલું

**હોશ** [ફા.] પું. શુદ્ધિ, ભાન; પ્રાણ; **૦કોશ** પું. બ. વ. ચેતના, ભાન; **–શયાર** [ફા.] વિ. કુશળ, નિપુણ; સાવધ, સાવચેત; (લા.) સમજુ

**હોહા** સ્ત્રી. (લા.) ગરબડ, ધાંધાટ

**હોળવું** સ. ક્રિ. જુઓ 'ઓળવું'

**હોળી** સ્ત્રી. ફાગણ સુદિ પૂનમનો તહેવાર–જે દિવસે લાકડાં છાણાં વગેરે ખડકી સળગાવવામાં આવે છે તે માંડવી; એ તહેવાર; **–ળૈયું** નપું. હોળીમાં નાખવાનું છાણું; **–ળૈયો** પું. હોળી ખેલનાર ઘેરૈયો

**હોંશ,–સ** સ્ત્રી. ઊલટ, ઉમંગ; **–શી(–સી)લું** વિ. હોંશવાળું; **–શા(–સા)તોંશી(–સી)** સ્ત્રી. તાણખેંચ (વાણીની); ઝઘડો

**હ્રસ્વ** [સં.] વિ. ટૂંકું; ટૂંકા અવાજવાળું

પુરવણી

# પાયાનો શબ્દસંગ્રહ

[ સર્વસામાન્ય વ્યવહારના શબ્દોનો સંગ્રહ ]

( ૧૨૦૦ શબ્દો આશરે )

કેશવરામ કા. શાસ્ત્રી (બાંભણિયા)

નોંધ :—મુખ્ય શબ્દો ૧૨૬૬ આપ્યા છે. એ શબ્દોમાંથી થનારા શબ્દોનો સંબંધ અભ્યાસકને ખ્યાલમાં રહે તો વાપરમાં ઘણી સરળતા થાય. આ મુખ્ય શબ્દોથી નિશાળ, બજાર, મુસાફરી, ખેતી, ઘર, ધંધા વગેરેનો સામાન્ય વ્યવહાર ચાલી શકે. શબ્દ-પસંદગીમાં સમાન-અર્થવાળા શબ્દ ન ખેવડાય એ દૃષ્ટિ રાખવામાં આવી છે.

અ

અકબંધ

અકસ્માત

અક્કડ, અકડાઈ, અકડાવું

અક્ષર

અગાશી

અગિયાર, અગિયારસ

અજમો

અટકવું, અટકણ

અડકવું, અડવું

અડદ, અડદિયો

અડાળી

અડાણી

અઢાર

અણી, અણિયાળું, અણીદાર

અત્યારે

અને

અબીલ

અભરાઈ

અમથું—અમસ્તું

અમે, અમને, અમારે, અમારું

અરધું, અરધો, અરધી

અરજી

અવળું, અવળાઈ

અવાજ

અસર, અસરકારક

અસાડ

અસીલ

અસ્તર

અસ્તરો—અસ્ત્રો

અહીં, અહીંયાં

અળાઈ

અંક, અંકોડો, અંકે

અંગ, અંગત

અંગાર, અંગારો

અંગૂછો

અંગૂઠો

અંજીર

અંતર, અંતરિયાળ, આંતરો

અંદર

અંધારું, અંધારિયું, અંધારી

આ

આ, આમને, આમનું; આવું, આવડું, આટલું, આમ

આકરું

આકાશ, આકાશવાણી

આગ, આગગાડી, આગિયો

આગલું, આગળ

આગળો, આગળી

આછું

આછું, આછકડું

આજ, આજે

આઠ, અઠવાડિયું, અઠવાડિક; અઠ્ઠાવીસ, અડત્રીસ, અડતાળીસ, અઠ્ઠાવન, અડસઠ, અઠયોતેર, અઠયાશી, અઠ્ઠાણું

આડત, આડતિયો

આણું

આથમવું, આથમણું

આથવું, આથણું—અથાણું

આદુ

આનો, આની

આપ, આપને, આપનું

આપણે, આપણને, આપણું

કસરત
કળ
કંકુ, કંકાવટી
કંકોડું, કંટોલું
કંદ
કાકડી, કાકડો
કાગડો
કાગળ
કાચ
કાચું, કચાશ
કાજુ
કાટ
કાટખૂણો
કાઢવું
કાણું
કાતરવું, કાતર, કતરણ
કાથો, કાથી
કાન, કાનો
કાપડ, કપડું, કાપડિયો, કાપડું, કાપડી
કાપવું, કાપ, કાપો, કાપલો, કાપલી
કામ
કાયદો
કારકુન, કારકુની
કારણ
કારતક
કારેલું
કાલ (આવતી અને ગઈ)
કાળ, કાળું, કાળાશ, કાળપ
કાંઈ, કાંઈક
કાંગ
કાંટો, કાંટી
કાંડું
કાંઠો, કાંઠલો
કાંતવું
કાંસકો, કાંસકી
કાંસું, કાંસિયું
કિરણ
કીકી
કીડો, કીડી
કીમત, કીમતી
કુટુંબ, કુટુંબી
કુશળ
કુસ્તી, કુસ્તીબાજ
કુહાડો, કુહાડી
કુંડ, કૂંડી, કુંડાળું, કુંડળી, કુંડળ
કૂટવું, કૂટો
કૂતરું, કૂતરિયું
કૂદવું, કૂદ, કૂદકો, કૂદાકૂદ
કે
કેટલું, કેવડું, કેવું, કેટલુંક, કેમ, કેમણું
કેડ, કેડા, કેડો
કેરી
કેળ, કેળું
કેળવવું, કેળવણી
કોઈ, કોઈક—કોઈએક
કોઠો, કોઠલો, કોઠાર, કોઠારી
કોણ, કોને, કોનું
કોણી
કોથળો, કોથળી
કોદાળો, કોદાળી
કોબીજ—કોબી
કોયલ, કોયલી, કોયલો

કોરવું, કોરામણ
કોરું
કોલસો
કોશ, કોશિયો
કોળું
ક્યારો, ક્યારડો, ક્યારી
ક્યાં, ક્યારે

ખ

ખજૂર, ખજૂરા, ખજૂરિયો
ખડિયો
ખણવું, ખણખોદ
ખબર, ખબરપત્રી
ખમીશ
ખરપો–ખરપિયો
ખરબચડું
ખરવું, ખેરવવું, ખેરો
ખરાબ, ખરાબી, ખરાબો
ખરીદવું, ખરીદ, ખરીદી
ખાટલો
ખાટું, ખટાશ
ખાડ, ખાડી, ખાડો
ખાણ, ખાણિયું
ખાતર, ખાતરી
ખાદી, ખાદીધારી, ખાદીભંડાર
ખાનું
ખામી
ખાર, ખારું, ખારાશ, ખારો, ખારવો
ખાવું, ખાધું, ખાધેલું, ખાણી, ખાઉધર, ખાધ
ખાળ, ખાળિયો
ખાંડવું, ખાંડ, ખાંડણી, ખાંડણિયો
ખાંભી, ખાંભો
ખિસ્સું, ખિસ્સાકાતરુ
ખીજવું, ખીજ, ખિજાવું
ખીજડો
ખીર, ખીરું
ખીલો, ખીલી
ખુરશી
ખૂણો, ખૂણિયો
ખૂન, ખૂની, ખૂનખાર
ખૂબ, ખૂબી
ખેડવું, ખેડ, ખેડુ–ખેડૂત,
ખેતર, ખેતી
ખેંચવું, ખેંચાણ, ખેંચતાણ
ખોટ, ખોટું, ખોટી, ખોટાટું
ખોડવું, ખોડું
ખોદવું, ખોદાણ
ખોરાક
ખોવું

ગ

ગણવું, ગણના, ગણતરી, ગણું, ગણોત
ગધેડું
ગમવું, ગમો, ગમત
ગરમ, ગરમી, ગરમાવો
ગલકી, ગલકું
ગળવું, ગળણું, ગળ્યું
ગંદું, ગંદકી
ગંધ, ગંધાવું, ગંધાતું, ગંધારું, ગાંધી, ગંધિયાણું
ગાડું, ગાડી, ગાડલો
ગામ, ગામડું, ગામડિયું, ગામઠા, ગામેતી, ગામોટ
ગાય, ગોવાળ, ગોવાળણ
ગાયન

ગાર્ડ
ગાંડું, ગાંડિયું, ગાંડાઈ, ગાંડપણ
ગિલોડી (ગરોળી)
ગિલોડું (ઘોલું)
ગુજરવું, ગુજરાન
ગુનો, ગુનેગાર, ગુનેગારી, ગુનાહિત
ગુરુ, ગુરુવાર
ગુલાબ, ગુલાબી, ગુલાબજળ
ગુલાલ
ગેરહાજર, ગેરહાજરી
ગોળ, ગોળો, ગોળી
ગ્રંથ, ગ્રંથકાર

ઘ

ઘઉં, ઘઉંલા, ઘઉંલો
ઘડિયાળ, ઘડિયાળી
ઘડો, ઘાડવો, ઘડસું
ઘણું, ઘણુંખરું
ઘન, ઘનચક્કર
ઘર, ઘેર, ઘરું
ઘરડું, ઘડપણ
ઘરેણું
ઘસવું, ઘસારો, ઘસિયો
ઘંટે, ઘંટી, ઘંટૂડો
ઘા, ઘારું, ઘારી, ઘાત, ઘાતકી
ઘાઘરો, ઘાઘરી
ઘારી
ઘાસ, ઘાસિયું
ઘાંટો, ઘાંટી
ઘી
ઘૂંટવું, ઘૂંટણ, ઘૂંટો
ઘેટું
ઘેરવું, ઘેરો, ઘેરી
ઘોડો, ઘોડી, ઘોડિયું, ઘોડાર,
ઘોડાગાડી
ઘોંઘાટ

ચ

ચકચકિત
ચકલી, ચકલો
ચકરી
ચટણી
ચડવું, ચડાઈ, ચડિયાતું
ચણવું, ચણ, ચણતર
ચણો
ચમચો, ચમચી
ચરબી
ચરવું, ચારવું, ચારો, ચરિયાણ
ચહેરો
ચંદન
ચંદો, ચાંદો, ચંદરવો, ચાંદ, ચાંદની
ચંપલ
ચા
ચાક
ચાકુ
ચાખવું
ચાટવું, ચાટણ
ચાબુક, ચાબકો
ચામડું, ચામડી
ચાર
ચારોળી
ચાલવું, ચાલ, ચાલી
ચાવવું, ચવાણું
ચાવી
ચાળવું, ચાળણી, ચાળણ

ચાળીસ
ચિઠ્ઠી
ચિતા
ચીકણું, ચીકાસ, ચીકટ
ચીકુ
ચીજ
ચીણુ, ચીણો
ચીતરવું, ચિતારો, ચિતરામણ
ચીપિયો
ચીભડું
ચીરવું, ચીરી, ચીરો
ચુંમાળીસ, ચુંમોતેર
ચૂકવવું, ચુકવણું, ચુકાદો
ચૂડી, ચૂડો
ચૂરમું
ચૂલ, ચૂલો, ચૂલી
ચેતવું, ચેતવણી
ચેવડો
ચૈતર
ચોક, ચોકઠું, ચોકડું, ચોકડી, ચોકી, ચોકો
ચોક્કસ, ચોકસાઈ
ચોખો
ચોખ્ખું, ચોખ્ખાઈ, ચોખવટ, ચોખલિયું
ચોડવું, ચોડાઈ, ચોડામણ, ચોડો
ચોથ, ચોથું, ચોરસ, ચોરસાઈ, ચોગમ, ચોવડું, ચોવીસ, ચોત્રીસ, ચોપન, ચોસઠ, ચોર્યાશી, ચોરાણુ
ચોપડો, ચોપડી, ચોપડું, ચોપડવું
ચોલી—ચોળી
ચોળા, ચોળી

(Bk) Na—10—30

ચૌદ, ચૌદશ

છ

છ, છત્રીસ, છત્રીસ, છેતાળીસ, છપ્પન, છાસઠ, છોત્તેર, છ્યાશી છન્નુ, છઠ, છઠ્ઠું, છઠ્ઠી,
છ, છું, છીએ, છે, છો; છત; છતું, છતાં
છટકવું, છટક્કું
છત્રી, છત
છબી
છરો, છરી
છાણ, છાણું, છાણિયું
છાતી
છાપરું
છાપવું, છાપ, છાપું, છપામણી, છાપખાનું
છાયો, છાંયડો
છાલ, છાલું
છાવું, છાવણી, છાજ
છાશ, છાશિયું
છીછરું—છાછરું
છીંડું, છીંડી
છૂટવું, છૂટ, છૂટી, છૂટું, છૂટકો, છુટકારો
છૂંદવું, છૂંદણુ, છૂંદો
છેટું
છેડો
છેતરવું, છેતરપિંડી
છેલ્લું
છોકરું, છોકરી, છોકરો
છોડ, છોડવો, છોડું

છોલવું, છોલ

જ

જગત
જગ્યા
જડવું, જડ
જથ્થો, જથ્થાબંધ
જનોઈ
જન્મ, જન્મવું–જનમવું, જન્મારો, જન્મોજન્મ
જમણું
જમવું, જમણ
જમીન, જમીનદાર
જમાનો
જરા, જરીક
જરૂર, જરૂરી, જરૂરિયાત
જલદી
જલેબી
જવાબ, જવાબી, જવાબદાર
જવું; ગયો, ગયેલું
જાઈ
જાગવું, જાગ, જાગરણ, જાગરિયો
જાજરૂ
જાડું, જાડાઈ
જાણવું, જાણ
જાત, જાતે
જાનેવારી
જાપ્તો
જામફળ
જામવું, જામણ
જામીન, જામીનદાર, જામીનખત
જાહેર, જાહેરાત
જાળ, જાળી, જાળું
જાળવવું, જાળવણી
જાંઘ, જાંઘિયો
જાંબુ (રામણાં)
જીભ, જીભી
જીરું
જીવવું, જીવ, જીવન, જીવતર
જુદું, જુદુંજુદું, જુદાઈ
જુબાની
જુલાઈ
જુવાર
જૂઈ
જૂઠું, જૂઠાણું
જૂન
જૂનું, જુનવટ, જુનવાણી
જે, જેમને, જેમનું; જેવું, જેવડું, જેટલું, જેમ
જેઠ
જો
જોઇએ, જોઈશે, જોઈતું
જોખમ, જોખમી, જોખમાવું
જોડવું, જોડાણ, જોડી, જોડો, જોડણી
જોતરવું, જોતર, જોતરું
જોવું, જોણું
જોસ
જોળી
જ્ઞાન, જ્ઞાની
જ્યાં, જ્યારે

ઝ

ઝઘડવું, ઝઘડો, ઝઘડાખોર
ઝટકો, ઝાટકો, ઝાટકવું
ઝડપવું, ઝડપ, ઝડપી

ઝપાટો, ઝપેટવું
ઝભ્ભો, ઝભલું
ઝાડ, ઝાડવું, ઝાડો, ઝાડુ
ઝાંખું, ઝાંખી
ઝાંઝ
ઝીણું, ઝીણવટ
ઝૂમખું, ઝુમખડું
ઝૂલવું, ઝૂલો
ઝૂકવું, ઝુકાવ
ઝૂંટવું—ઝોંટવું,
ઝેર, ઝેરીલું, ઝેરી
ઝોળો

ટ

ટટ્ટુ
ટપકવું, ટપકું
ટપાલ, ટપાલી, ટપાલઑફિસ
ટમેટું
ટાઢું, ટાઢ, ટાઢક, ટાઢી
ટાપશી
ટાંકવું, ટાંકી, ટાંકણી, ટાંકણું, ટાંકો
ટાંચ, ટાંચણી
ટિકિટ, ટિકિટબારી
ટીકડી
ટીપવું, ટીપણી, ટીપણું, ટીપું, ટીપ
ટુકડો, ટુકડી
ટૂંકું, ટૂંકવવું
ટેકવું, ટેકો, ટેકણ, ટેક, ટેકી
ટેકસ
ટેકસી
ટેટી
ટોપ, ટોપી, ટોપલી
ટોળું

ઠ

ઠંડું, ઠંડક, ઠંડી
ઠાઠ, ઠાઠડી
ઠામ
ઠાંઠું
ઠૂંઠું, ઠૂંઠવાવું, ઠૂંઠિયું
ઠેકવું, ઠેકો, ઠેકાણું
ઠોઠ, ઠોઠું

ડ

ડગ, ડગલું
ડગલો
ડબો, ડબી, ડબલું
ડાઘ—ડાઘો, ડાઘુ, ડાઘિયો
ડાહ્યું, ડહાપણ
ડાબું, ડાબેરી
ડાળ, ડાળી, ડાળું
ડાંખળું, ડાંખળી
ડાંભો
ડિસેમ્બર
ડુંગળી
ડૂબવું, ડૂબકું
ડૂંડું, ડૂંડી
ડોબું
ડોયો
ડોલ, ડોલચી, ડોલચું
ડોલવું, ડોલો, ડોળ, ડોળી
ડોસો, ડોસી, ડોસલું

ઢ

ઢબ્બુ
ઢળવું, ઢાળવું, ઢાળ, ઢાળો
ઢાંકવું, ઢાંકણ, ઢાંકણું, ઢાંકણી

ઢીલું, ઢીલ
ઢોકળું, ઢોકળી
ઢોર
ઢોળવું, ઢોળ, ઢોળાવ

### ત

તકલી
તકિયો
તપવું, તાપવું, તાપ
તબલું
તમે,તમને, તમારે, તમારું
તરફ, તરફેણ
તરબૂચ
તરવું, તારવું, તારવવું, તારો, તરામણું, તરાપો
તલ, તલી, તેલ, તેલી, તેલિયું
તવેથો,-તાવેથો, તવો, તવી
તળ, તળી, તળું, તળિયું
તળવું, તળીચૂરી
તળાવ
તંગ, તંગી
તંદુરસ્ત, તંદુરસ્તી
તાકો, તાકું
તાર
તાલકું, તાળવું
તાવ, તાવડી, તાવડો
તાળું
તાંતણો
તાંદળજો—તાંજળિયો
તાંબું, તાંબાકૂંડી
તીખું, તીખાશ
તુવેર, તુવેરો
તુળસી
તું, તને, તારે, તે, તારું
તૂરિયું
તૂરું, તૂરાશ
તે, તેમને, તેમનું, તેવું, તેવડું, તેટલું તેગ
તેર, તેરમું, તેવીશ, તેત્રીસ, તેતાળીસ, તેપન, તેસઠ, તોત્તેર, ત્યાશી, તાણુ
તૈયાર, તૈયારી
તો
તોપ, તોપચી
તોળવું, તોલ, તોલું
ત્યાં, ત્યારે
ત્રણ, ત્રમણું, ત્રેવડું
ત્રાક
ત્રાજવું
ત્રાંસું, ત્રાંસ
ત્રીસ

### થ

થડ, થડિયું
થવું, થાય, થાઓ, થશે
થાકવું, થાક, થાકોડો
થાપવું, થાપ, થાપણ, થાપી, થાપો, થાપોલિયું
થાળ, થાળી, થાળું
થાંથું, થાંથાઈ
થાંભલો
થેપલું, થેપલી
થેલો, થેલી
થોડું
થોભવું, થોભ, થોભું
થોર, થોરિયું

## દ

દક્ષિણ, દક્ષિણા
દડો, દડી
દફતર
દબવું, દાબવું, દાબ, દાબો
દર, દરેક
દરાજ
દરિયો, દરિયાકાંઠો, દરિયાઈ
દલાલ, દલાલી
દલીલ
દવા, દવાખાનું
દસ, દસમ, દસમી, દસમું
દહાડો, દહાડી, દહાડિયું
દહીં
દાક્તર
દાખડો
દાખલો
દાગીનો
દાઝવું, દાઝ, દાઝિયું
દાટવું, દાટ, દાટો, દાટી
દાડમ, દાડમી
દાઢ, દાઢી, દાઢો, દાઢવું
દાતણ
દાતરડું, દાતરડી
દાદર, દાદરો
દાવો
દાળ, દાળિયો
દાંત, દાંતી, દાંતિયો, દાંતો, દાંતિયું
દિલ, દિલાસો, દિલગીર, દિલગીરી
દિવસ
દિશા
દીકરો, દીકરી
દીવો, દીવાદાંડી, દિવાળી, દિવેલ
દુકાન, દુકાનદાર
દુનિયા, દુન્યવી
દુઃખ, દુઃખી, દુખવું, દુખાવો(-વો)
દૂધ, દૂધી, દૂધિયું, દૂધપાક
દૂરબિન
દૂંટી
દેખવું, દેખાવ, દેખરેખ, દેખાડવું
દેરું, દેરી
દેવતા
દેવું, દે, દો, દીધું, દીધેલું; દેણ, દેણું, દેણગી; દેવાળું, દેવાળિયું
દેશ, દેશી
દોડવું, દોડ, દોડાદોડ(-ડી)
દોરો, દોરી, દોરડી, દોરડું, દોરવું, દોરવવું, દોરવણી

## ધ

ધક્કો, ધકેલવું
ધજા
ધરવું, ધરો, ધરી, ધારવું, ધાર
ધર્મ, ધર્મી
ધસવું, ધસારો
ધંધો, ધંધાદાર
ધાણા, ધાણી
ધાતુ
ધાબું, ધાબો
ધીમું
ધીરવું, ધીરાણ, ધીરધાર, ધીર, ધીરું ધીરજ
ધુમાડો
ધુત

ધૂળ, ધૂળિયું
ધોતિયું, ધોતલી
ધોબી, ધોબણ
ધોરિયો
ધોવું, ધોણ, ધોલાઈ
ધોળું, ધોળવું; ધોળામણ, ધોળકાવું,
ધોંસરું, ધોંસરી, ધોરી
ધ્યાન
ધ્રૂજવું, ધ્રૂજ, ધ્રુજારો, ધ્રુજારી

### ન

નકલ, નકલી
નકશો
નક્કર
નખ, નખિયું, નખલો, નખલી
નજર, નજરબંદી
નજીક
નણંદ, નણદોઈ—નણદોયો
નથી
નદી
નશો, નશાખોર
નબળું, નબળાઈ
નમવું, નમણ, નમણું
નમૂનો, નમૂનેદાર
નર, નારી
નરમ, નરમાશ
નવ, નવરાત, નવમું, નોમ, નેવું
નવેમ્બર
નવું, નવતર, નવલ, નવલકથા, નવલિકા
નસીબ, નસીબદાર
નહિ, નહિ તો—નહિતર, નકર
નહેર
નળ, નળી, નેળ—નેળિયું
નંગ
ના
નાક, નાકું
નાખવું
નાજુક
નાટક, નાટકિયો
નાણું, નાણાકીય
નાતાલ
નાનું, નાનમ
નામ, નામચીન, નામીચું, નામદાર, નામી
નારંગી
નાશ, નાસવું, નાઠું, નાસભાગ
નાસ્તો
નાહવું, નાણી, નવેરી
નિકાસ
નિભાવ, નભવું
નિયમ, નિયમિત
નિર્ધાર, નિર્ધારવું
નિવેદન, નિવેદવું, નૈવેદ્ય—નિવેદ
નિશાન, નિશાની
નિશાળ, નિશાળિયો
નીકળવું, નિકાલ
નીચ, નીચું, નીચે, નીચાણ, નીચલું, નીચાઈ
નુકસાન, નુકસાનકારક, નુકસાની
નેવું
નોકર, નોકરી, નોકરિયાત
નોંધવું, નોંધ, નોંધણી
ન્યાય, ન્યાયકચેરી, ન્યાયાધીશ, ન્યાયી

